# સમર્પણ

પૂ. મુરબ્બી શ્રી નેમચંદ પોપટલાલ વોરાના પુણ્યાત્માને



સ્વ. શ્રીમાન્ નેમચંદ પોપટલાલ વોરા
(પી. કે. વોરાની કંપનીવાળા)

# નિવેદન

મારા પૂજ્ય મુરબ્બી સ્વર્ગસ્થ શ્રી નેમચંદ પોપટલાલ વોરાના નામથી અંકિત ગ્રંથમાળાના પ્રથમ પુષ્પતરીકે જુદા જુદા જૈન પૂર્વાચાર્યો તથા મહત્તમ દુર્લભરાજ પ્રણીત જૈન સામુદ્રિકના (૧ હસ્તસંજીવની, ૨ સામુદ્રિકતિલક તથા ૩ સામુદ્રિકશાસ્ત્ર) ત્રણ ગ્રંથો અને ૪ હસ્તકાંડ ૫ અર્હત્સ્વપ્નવિચાર નામના ગૂઢવિદ્યા વિષયના બે ગ્રંથો, જૈન સામુદ્રિકના પાંચ ગ્રંથોના નામથી જનતા સમક્ષ મૂકતાં મને અવર્ણનીય આનંદ થઈ રહ્યો છે

આ ગ્રંથની સારા પ્રમાણમાં નકલો ખરીદવા માટે સ્વર્ગસ્થ નેમચંદ પોપટલાલ વોરાના સુપુત્ર સ્નેહી શ્રી જગતચંદ્ર વોરા તથા મારી દરેકે દરેક સાહિત્ય પ્રવૃત્તિમાં મુખ્ય ઉત્તેજન આપનાર સ્નેહીશ્રી માણેકલાલ ચુનીલાલ શાહ જે. પી. નો તો જેટલો આભાર માનું તેટલો ઓછો છે કારણ કે તેઓની ઉત્તેજના વિના તો હું સાહિત્ય પ્રકાશનમાં આટલી બધી પ્રગતિ ન જ કરી શક્યો હોત

આ ગ્રંથના સંપાદક શાસ્ત્રી હિંમતરામ જાની સુપ્રસિદ્ધ જ્યોતિષાચાર્ય છે અને જ્યોતિષની દરેકે દરેક શાખાઓમાં તેઓશ્રી નિપુણતા ધરાવે છે આ ગ્રંથનું શુદ્ધ અને સુંદર સંપાદન કરવામાં તેઓનો જ મુખ્ય હિસ્સો છે હવે પછી તેમના તરફથી તૈયાર થએલા (૧) શ્રી હીરકલશ જૈન જ્યોતિષ, (૨) અર્ઘકાંડ (ઉપલબ્ધ પ્રાચીન અર્ઘકાંડો) વિસ્તૃત સમજુતી સાથે તથા દરરોજના બજારની દરેક વસ્તુઓના ભાવો જાણવા માટે ભોમીયારૂપ તથા (૩) ચન્દ્રોન્મીલન અને (૪) પ્રશ્નસુંદરી નામના ગૂઢવિદ્યા વિષયના ગ્રંથો પ્રસિદ્ધ કરવામાં આવનાર છે તે તરફ જનતાનું ધ્યાન દોરવાની આ તક લઉં છું અને આ સંપાદન આ રીતે કરી આપવા માટે તેમનો આભાર માનું છું

આ ગ્રંથમાં આપવામાં આવેલાં ત્રિરંગી ચિત્રો તથા સામુદ્રિકના અંગોપાંગોના ચિત્રો સુપ્રસિદ્ધ ચિત્રકાર શ્રીયુત રવિશંકર રાવળની અંગત દેખરેખ નીચે શ્રી ગુજરાત કલાસંઘમાં તૈયાર કરાવવામાં આવેલાં છે તે માટે મુરબ્બી રવિશંકર ભાઈનો

તથા જૈનેટ ઉપરનું ચિત્ર ફતેહપુરમાં આવેલ શ્રી વર્ધમાન જ્ઞાન મંદિરના સંચાલક મંતિશ્રી અનોપચંદ દલજીએ મને આપ્યું હતું તે માટે તેઓશ્રીનો અને અંતે, નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસના માલિક શ્રીયુત મણિલાલ છગનલાલ શાહનો ગ્રંથ સમયસર છાપી આપવા માટે આભાર માનવાની આ તક લઉં છું.

સંવત ૨૦૦૩ના આસો સુદી પૂર્ણિમા
(શરદ પૂર્ણિમા)
બુધવાર તા. ૨૯—૧૦—૪૭

નિવેદક—
સારાભાઈ મણિલાલ નવાબ
નાગજી ભૂદરની પોળ,
અમદાવાદ.

# સંપાદકીય નિવેદન

પરમાત્માની કૃપાથી હસ્તસંજીવન આદિ સામુદ્રિકના પાંચ ગ્રંથો જનતા સમક્ષ મૂકતાં મને અનહદ આનંદ થાય છે. આ ગ્રંથોના સંશોધન અને સંપાદન પાછળ લગભગ દસ વર્ષનો પરિશ્રમ છે અને આટલા બધા દીર્ઘકાળના પરિશ્રમ બાદ જ્યારે સુંદર સંસ્કરણ પ્રગટ થાય, ત્યારે સંપાદકને જે હર્ષ થાય છે તે સમાનધર્મી બંધુઓને સ્વાનુભવાપેક્ષ હોઈ તેનું વિવેચન અસ્થાને છે.

આ એક પાંચ ગ્રંથોનો સંગ્રહ છે અને તે દરેકના કર્તા જૈનધર્માવલંબી હોવાથી આ સંગ્રહને "જૈનસામુદ્રિકના પાંચ ગ્રંથો" એવું નામ આપવામાં આવ્યું છે.

આ સંગ્રહમાં (૧) હસ્તસંજીવન (૨) સામુદ્રિકતિલક (૩) પ્રાચીન સામુદ્રિકશાસ્ત્ર (૪) હસ્તકાંડ અને (૫) અર્હંતચૂડામણિ સાર એમ કુલ પાંચ ગ્રંથો લેવામાં આવ્યા છે.

આ પાંચ ગ્રંથો તેમના નામથી જ પ્રસિદ્ધ છે અને હસ્તસંજીવન માટે એક વિસ્તૃત ભૂમિકા તથા તેના કર્તાનો વિશદ પરિચય આ ગ્રંથમાં જ આપવામાં આવ્યો છે. બીજા ગ્રંથો માટે જે કહેવાનું છે તે પણ નિમિત્તશાસ્ત્રના નિબંધમાં આવી જાય છે છતાં અહીં તે સંબંધી અવશિષ્ટ વિવેચન કરવું ઠીક છે.

સામુદ્રિકતિલક એક જાણીતો ગ્રંથ છે. આ ગ્રંથ સંસ્કૃત સાહિત્યમાં પ્રસિદ્ધ છે. હસ્તસંજીવનકારે આ ગ્રંથનાં ઘણાં વાક્યોનો પોતાના ભાષ્યમાં પ્રમાણ તરીકે ઉપયોગ કર્યો છે. ગ્રંથની મહત્તા માટે આ બાબત ઉલ્લેખનીય છે. શરીર સામુદ્રિક માટે આ ગ્રંથ સર્વાંગ સુંદર છે એમ જ કહેવું પડશે. પરંતુ તે સાથે કવિત્વની દૃષ્ટિએ પણ ઉત્કૃષ્ટ છે. ગ્રંથકારનો આર્યા ઉપર કેટલો સુંદર અધિકાર જામેલો છે તે તો છંદોરચનાના નિપુણોને જ સમજાય તેવું છે. વૃત્તરત્નાકર નામના સંસ્કૃત છંદોરચનાના ગ્રંથમાં ટીપ્પણમાં આર્યાના લક્ષણનું પૂર્ણ ઉદાહરણ બતાવવા માટે આ ગ્રંથની આર્યાનો ઉપયોગ કરેલો છે. ગ્રંથકાર પણ પોતે પોતાના કવિત્વ અને છંદોનૈપુણ્ય માટે અભિમાન રાખે છે અને ઉપરોક્ત બાબતથી સાબિત થાય છે કે તે વાજબી છે.

ગ્રંથ ૮૦ આર્યાઓમાં લખાએલો છે. પોતાનો પરિચય ગ્રંથકારે પોતે જ આપ્યો છે. એટલે તે જોવાથી સમજી શકાશે કે પાટણના મંત્રીઓ કેવળ રાજકીય બાબતમાં જ નહિ પણ ગ્રંથ રચનામાં પણ કેટલા બધા કુશળ હતા! રાજપુરુષો પણ ઉત્તમ સાહિત્ય રચી શકે છે તેનો આ ગ્રંથ ઉમદા નમૂનો છે.

ગ્રંથકાર પાટણના મહારાજાધિરાજ કુમારપાળનો (મંત્રી) મહત્તમ છે અને તે નરતુરગગજશકુન પરીક્ષામાં ચતુરાઈ પામે છે. પોરવાડ જ્ઞાતિમાં જન્મેલા

આ કવિનું સ્ત્રી અને પુરુષ પરીક્ષા સંબંધી ખાસ રચના એજ સામુદ્રિકતિલક છે આ ગ્રંથકારનાં ગજપરીક્ષા (હસ્તિપરીક્ષા શાસ્ત્ર) તથા શકુનશાસ્ત્ર ગ્રંથો અમોને ઉપલબ્ધ થયાં નથી. પરંતુ તેના પુત્ર અને સામુદ્રિકતિલકના નિપુણ ઉદ્ધારકનાયક જગદ્દેવ (જગદેવ)નું સ્વપ્નશાસ્ત્ર ઉપલબ્ધ થયુ છે આ ગ્રંથ બે અધિકારમાં સમાપ્ત થએલો છે આમાં કવિએ પોતાનું વર્ણન કર્યું

परगृहपामिमार्गं परमहितार्थस्य वेत्ति यस्तत्त्वम् ।
मार्गं मुखे दुर्गम सम्पन्नि स कविरेवैक ॥

ઉપરના સ્વપ્નશાસ્ત્રની અને સામુદ્રિકતિલકમાં આપેલી પ્રશસ્તિનો લેખક જગદ્દેવ પોતે જ છે એટલે તેના સમય તથા શાસ્ત્રજ્ઞાન માટે બીજા કોઈપણ આપોક્તની જરૂર રહેતી નથી કુમારપાળનો સમય પ્રસિદ્ધ જ છે

હસ્તકાંડ પાર્શ્વચંદ્ર નામના જૈનાચાર્યની કૃતિ છે. આ પાર્શ્વચંદ્ર શ્રીમદ્ ચંદ્રાચાર્યના શિષ્ય છે એમ તેઓ પોતે જણાવે છે તેમનો કાળ લગભગ બારમા શતકનો છે તેમનો વિશેષ પરિચય ગ્રંથમાંથી મળી આવતો નથી. પણ કર્તા પોતાને શ્રી ચંદ્રાચાર્યના શિષ્ય તરીકે ઓળખાવે છે છેલ્લા શ્લોકમાં આ હકીકત ગ્રંથકારે લખી છે

જૈન સ્તોત્રસંદોહની ભૂમિકામાં સ્વર્ગવાસી મુનિરાજ શ્રી ચતુરવિજયજીની માન્યતા મુજબ પાર્શ્વદેવગણિ કે જેઓ વિ. સં. ૧૧૭૧ માં વિદ્યમાન હતા તેઓ જ હસ્તકાંડના કર્તા છે. અહીં પ્રસ્તાવના લેખક પાર્શ્વદેવગણિનું અપરનામ શ્રી ચંદ્રસૂરિ હતુ તેમ જણાવે છે પરંતુ અહીં ગ્રંથકાર પોતાના ગુરુનું નામ શ્રી ચંદ્રાચાર્ય હતું એમ સ્પષ્ટ કહે છે એટલે પાર્શ્વદેવગણિ એજ પાર્શ્વચંદ્ર કે બીજા કોઈ તેમાં સંદેહ રહે છે પાર્શ્વદેવગણિ શ્રીમદ્ ધનેશ્વરસૂરિના શિષ્ય છે એટલે મુનિરાજશ્રી ચતુરવિજયજીની માન્યતા બંધ બેસતી થતી નથી. ભંડાર સૂચીઓમાં બહુ પાર્શ્વદેવગણિ થઈ ગયાનું જાણવા મળે છે ત્રણથી બે લગભગ સમકાલિન છે એક વિ. સં. ૧૧૯ માં હોવાનું જણાવેલું છે

અર્હચ્ચૂડામણિસાર એ ચૂડામણિ નામના અતિ જૂના મનાતા પુસ્તકનો સાર હોય તેમ નામાભિધાન છે

ચૂડામણિનો પરિચય અમોએ નિમિત્તશાસ્ત્રમાં આપ્યો છે હસ્તકાંડ તથા અર્હચ્ચૂડામણિનો વિષય એક જ છે આ વિષયનો વિસ્તૃત ગ્રંથ અમારા પ્રકાશિત "ચંદ્રોન્મીલન" આ ગ્રંથમાળામાં હવે પછી બહાર આવનાર છે હસ્તકાંડનમાં ચૂડામણિની પદ્ધતિનો ઉલ્લેખ છે અને તેનું વિશદીકરણ થાય તે હેતુથી આ બે ગ્રંથો આપવામાં આવ્યા છે

ત્રીજા ગ્રંથ તરીકે "સામુદ્રિકશાસ્ત્ર" આપ્યું છે આ પુસ્તક સંબંધી પણ

નિમિત્તશાસ્ત્રમાં વિવેચન કર્યું છે અને તેની પ્રાચીનતા સિદ્ધ કરી બતાવી છે આ ગ્રંથ કોની કૃતિ છે ? તે સમજાતું નથી પણ અતિપ્રાચીન છે એ નિર્વિવાદ છે

આ પાંચે ગ્રંથો પૈકી હસ્તસંજીવનના અત્યાર પહેલા બે ત્રણ જગ્યાએથી પ્રકાશન થએલા છે પરંતુ અમારૂં સંપાદન તેમાં નવીજ ભાત પાડે છે એ તો વાંચકોને અને વિવેચકોને સમજાશે. આ પુસ્તકના સંપાદનમાં અમોએ પ્રથમ દરેકની જ સંશોધિત બનાવી વિજાપુરના શાસ્ત્રવિશારદ શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિજી જ્ઞાન મંદિરના ભંડારની હસ્તલિખિત પ્રતનો ઉપયોગ કર્યો છે આ પુસ્તકના મૂળ તેમજ ભાષ્યના કુરૂક પાઠોનુ શોધન તથા વિવેચન કરવામાં અમોને ઉપાધ્યાયજી શ્રી સિદ્ધિમુનિજી તથા શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિજીના પ્રશિષ્ય શ્રી હેમેન્દ્રસાગરજીએ અમૂલ્ય સહાય આપી છે અને સંશોધન કરતી વખતે વિજાપુર જ્ઞાનમંદિરના સંચાલકોએ જે અનુકૂળતા કરી આપી છે તે ઉલ્લેખનીય છે

આ સિવાય અમદાવાદ ડહેલાના ઉપાશ્રયમાંથી શ્રી ચંચળબ્હેનના ભંડારની હસ્તલિખિત પ્રતનો ઉપયોગ કરવામાં ઉપાશ્રયના વહીવટદારો પૈકી શેઠશ્રી પનાલાલ ઉમાભાઇએ અમોને ઘણી સારી સગવડ પુરી પાડી છે તે માટે તેમનો આભાર માનીએ છીએ. હસ્તસંજીવનના રચયિતા ઉપાધ્યાયજી શ્રીમેઘવિજયજીનો વિસ્તૃત પરિચય પંડિત બેચરદાસ જીવરાજ દોશીએ સિંઘી જૈન ગ્રંથમાળાના દિગ્વિજય મહાકાવ્યની પ્રસ્તાવનામાં આપેલો છે તે ઉપરથી અત્રે આપેલો છે, જે માટે તેમનો પણ આભાર માનીએ છીએ.

## કવિનો પરિચય

શ્રી મેઘવિજયજી ઉપાધ્યાયનો જન્મ ક્યાં અને ક્યારે થયો, તેમજ તેઓ ક્યાં સુધી ગૃહસ્થ તરીકે હતા તે સંબંધી પરિચય કશાથી પણ જાણી શકાયો નથી તેમ તેમના સાધુ જીવનમાંની પણ બહુ માહિતી મળતી નથી

તેઓએ પોતાની પ્રત્યેક કૃતિઓના અંતે પ્રશસ્તિ રચી છે, જેમાં પોતાનું નામ, ગુરુ શ્રી કૃપાવિજયજીનું નામ અને શ્રી વિજયપ્રભસૂરિ પ્રતિ ભક્તિ-અતિરેક દર્શાવતી પંક્તિઓ મળી આવે છે શ્રી વિજયપ્રભસૂરિએ તેમને ઉપાધ્યાયપદ આપેલુ તેથી તેમની પ્રતિ તેઓ આ પ્રકારે કૃતજ્ઞતા દર્શાવતા, એમ જણાઇ આવે છે

તેઓ સાહિત્યના પ્રખર અભ્યાસી મહાકવિ હતા, એ તેમની અનેક ગ્રન્થ-રચનાઓથી જણાઈ આવે છે કિરાત, માઘ, નૈષધ મેઘદૂત આદિ કાવ્યના સતત વાચનથી તેમને સમગ્ર કાવ્યો કંઠસ્થ હશે એ તેમની તે તે કાવ્યોની સમસ્યાપૂર્તિઓથી માલુમ પડી આવે છે તેઓ દર્શન-તત્ત્વજ્ઞાનના પંડિત હતા, એ તેમના 'યુક્તિપ્રબોધ નાટક' પરથી જણાઈ આવે છે એ નાટકમાં તેમણે તે વખતના પ્રધાન. દિગમ્બર મતાનુયાયી બનારસીદાસના સિદ્ધાંતોનું આવેશપૂર્વક

ખંડન કર્યું છે અને તેથી ઇતરદર્શનોના ખંડનાત્મક ક્રમમાર્ગને મૂકીને જૈનદર્શનના નવીનમત સમ્પ્રદાયનું યુક્તિપૂર્વક ખંડન કરવાનો નવીન માર્ગ અપનાવ્યો છે વ્યાકરણમાં શ્રી હેમચંદ્રસૂરિની 'સિદ્ધહેમશબ્દાનુશાસન-લઘુવૃત્તિ'ને તેમણે 'હેમકૌમુદી' અપર નામ 'ચંદ્રપ્રભા' રચીને થોડીક સરળ અને વિશદ બનાવવાનો પ્રયત્ન કર્યો છે એ સિવાય તેમણે એથી નાની 'લઘુપ્રક્રિયા' અને તેથી યે નાની 'હૈમશબ્દચન્દ્રિકા' રચીને વૈયાકરણ તરીકેની ખ્યાતિ મેળવી છે એથી ધ્યાન ખેંચે તેવા તેમના જ્યોતિષવિષયક અભ્યાસને દર્શાવતા ગ્રંથો છે જૈન આચાર્યોમાંથી શ્રી ભદ્રબાહુએ રચેલી જ્યોતિષ વિષયક 'ભદ્રબાહુસંહિતા' અને શ્રી કાલકાચાર્યે રચેલી 'કાલકસંહિતા'નાં નામો મળે છે પણ હસ્તરેખાના વિષયમાં 'હસ્તસંજીવન' જેવું સ્પષ્ટ અને વિસ્તૃત સંસ્કૃતની સ્વોપજ્ઞ ટીકા સાથે બીજા કોઈએ રચેલું જણાતું નથી તે સિવાય 'ઉદયદીપિકા', 'વર્ષપ્રબોધ', 'પ્રશ્નસુંદરી' વગેરે ગ્રંથો તો જ્યોતિષના વિશિષ્ટ અભ્યાસી તરીકેનું અપૂર્વ કૌશલ બતાવી આપે છે તેઓ અધ્યાત્મવિષયના પણ મોટા વિદ્વાન હતા એ તેમના 'માતૃકાપ્રસાદ' અને 'અર્હદ્ગીતા' વગેરે ગ્રંથોથી જાણી શકાય છે તેમનું 'સપ્તસંધાન મહાકાવ્ય' તો એક અદ્ભુત ગ્રંથ છે, જેમાંથી સાત મહાપુરુષોનાં ચરિત્રો એક જ પદ્યમાંથી સાત અર્થ દ્વારા નીકળે છે, એ તેમનો અનેકાર્થક શબ્દકોષ બતાવી આપે છે

તેઓ ગુજરાતી ભાષાના પણ સિદ્ધહસ્ત કવિ-લેખક છે, એ તેમની 'જૈન ધર્મદીપક', 'જૈન શાસન દીપક', 'આહારગવેષણા' વગેરે કેટલીક ગુજરાતી કૃતિઓ ઉપરથી જાણી શકાય છે

આમ તેઓ પ્રતિભાશાળી કવિ, સ્ફુરન્મતિ, દાર્શનિક, પ્રયોગવિશુદ્ધ વૈયાકરણી, સમગ્ર જ્યોતિર્વિદ, આધ્યાત્મિક આત્મજ્ઞાની હતા, એ તેમના ગ્રંથોમાંનાં તદ્વિષયક આલેખનો પરથી જાણી શકાય છે

તેઓ ઉપા. યશોવિજયજી અને ઉપા વિનયવિજયજીના સમકાલીન વિદ્વાન હતા, છતાં એક બીજાએ ક્યાંય કોઈનું નામ લીધું નથી, તેથી જૈન પરંપરામાં ચાલી આવતી નામ ન લેવાની પ્રથાથી જાણી શકાય છે કે તેઓ પણ તેમના જેવા જ સમર્થ હતા અને તેથી સમાન સત્માર્ગના ધારકો એક બીજાને ન લેખ્યા હોય એ સ્વાભાવિક લાગે છે

તેમના ગુરુ શ્રી કૃપાવિજયજીની શ્રી વિજયપ્રભસૂરિ નિર્વાણરાસ સિવાય કોઈ રચના ઉપલબ્ધ થઈ નથી છતાં તેઓ મોટા કવિ હતા એ તેમણે જ્યાં ત્યાં કરેલા શ્લોકોથી જણાઈ આવે છે વળી તેઓ ષડ્દર્શનના પ્રખરવેત્તા અને

વળી તેમણે 'પંચતીર્થસ્તુતિ-સટીક', તેમજ 'ભક્તામરસ્તોત્ર' પર ટીકા રચી છે સિવાય કવિએ અનેક ગુજરાતી કૃતિઓ-૧ જૈનધર્મદીપક ૨ જૈન શાસન દીપક ૩ આહારગવેષણા, ૪ શ્રી વિજયદેવસૂરિ નિર્વાણરાસ ૫ કૃપાવિજય નિર્વાણરાસ, ૬ ચોવિશ જિન સ્તવન, ૭ પાર્શ્વનાથસ્તોત્ર, વગેરે રચેલી મળી આવે છે

સર્વ છેવટે હસ્તસંજીવનના તલસ્પર્શી અભ્યાસી અને સંશોધક સ્વર્ગસ્થ શ્રીમદાચાર્ય શ્રી વિજયક્ષમાભદ્રસૂરિશ્વરજીને અમો અહીં યાદ કરીએ છીએ. તેઓએ આ પુસ્તકના મૂળ અને ભાષ્યનું જલંધર (પૂર્વ પંજાબ)માં મહતા સોમેશ્વરના પુત્ર દયારામના પુસ્તક ઉપરથી સંવત ૧૭૯૫ શકે ૧૬૬૦ના વૈશાખ વદ ૧૨ મંગળવારે અજમેરી ટીકારામ ભવાનીદત્તે લખેલા પુસ્તક ઉપરથી સંશોધન કર્યું છે આ સંશોધનનો આ પુસ્તકના સંપાદનમાં પૂરેપૂરો ઉપયોગ કર્યો છે સ્વર્ગસ્થની મનકામના હસ્તસંજીવનનું સર્વાંગ સુંદર સંપાદન જોવાની હતી. પણ કમનસીબે તેઓ આ ગ્રંથના પ્રકાશન પૂર્વે જ સ્વર્ગસ્થ થયા છે એ શોચનીય છે સ્વર્ગસ્થે સંપાદન કરેલું મૂળ અને ભાષ્ય સાથેનું હસ્તસંજીવનનું પુસ્તક તથા પ્રમસુંદરીની શ્રીમદ્‌ની હસ્તલિખિત પ્રત અમોને જ્યોતિષશાસ્ત્રાભ્યાસી તપસ્વી મુનિશ્રી કાન્તિવિજયજીએ ઉપયોગ કરવા આપી છે એટલે તેમનો પણ આભાર માનીએ છીએ.

આમ અમો હસ્તસંજીવનના મૂળ તથા ભાષ્યનું સંપૂર્ણ સંપાદન કરવા શક્તિમાન થયા છીએ. આ ગ્રંથમાં હસ્તસંજીવનને મૂળ તથા ગુજરાતી ભાષાન્તર સાથે આપેલું છે અને તેમાં આવતાં શ્લોકો, કોષ્ટકો વગેરેને સારી રીતે સમજાય તેવી રીતે રજુ કરેલા છે વિશેષમાં હસ્તસંજીવનના વિષયને માર્મિક રીતે સમજાય તે માટે ભૂમિકા તથા નિમિત્તશાસ્ત્ર સંબંધી વિસ્તૃત નિબંધ પણ આ ગ્રંથમાં સામેલ કરવામાં આવ્યા છે એટલે હસ્તસંજીવનનું આ સંપાદન અભ્યાસીઓને રુચિકર થઈ પડશે. એમાં બે મત છે જ નહિ

સામુદ્રિકશાસ્ત્રની આ પહેલા એક આવૃત્તિ જુના હિંદી ભાષાન્તર સાથે સામુદ્રિકશાસ્ત્ર નામથી વેંકટેશ્વર પ્રેસમાંથી બહાર પડી હતી આ પુસ્તકના ભાષાન્તરમાં જે કંઈ ત્રુટીઓ હતી તે બધી આમાંથી દૂર કરી છે અને ગ્રંથ સારી રીતે સમજમાં આવે, તે માટે નવગ્રહોક્ત પશુ પક્ષી સાથેના મનુષ્ય અંગ પ્રત્યંગનાં સરખાવેલા લક્ષણોને વિવિધ ચિત્રોથી દર્શાવેલાં છે ભાષાન્તર તથા વિષય સ્પષ્ટીકરણ કરવામાં કચાશ રાખવામાં આવી નથી અને અત્યારપૂર્વે શરીર સામુદ્રિકનાં છપાએલાં દરેક પુસ્તકો કરતાં આ પુસ્તકને રમણીય, ચિત્તાકર્ષક તથા મર્મોદ્‌ઘાટન કરવામાં આવ્યું છે એ પ્રાણીઓના અંગ પ્રત્યંગનું સંપૂર્ણ નિરૂપણ ન થયું હોય તો સામુદ્રિક શાસ્ત્ર સમજાતું જ નથી આ ત્રુટી અમોને વળી સાલતી હતી અત્યાર પહેલાં કોઈ

પણ સંપાદક કે પ્રકાશકનું તે તરફ ધ્યાન જ ગયું નથી. સર્વ પ્રથમ આમાં જ આ પ્રયત્ન કર્યો છે. આ ચિત્રો ગુજરાતના સમર્થ કલા વિવેચક ચિત્રકાર શ્રી રવિશંકર રાવળે તૈયાર કર્યાં છે. એટલે તેની સુંદરતા તથા પ્રમાણિકતા માટે કહેવાનું રહેતું જ નથી.

સામુદ્રિકતિલકની આ ગુજરાતી સચિત્ર આવૃત્તિ સર્વ પ્રથમ જ થાય છે. અત્યાર પહેલાં ઉપર જણાવ્યું તેમ વેંકટેશ્વર પ્રેસનું મૂળ અને હિંદી ભાષાન્તર પ્રગટ થયું હતું. થોડાંક વર્ષો પહેલાં શ્રીયુત રઘુનાથ શાસ્ત્રી પટવર્ધને સામુદ્રિકતિલક નામના ગ્રંથમાં આ પુસ્તક મરાઠી ભાષાન્તર સાથે સંપાદન કર્યું છે. પરંતુ અમારું સંપાદન સ્વતંત્ર જ છે અને તે સહેજે સમજાય તેમ છે.

સામુદ્રિકશાસ્ત્ર, હસ્તકાંડ, આ બે ગ્રંથનું સંપાદન હિન્દની કોઈ પણ ભાષામાં થએલું જાણવામાં આવ્યું નથી. સર્વ પ્રથમ આ સંગ્રહમાં જ તે લેવામાં આવ્યા છે. સામુદ્રિકશાસ્ત્રના શ્લોકો ઘણાં પુસ્તકોમાં ઉદ્ધૃત થએલા જોવામાં આવે છે. વિવેકવિલાસકારે તેનો ઘણો ઉપયોગ કર્યો છે. આ ગ્રંથ અતિ પ્રાચીન છે એટલું જ કહેવું બસ થશે.

હસ્તકાંડ કે જે ચૂડામણિના વિષયનો જ ગ્રંથ છે તેની પ્રત અમોને પાટણના દેવશીના પાડાના ભંડારમાંથી વિદ્વદ્વર્ય મુનિરાજ શ્રી પુણ્યવિજયજી મહારાજે મેળવી આપી હતી. તેઓશ્રીના કહેવા મુજબ અત્યારસુધી અમદાવાદ તથા પાટણના જૈન ભંડારોની, જાણવામાં આવેલી લગભગ ૫૦ પચાસ હજાર જેટલી હસ્તપ્રતોમાં હસ્તકાંડની બીજી કોઈ પ્રત નથી આવી. દુર્લભ પ્રત મેળવી આપવા માટે તેઓશ્રીનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે.

અર્હચ્ચૂડામણિસાર પ્રતાકારે ઘણી જ અશુદ્ધ રીતે મહાવીર ગ્રંથમાળા ધુળીઆથી પ્રકાશિત થએલ હતો. આ પ્રકાશન ઉપરથી જ સંશોધિત પાઠ સાથે અહીં તેને મૂકવામાં આવ્યો છે.

હસ્તકાંડ તથા અર્હચ્ચૂડામણિની બીજી પ્રતોના અભાવમાં પાઠશુદ્ધિ તથા અર્થસંગતિ ઘણી જ કઠીન થઈ પડી હતી, પરંતુ ઈશ્વરકૃપાથી અમોએ તેની બને તેટલી શુદ્ધતા અર્થસંગતિ અને ભાષાન્તર તેના જ જેવા ચન્દ્રોન્મીલન, પ્રશ્નકુતૂહલ વગેરે ગ્રંથોના અભ્યાસપૂર્વક કરી છે. આમ હોવા છતાં ક્ષતિ રહી ગઈ હોય તો તજ્જ્ઞ વિદ્વાનો હંસક્ષીર ન્યાયથી અમોને ક્ષમા કરશે, એમ આશા છે.

આ પાંચ ગ્રંથોના પ્રકાશનમાં ભાઈશ્રી સારાભાઈ મણિલાલ નવાબે તનમન ધનથી કામ કર્યું છે. આટલી બધી મોંઘવારીમાં ઉંચા આર્ટ પેપર ઉપર સચિત્ર

આવૃત્તિ બહાર પાડવાનું સાહસ ગુજરાતના પ્રકાશકોને અગ્રભાગ પમાડનારૂં લાગશે. આ ગ્રંથોનું પ્રકાશન તેમના જેવા સાહસિકોથી જ થઇ શક્યું છે હિસાબ ગણનાની દૃષ્ટિ આમાં રાખેલ જ નહિ. ફક્ત આધારે ગણાતા પ્રાચીન શાસ્ત્રના ઉદ્ધારની ધગશ જ આ કાર્ય કરાવી શકી છે તેઓની પ્રગતિ ઉત્તરોત્તર થાય એમ હરકોઈ સહૃદય ચાહે જ ઈશ્વર તેમને સફળ બનાવે, અને હવે પછી પણ તેમણે કરવા ધારેલા હીરકલશ જૈન જ્યોતિષ, અર્ઘકાંડ તથા ચન્દ્રોન્મિલનના પ્રકાશનનો તેમને સુયોગ પ્રાપ્ત થઈ સફળતા મળે તેવી પરમાત્મા પાસે અભ્યર્થના છે ઇતિ શમ્

મણિયારાની ખડકી પાસે,
માદીના, અમદાવાદ
વિજયાદશમી
સં ૨૦૦૪ વૈક્રમી

હિમ્મતરામ મહાશંકર જાની
જ્યોતિષાચાર્ય



# આમુખ

આ ગ્રંથ શ્રી મેઘવિજયગણિએ ક્યારે લખ્યો તે સ્પષ્ટ કહી શકાય તેમ નથી. કારણ ગ્રંથમાં ક્યાંય તેવો ઉલ્લેખ નથી. પરંતુ ભાષ્યમાં સંવત ૧૭૩૭ ની સાલના ઉદાહરણ છે તેમજ ગ્રંથકારની લેખન પ્રવૃત્તિ સંવત ૧૭૧૮ થી શરૂ થઈ સંવત ૧૭૬૦ સુધી પહોંચેલી છે એટલે ૧૭૩૭ ની આજુ બાજુમાં મૂળગ્રંથ તથા તેનું ભાષ્ય પૂર્ણ થયું હશે. મૂળની તેમજ ભાષ્યની રચના જોતા અનુમાન થાય છે કે, ગ્રંથકારે સર્વ પ્રથમ મૂળગ્રંથ લખી કોઈ કોઈ કઠીન સ્થળે ટીપ્પણી રૂપ ભાષ્ય લખ્યું હશે, પરંતુ ત્યાર બાદ ઘણા વખત પછી ગ્રંથકારે સામુદ્રિકલહરી નામથી ભાષ્યની યોજના કરી છે, અને તેમા મૂળ તેમજ ટીપ્પણી રૂપે યોજેલા ભાષ્ય બંનેની ઉપર ભાષ્ય કર્યું છે

સામુદ્રિકલહરી ભાષ્ય તેમણે શા માટે લખ્યું ? તે વિષયમા તેઓ લખે છે કે

वाराणसीपुरि वसन् कविजीवराम मोरामबुद्धिरभिरामवयाविकामः ।
हेतुर्बभूव भवने विवृतेरमुष्या अस्याग्रहेण भवनादपि टीकनयत्या ॥

उपाध्यायो नाम्ना स भुवि विजयी मेघविजयः
कृतास्योपज्ञासौ विवृतिरमला यत्र सुभगा
यदेतस्यां मिथ्या कथनमथवा स्पष्ट मुदितं
विशुद्धयै बुद्धये वा न तु सुमनसस्तस्य भणिनः ॥

અર્થાત્ વારાણસી નગરીના રહીશ, વિશાળ બુદ્ધિવાળા શ્રેષ્ઠ પુરુષ જીવરામ કવિએ તીક્ષ્ણ બુદ્ધિથી વિચારી આ ગ્રંથની ટીકા કરવા આગ્રહ કરી આ ટીકા બનાવવામાં કારણ બન્યા છે

ઉપાધ્યાય મેઘવિજયજીએ આ સુભગ નિર્મળ વિવૃત્તિ પોતે કરી છે આ ટીકામાં કાંઈ પણ જો મિથ્યા કથન હોય અથવા કંઈક અસ્પષ્ટ રહી ગયું હોય તો તે વિજયી મેઘવિજય દોષપાત્ર નથી, પરંતુ તે બુદ્ધિની વિશુદ્ધિ માટે છે

ગ્રંથકારને મંત્ર તંત્ર તેમજ જ્યોતિષશાસ્ત્રનો સારો પરિચય તથા અભ્યાસ હોય

પરિચય આપતા ગયા છે વર્ષપ્રબોધમા ઠેરઠેર અનેક પ્રકારના મત-મતાંતરો એકઠા કરી ત્યા પોતાનો મત દર્શાવી ગયા છે હસ્તસંજીવનમા પણ લગભગ તેવું જ છે પરંતુ હસ્તસંજીવનની કલ્પના જ ભવ્ય છે અને લગભગ નવીન જેવી છે એટલે પ્રાચીન મતોની આલોચના તો તેમાં નહિ જેવી મળે છે પરંતુ ભાષ્યમા ઠેરઠેર માલુમ પડી આવે છે ત્રીજા વિમર્શમાં પણ શોધનારને જડી આવે તેમ છે

તે કાળના બીજા ગ્રંથકારો કરતા આ ગ્રંથકારની એક બીજી વિશેષતા એ છે કે તેઓ પોતાના ભાષ્યમાં કેટલાક ગ્રંથોનો સારો પરિચય આપે છે દાખલા તરીકે સામુદ્રિકભૂષણ તથા શૈવસામુદ્રિકનો ગ્રંથકારે પરિચય આપ્યો છે આજે જેમ ગ્રંથનો આકાર, શ્લોકસંખ્યા, આદિ-અંત વગેરે ભાગ દર્શાવી પરિચય આપવામાં આવે છે તેવી જ રીતે ઉપાધ્યાયજીએ તે ગ્રંથોના પરિચય આપેલો છે

## (૨)

## ગ્રંથ પરિચય

હસ્તસંજીવન સવાપાંચસો અનુષ્ટુપ શ્લોકોમાં રચાયેલો ગ્રંથ છે આ ગ્રંથને હસ્તસંજીવન સિદ્ધજ્ઞાન એમ પણ કહેવામાં આવે છે અને કેટલીક વખત હસ્તસંજીવની એમ પણ કહેવામાં આવે છે ગ્રંથના પ્રમાણની સંખ્યા ગ્રંથકારે પોતે જ આપી છે પ્રશસ્તિના અંતમા પોતે કહે છે કે—

अनुष्टुभां सपादाग्रा ज्ञेया पञ्चशती ध्रुवम् ।
ग्रन्थे सतां मतादत्र मेघः श्रीरस्तु शाश्वती ॥

લગભગ બધો જ ગ્રંથ અનુષ્ટુપ્ છંદમાં રચાયેલો છે ફક્ત અધ્યાયના અંતમાં જેમ કાવ્યમા સર્ગના અંતે બીજો વૃત્ત છંદ યોજવામાં આવે છે, તેમ બીજા વૃત્તમાં ઉપસંહાર કરેલો છે જ્યોતિષના ગ્રંથોમા બહુધા આવી પદ્ધતિ માલુમ નથી પડી આવતી પણ ગ્રંથકાર એક મહાકવિ હોઈ અને ત્રણ ચાર મહાકાવ્યોના કર્તા હોઈ તેમની એ પદ્ધતિ જ પડી ગઈ હશે જે વિશેષ શોભા રૂપ બની ગઈ છે

સમગ્ર ગ્રંથ ચાર અધિકારોમા વહેંચાઈ ગયો છે જ્યોતિષશાસ્ત્રના ગ્રંથોમા અધ્યાયોને અધિકાર સંજ્ઞાથી ઓળખાવવાની પરિપાટી છે જો કે હસ્તસંજીવન કરણગ્રંથ નથી છતાં તેવી પરિપાટીનો સ્વીકાર કરવામા આવ્યો છે પહેલા અધિકારને દર્શનાધિકાર, બીજાને સ્પર્શનાધિકાર, ત્રીજાને રેખાવિમર્શનાધિકાર તથા ચોથાને

વિશેષાધિકાર એમ સંજ્ઞા આપેલી છે દરેક અધિકારમાં નાનાં નાનાં પ્રકરણો યોજેલાં છે કેટલીક જગ્યાએ તે પ્રકરણોને પણ અધિકારસંજ્ઞા આપેલી છે પરંતુ તે વાક્ય-વિધિમાં પટાવિભાગો પ્રક્રમો છે

પહેલા અધિકારમાં એટલે દર્શનાધિકારમાં સર્વ પ્રથમ શાસ્ત્ર-સારાધિકાર નામનું પ્રકરણ છે તેમાં ગ્રંથકારે વીસ શ્લોકોની અંદર શાસ્ત્રની પ્રશંસા કરી છે ત્યારબાદ ધ્યાનાધિકાર નામનું બીજું પ્રકરણ શરૂ થાય છે ગ્રંથકારની માન્યતા છે કે ઇષ્ટદેવતાની કૃપા વગર, નૈમિત્તિક સમાચાર ફલાદેશ કરી શકાતો નથી તે કહે છે કે –

यच निमित्तज्ञानं केवलं शास्त्रेणैव ज्ञातुं न शक्यम् । अनन्तत्वात् । शकुनशास्त्रस्य यतोऽप्यधिकत्वात् परीक्षायाः । येन इष्टध्यानजपादिकल्पनमावश्यकं येन वाक्सिद्धिस्तत्प्रतिबन्धकदुरितध्वंसेन सञ्जायते ।

અર્થાત્—નિમિત્તનું જ્ઞાન કેવલ શાસ્ત્ર દ્વારા જાણી શકાતું નથી. કારણ તે અનંત છે તેમજ શકુનશાસ્ત્રની પરીક્ષા તો તેથી પણ વિશાળ છે તેથી ઇષ્ટદેવતાનું ધ્યાન જપ વગેરે કરવું આવશ્યક છે જે કરવાથી વિઘ્નોનો નાશ થઈ વાક્સિદ્ધિ પ્રાપ્ત થાય છે

ધ્યાનાધિકારના અધ્યાયના અંતમાં આ પ્રમાણે કહી અધ્યાયનો ઉપસંહાર કરતાં કહે છે કે—

एवं ध्यानविधिप्रधानमधिकाभ्यासाधिकारात्परं
ज्ञात्वा तत्त्वमपि सुधिः सुविधिया श्री हस्तसञ्जीवनम्
श्रीमद्भागवतं प्रसिद्धपदुकं सान्निध्यमासादयन्
यद् यद् वक्तिफलं कदापि विफलं तद् सिद्धिमाप्स्यत्यलम् ॥

આવી રીતે ધ્યાનવિધિ જેમાં મુખ્ય છે અને જે ધ્યાનવિધિ દ્વારા સ્વરૂપાભ્યાસથી સાધ્ય થઈ શકે તેમ છે. તેવા હસ્તસંજીવનને નિર્મળબુદ્ધિથી તત્ત્વની ઇચ્છાવાળા પવિત્ર પુરુષે જાણીને, તેમજ શ્રીમદ્ભાગવત (ભગવાનના સંબંધી શાસ્ત્ર. પ્રસિદ્ધ શ્રીમદ્ભાગવત યા જૈન પક્ષમાં અરિહંતનો વાણી રૂપ આગમો) કે જે બહુ જ પ્રસિદ્ધ છે તેના વારંવારના પાઠ (મનન) રૂપ સાન્નિધ્યને મેળવીને જે ફળ કહે છે તેનું નિર્મળ ફળ સિદ્ધિને પામે છે અર્થાત્ તે નૈમિત્તિકની વાણી નિષ્ફળ જતી નથી.

આગળ જતાં પણ આ હકીકત સ્પષ્ટ થાય છે કે પરમાત્માની કૃપા વગર વાક્સિદ્ધિ મળતી નથી. જ્યોતિષીઓ મુજબ પણ જેઓ વિશેષ આત્મતત્ત્વની અભિરુચિવાળા

અને પવિત્ર હોય છે, તેમની વાણી નિષ્ફળ જતી નથી માટે સફળ આદેશ કરવાની ઇચ્છાવાળા નૈમિત્તિકે ઇષ્ટ દેવતાની કૃપા મેળવવા વિશેષ લક્ષ આપવું જોઇએ

ત્રીજા પ્રકરણમા કેટલાક પારિભાષિક શબ્દોનો સગ્રહ છે ત્યારબાદ ચોથા પ્રકરણમા હાથ જોવાની વિધિ બતાવી છે આમા નૈમિત્તિક કેવો હોવો જોઇએ, તેમજ પૃચ્છક કેવો હોવો જોઇએ તે સબધી શરૂઆતમા જ કહેવામા આવ્યુ છે

નિમિત્તશાસ્ત્ર કુદરતની રચનાનુ સ્પષ્ટીકરણ કરવાની વિદ્યા છે, અને તે એવી રચના કે જે ભાવિના ગર્ભમા આ તો ભૂતકાળના પેટાળમાં સતાઈ રહી હોય આવા મન-બુદ્ધિ અને ચક્ષુથી પર રહેલા પદાર્થોનુ નિરૂપણ કરવા દૈવી શક્તિ જોઈએ. તથા તેમાં એકદમ કુદરતના હાર્દસ્થને પામવુ જોઈએ. આથી છલને સ્થાન મળી શકતું નથી. છલ કરવાથી આદેશ નિષ્ફળ જાય છે એક પ્રાચીન સુભાષિત છે કે —

मंत्रे तीर्थे द्विजे देव दैवज्ञे भिषजौषधे ।
यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी

વૈદ્ય અને દૈવજ્ઞમા જેવી જેની શ્રદ્ધા હોય છે તેવી સિદ્ધિ થાય છે. શાસ્ત્રકાર કહે છે કે —

जितेन्द्रियस्य श्रद्धालोर्यत्फलं कथ्यते बुधे ।
स्वप्नवज्जायते सत्यं तत्सर्वं नान्यथा पुनः ॥

અર્થાત્—જિતેન્દ્રિય અને શ્રદ્ધાળુને જે ફળ પંડિતો કહે છે તે સ્વપ્નની માફક સત્ય નિવડે છે શ્રદ્ધા રહિત અન્યથા થાય છે નિષ્ફળ જાય છે માટે શ્રદ્ધાપૂર્વક શાસ્ત્રજ્ઞ પુરુષને જ ભાવિ જાણવા પૂછવું એ શાસ્ત્રકારનો તેમજ દરેક જ્યોતિષશાસ્ત્ર પ્રવર્તક આચાર્યોનો મત છે આજકાલની માફક ખાલી વિનોદ કરવા કે દૈવજ્ઞની પરીક્ષા કરવા પ્રશ્ન કરવા નહિ.

દૈવજ્ઞની પરીક્ષા કરવા માટે પ્રશ્ન પૂછવાનો રીવાજ આદ્યકાળથી જમાનામાં ઘણા જૂના ગ્રંથોમાથી જડી આવે છે તાજિક ગ્રંથકારોએ પ્રશ્નકર્તા સરલ ભાવથી પ્રશ્ન કરે છે કે દૈવજ્ઞની પરીક્ષા કરવા પ્રશ્ન કરે છે તેનો તોડ લાવવાની અમુક વિધિઓ યોજી છે દૈવજ્ઞ તો ભૂત ભવિષ્ય વર્તમાન ત્રણે કાળનો જ્ઞાતા, સર્વજ્ઞ તેણે દરેક ચીજનું જ્ઞાન ધરાવવું જોઈએ. આ દરેક પ્રશ્નનો ઉત્તર આપવો જોઈએ. તેવી માન્યતા સામાન્ય રીતે જોવામા આવે છે લોકો પોતાની ઉપયોગ માન્યતાથી જેમ મનમા આવ્યું તેમ પ્રશ્ન કરી, અને જ્યોતિષી સર્વજ્ઞ હોવાનો ડોળ કરી દરેકનો ઉત્તર આપે.

રહેતી નથી. એટલે ગ્રંથકારે ત્રીજા અને ચોથા વિમર્શમાં તે હકીકત સ્પષ્ટ કરી છે, એટલે કોઈ જાતનો દોષ નથી.

અર્થાત્—આ સંદર્ભથી એ સ્પષ્ટ થયું કે સામુદ્રિકશાસ્ત્રોક્ત શુભાશુભ લક્ષણો ખાસ હાથની અંદર આગામ નિમિત્તનો અંતર્ભાવ કરવા આ ગ્રંથની રચના ગ્રંથકારે કરી છે, અને તેમાં તે સફળ થયા છે તે સ્પષ્ટ થાય છે

આગામ નિમિત્ત હાથમાં ઘટાવવા જતા કયા વર્ષમા, કયા માસમા, કઈ તિથિમાં કઈ ઘટિકા મારા માટે શુભાશુભ છે તેની વિવક્ષા કરવામાજ પ્રથમ દર્શનાધિકારની સમાપ્તિ થઈ જાય છે

અહી ગ્રંથકાર જાતકશાસ્ત્રની પદ્ધતિનો એટલે આઠમા નિમિત્તનો સ્વીકાર કરી આગળ વધે છે, અને તેમા તેમને લગ્નકુંડલી, રાશિકુંડલી, ભાવકુંડલી વગેરેની જરૂર પડે છે એટલે તે હાથમાં જ મકુંડલીની રચના કરે છે આ વિભાગને લઈ હસ્તસંજીવનમાં નષ્ટજાતક અથવા તો હસ્તરેખા ઉપરથી જન્મકુંડલી કરવાની રીત છે એવી માન્યતા સમાજમાં પ્રચલિત છે

પરંતુ અહી કહેવુ પડે છે કે તેમ માનનારાઓ અંધારામા છે આવી કોઈ હકીકત (જેમ તેઓ ધારે છે તેવી) હસ્તસંજીવનમા છે જ નહિ. હા! એક હકીકત છે કે હાથની અંદર કુંડલી કલ્પવાની કલ્પના ગ્રંથકારે કરી છે પણ તેના નિયમો સાધારણ છે અને તેમ હોવા છતાં અમારા માટે અભૂતપૂર્વ છે અત્યારસુધીમાં ઉપલબ્ધ થતા સામુદ્રિકશાસ્ત્રના ગ્રંથોમાં કયાય હસ્તરેખા ઉપરથી વાસ્તવિક જ મ લગ્ન શોધી કાઢવાની રીત અમોએ જોઈ નથી. રેખાજ્ઞાન નામના પ્રકરણમાં રેખાઓના વ્યાઘ્રનિશ્વાસિની ઇત્યાદિ ભેદ પાડી અમુક ભેદની રેખા છે માટે અમુક ઘટિકાએ જ મ થયો છે, એમ કલ્પના છે અને તે ઉપરથી દરેક પ્રક્રિયા જાતકશાસ્ત્રાનુસાર થઈ શકે છે જો કે તે પ્રકરણ જોતાં અમને તેમાં યુક્તિ દેખાઈ નથી. કોઈ જાતની ઉપપત્તિ નથી. છતા હસ્તરેખા ઉપરથી કુંડલી કાઢવાની અમદ્કૃતિ સાંભળતા આવ્યા હોઈ કોઈ પણ જાતના નિર્ણય ઉપર આવી શકતા નથી. તે વિષય ગમે તેમ હો. પરંતુ હસ્તસંજીવનમા તેવી કોઈ વિધિ નથી. એમ કહેવામા અમને કોઈ વાંધો નથી.

ગ્રંથકારે દર્શનાધિકારના ૧૭ મા શ્લોકમાં હાથને બ્રહ્માએ રચેલી જન્મ પત્રિકાની ઉપમા આપી છે એટલે તે જ મપત્રિકા છે એમ ઘટાવવા તેમા કુંડલીની કલ્પના કરી છે કુંડલીના બાર ભાવ હોય, તેમ હાથમાં પણ બાર ભાવ કલ્પવા

આમ જુદી જુદી કલ્પનાઓમા પહેલો અધિકાર દર્શનાધિકાર સંપૂર્ણ થઈ જાય છે આમ કેવલ હાથમા શુભાશુભ લક્ષણોની પરીક્ષા કરી તેના ઉપરથી કહેલી વિધિ મુજબ અમુક શબ્દને અમુક વર્ષ માસ, તિથિ, ઘડી ઇત્યાદિ શુભાશુભ છે તેવું જ્ઞાન (કે જે એક મોટી ચમત્કૃતિ ભરેલી હકીકત છે) આ અધિકારમાં છે સામુદ્રિકશાસ્ત્રના કાલમાં અતિ વિકસેલા જમાનામા પણ કેવળ હાથ ઉપરથી જ ઘડિઓ પર્યંતનો શુભાશુભ કાળ જાણવાની વિધિ જોવામા આવી નથી, તેમજ જાતક શાસ્ત્રના દ્વારા પણ અમુક ઘડી–પળ શુભાશુભ જનક છે, તેવી હકીકત હોવા છતા પણ તેવો પ્રચાર નથી, અને તેવી પ્રતીતિ પણ થતી નથી અત્રઈયા, ઉપકથા, વિકથા ત્રિકથાદિ અનેક ભેદવાળા જાતકશાસ્ત્રની કલ્પનાઓને જ આ પ્રકારે ટૂંકામા એક હાથમા જ સમાવી દીધી છે

ન તો ગણિતની જરૂર, ન તો બીજા કશાની; કેવલ હાથના દર્શન માત્રથી, હાથ જોવાથી જ શુભાશુભ ઘડી શોધી કાઢવી એ હસ્તસંજીવનની એકતાનો નમુનો છે અથવા તે જ પ્રયોજન છે અને તે જ મહત્તા છે

ત્યારબાદ બીજો અધિકાર સ્પર્શનાધિકાર શરૂ થાય છે આ અધિકારમાં પ્રથકારે હાથની અંદર જ સર્વ નિમિત્તોનો સમાવેશ કર્યો છે શરૂઆતના અંગ વિદ્યાનો અંતર્ભાવ કરવાને કહે છે કે —

स्पर्शनादङ्गविद्यायां यथा फलमुदीर्यते ।
तथा यान्यं फलं स्पर्शादङ्गत्वात् पाणिशालिनः ।

અર્થાત્—જેમ અંગવિદ્યામાં સ્પર્શથી ફલ કહેવાય છે તેમ શક્તિશાલિ એટલે હાથ પણ અંગ હોવાથી તેના સ્પર્શ દ્વારા શુભાશુભ ફળ કહી શકાય છે એટલે કે હાથમા અંગવિદ્યાનો અંતર્ભાવ થઈ શકે છે

ત્યારબાદ એકથી સત્તાવીશ પર્યંતના શ્લોકોની અંદર અંગવિદ્યાની પદ્ધતિ મુજબ લાભાલાભ સુખ દુઃખ, જીવીત, મરણ, ગમાગમ, જય પરાજય વગેરેનું નિરૂપણ કરે છે વર્ણનું શુભાશુભજ્ઞાન, વૃષ્ટિજ્ઞાન, સુપિપ્રશ્ન ગતવસ્તુ જ્ઞાન, ગએલી વસ્તુના લાભાલાભ ચિરજ્ઞાન, નિધિજ્ઞાન તથા ગર્ભજ્ઞાન ઇત્યાદિ જ્ઞાન કહે છે

ત્યારબાદ અઠ્ઠાવીશમા શ્લોકમાં બીજા નિમિત્ત સ્વપ્નવિદ્યાનો અંતર્ભાવ કરે છે, અને તે દ્વારા શુભાશુભ જ્ઞાન કરે છે

પછીથી સ્વરશાસ્ત્રનો અંતર્ભાવ કરે છે આંગળીઓની અંદર જ આકારાદિ સ્વરોની સ્થાપના કરી તે દ્વારા શુભાશુભજ્ઞપ્તિ કરે છે

આમ ઔચિત્યપૂર્ણ પ્રયકારે સમગ્ર ગ્રંથની રચના કરી ફલકથન શાસ્ત્રમાં નવીન શાસ્ત્રનું નિર્માણ કરેલું છે

આખા ગ્રંથમાં રેખાવિમર્શનાધિકાર સૌથી મોટો છે અને બીજા સામુદ્રિકના પુસ્તકોમા જ્યાં હસ્તરેખા પ્રકરણ સ્વલ્પ મળે છે ત્યા આ ગ્રંથમા તે વિસ્તારથી મળે છે હાથની મુખ્ય મુખ્ય બધી જ રેખાઓનુ વર્ણન આ વિભાગમા આવી જાય છે અને બહુધા આજના વિસ્તૃત મળતા હસ્તરેખાશાસ્ત્રનુ મૂળ આ ગ્રંથમાં જ છે, તેમ સ્પષ્ટ જણાઈ જાય છે

૩

ગ્રંથકારના આદર્શભૂત ગ્રંથો

ગ્રંથકારના સવાપાંચસો શ્લોકો અને તે ઉપરના ૩૮૦૦ શ્લોક પ્રમાણ ભાષ્યમાં તેમણે બીજી પણ ઘણી ઉપયોગી બાબતો ચર્ચી છે ભાષ્યનુ શ્લોક પ્રમાણ તેમણે પોતે આપ્યું છે તેઓ લખે છે કે —

मष्टाभिरष्टशतश्लोक रत्नामोकेन भास्वती
सामुद्रिकशर्यासी षष्ठी पाणिग्रहणे दिवा

આ ભાષ્યમાં તેમણે સામુદ્રિકભૂષણ ઇત્યાદિ ૪૩ ગ્રંથોનો આધાર દર્શાવેલો છે આમાથી કેટલાકના કર્તાઓનો પણ તેમણે નામ નિર્દેશ કર્યો છે અને કેટલાકની અભ્યાસગ્રંથો અને વિષય વિમર્શ પણ કર્યો છે દાખલા તરીકે તેઓ ત્રીજા અધિકારના ૧૮૭ મા શ્લોકના ભાષ્યમા શૈવસામુદ્રિકનો પરિચય આપતા કહે છે કે —

शैवसामुद्रिकं महादशाध्यायात्मकं तत्र द्वादशाध्याया पुरुषमात्रस्य रहाध्यायात् स्त्रीलक्षणस्य। तस्य आदि श्लोकपूर्व तदुक्तम् આમ કહી પછી જ શૈવસામુદ્રિકનો પ્રથમ શ્લોક રજુ કરે છે --

मयाम्य प्रङ्कूरं देवं मन्द्रोज्ज्वलपद्माऽन्वितम् ।
सर्वज्ञं सर्वस्रष्टारं सवस्य जगत पतिम् ॥

અને ત્યાર બાદ તેમાના કેટલાક શ્લોકો ઉદ્ધૃત કરે છે.

આવી જ રીતે સામુદ્રિકભૂષણનો પરિચય આપતાં લખે છે કે -

तत्रमेवत्र सामुद्रिक भूषणे–

यथास्ति यत्र हस्तेऽस्मिन्, विज्ञानं हि परापरम् ।
हस्तज्ञानं बुधैः प्रोक्तं तत् सामुद्रिकभूषणम् ॥

इत्यादिक घण श्लोक प्रमाणे–

ગ્રંથકારનો અભિપ્રાય છે કે સમુદ્ર નામના મુનિએ આ શાસ્ત્ર બનાવ્યું છે, તેથી તેને સામુદ્રિક કહે છે. આ શાસ્ત્રની રચના સંબંધમાં બીજા લોકો શું માને છે તે જણાવતા કહે છે કે—

स्कन्देन सामुद्रिकशास्त्रं कृतमिति शाम्भशास्त्रस्य प्रस्तावे गणेशनमस्कारात् सक्रोधस्कन्देन समुद्रे क्षिप्तं प्रचारितं देवेन्द्रमहासमुद्धरणे सामुद्रिकमिति कथा

અર્થાત્—સામુદ્રિકશાસ્ત્ર ભગવાન શંકરના પુત્ર સ્કંદે રચ્યું, પણ તેમાં આદિમાં ગણપતિને નમસ્કાર કરેલ હોવાથી રુદ્રે કોપાવિષ્ટ થઈ શાસ્ત્રને સમુદ્રમાં નાખી દીધું. પાછળથી ઈન્દ્રના આગ્રહથી તેનો પુનરુદ્ધાર કર્યો, આથી સામુદ્રિક એમ નામ પડ્યું.

ગ્રંથકારના આધાર હસ્તબીજ, હસ્તચિહ્નસૂત્ર, કરરેખાપ્રકરણ તથા વિવેકવિલાસ છે. આ ગ્રંથોની ગ્રંથકારે વારંવાર ચર્ચા કરી છે અને તેમના અવતરણોનો પણ વિવેકપુરઃસર સમાવેશ-નિષ્કર્ષ કર્યો છે. હસ્તબીજમાંથી તો ઘણું વિશેષ પ્રકારે ઉદ્ધૃત કર્યું છે જે આ પુસ્તકમાં આપવામાં આવ્યું છે. ગ્રંથકારની વિશેષ અભિરુચિ કરરેખાપ્રકરણ ઉપર છે. આખા ગ્રંથમાં તેમજ પ્રમાણ તરીકે ઉદ્ધૃત કરેલી ગાથાઓનો સંગ્રહ પાછળ પરિશિષ્ટ રૂપે આપ્યો છે. તેથી લગભગ ૫ ગાથાઓ મળી જાય છે.

અમને એક કરરેખાપ્રકરણ મળી આવ્યું છે, પરંતુ તેમાં ગાથાઓની સંખ્યા બહુજ ઓછી છે. જ્યારે ઉપાધ્યાયજીના લેખ પરથી તે સંખ્યા મોટી હશે તેમ લાગે છે.

નરપતિજયચર્યા અને ચૂડામણિ આ ગ્રંથના ઉપજીવ્યના ગ્રંથો છે. છતાં ચૂડામણિ સંબંધી વિશેષ આ ગ્રંથમાંથી જાણી આવતું નથી. ચૂડામણિના જેવા જ વિષયનો એક હસ્તલેખ છે. એક દ્રોણિમલન પણ તેવોજ છે. ચૂડામણિ સંબંધી શોધ કરવા છતાં તે અમને મળ્યો નથી. અર્હંતચૂડામણિસાર નામનો એક લઘુ ગ્રંથ મળી આવે છે તે આ પુસ્તકમાં છાપીને આપવામાં આવેલ છે.

ચૂડામણિ ગ્રંથ જ પ્રાચીન ગ્રંથ છે. વસંતરાજશાકુનમાં તેનો ઉલ્લેખ છે.

વસંતરાજ લખે છે કે—મે ગ્રંથ રચવામાં તેની મદદ લીધી છે વસંતરાજનો સમય શક ૧૦૦૦ પહેલાંનો છે ચૂડામણિનો રાજમૃગાંકમાં પણ ઉલ્લેખ મળે છે વસંતરાજ તથા ચૂડામણિ એ બંનેનો નરપતિમાં ઉલ્લેખ છે નરપતિજયચર્યા શાલિવાહન શક ૧૦૯૭ માં લખાએલ છે રાજમૃગાંક શક ૯૬૪ માં લખાએલ છે એટલે ચૂડામણિ તે પહેલાંનો ગ્રંથ છે

ચૂડામણિની પદ્ધતિમાં કંઈક ઉપપત્તિની ઉણપ છે એમ લાગે છે કે આવા કારણોથી યા તો સમયબળથી તે હાલમાં લુપ્તપ્રાય છે

ગ્રંથકારે વિવેકવિલાસનો વારંવાર ઉલ્લેખ કર્યો છે વિવેકવિલાસ પણ પ્રાચીન ગ્રંથ છે શ્રી જિનદત્તસૂરિએ તે ગ્રંથ ઇસ્વીસનના તેરમા શતકના પૂર્વાર્ધમાં લખ્યો છે જૈનસમાજમાં તે ઘણો પરિચિત ગ્રંથ છે ગ્રંથકારે વિવેકવિલાસના પુષ્કળ શ્લોકો ઉધૃત કર્યા છે

વિવેકવિલાસમાંથી લીધેલા શ્લોકો પ્રાચીન સામુદ્રિકશાસ્ત્રમાં પણ મળી આવે છે આ પુસ્તકની સાથે જ સામુદ્રિકશાસ્ત્ર જે છાપવામાં આવ્યું છે તેમાં વિવેક-વિલાસના કેટલાક શ્લોકો મળી આવે છે ગ્રંથકારે સામુદ્રિકશાસ્ત્ર નામથી કેટલાક લીધેલા શ્લોકો આ સામુદ્રિકશાસ્ત્રમાં મળી આવે છે ઘણા પ્રાચીનકાળથી સામુદ્રિક-શાસ્ત્ર નામથી આ ગ્રંથની રચના થાય છે એટલે વિવેકવિલાસકારે આ ગ્રંથમાંથી શ્લોકો લીધા હશે, એમ અનુમાન છે

હસ્તસંજીવન તથા હસ્તબિમ્બ સૂત્ર હાલમાં ઉપલબ્ધ નથી થતા. ગ્રંથકારે તે ગ્રંથોમાંથી કેટલાક શ્લોકો ઉધૃત કર્યાનો ઉલ્લેખ કર્યો છે

### બીજા ગ્રંથો સાથે તુલના

ગ્રંથકારે અંગીકાર કરેલી પદ્ધતિના બીજા ગ્રંથો જોવામાં આવતા નથી, એટલે વિષય પરત્વે સમાલોચના થઈ શકે તેમ નથી સામુદ્રિકભૂષણ ગ્રંથકારનો આદર્શ ગ્રંથ છે પરંતુ તેની પ્રત મળતી નથી એટલે ગ્રંથકારનું વક્તવ્ય સંપૂર્ણ છે અપૂર્ણ ઇત્યાદિ વિષયમાં કોઈ પણ જાતનો મત બાંધી શકાય તેમ નથી.

જો અંતરંગ પરીક્ષા કરીએ તો ગ્રંથ સંપૂર્ણ લાગે છે આખ્યાની યોજના દ્વારા ગ્રંથની ઉપપત્તિ અથવા યુક્તિમત્તા દેખાઈ આવે છે પરંતુ આ પદ્ધતિનો આ એક જ ગ્રંથ હોવાથી તેને અભૂતપૂર્વ અને અદ્વિતીય વિશેષણ યોજવાં પડે છે

# નિમિત્તશાસ્ત્ર

[ ૧ ]

નિમિત્તશાસ્ત્ર નામથી કયા શાસ્ત્રનો નિર્દેશ કરવામાં આવશે, એવી શંકા જેને થાય તેને કાં તો જૈનેતર માનવો, કાં તો આર્યેતર માનવો. કારણ નિમિત્ત અને નૈમિત્તિક એ શબ્દો જૈનો માટે અતિ પરિચિત છે તેમજ આર્યો માટે પણ પરિચિત છે. જૈનો આર્યો છે એમાં શંકા ઉઠાવવા જેવી, કે તેઓ આર્યો છે એવી સાબીતી આપવી તે બન્ને હાસ્યાસ્પદ છે. જૈન એ ધર્મવિશેષ છે, જાતિ વિશેષ નથી અને સમાજમાં તેઓનો ધર્મ એટલો બધો એકરૂપ થઈ ગયો છે, કે તે પારકો ધર્મ લાગતો નથી. એ કે તેમના ગ્રંથોમા ઇતર ધર્મીઓ માટે મિથ્યાત્વી (ભ્રમમાં પડેલા) જેવા શબ્દો યોજાએલા છે છતાં એવા ખંડન મંડન માટે—એક બીજા ધર્મ માટે સારા ખોટા શબ્દો વપરાએલા દરેક ધર્મોમાં જોવામા આવે છે તેથી તે શબ્દો પ્રત્યે રાગ-દ્વેષ ન રાખતાં સમદ્રષ્ટિથી તેમના સાહિત્ય પ્રત્યે નજર નાખવી તેજ જ્ઞાન પિપાસુને જરૂરનું છે. ઘણા કાળથી આ પ્રમાણે થતું આવ્યું છે, અને તેથી જૈનસાહિત્યથી ઘણો મોટો વર્ગ પરિચિત છે છતાં જેઓ જૈનસાહિત્યના ઘણા મોટા ભાગથી અજ્ઞાન હોય તેવાઓ માટે તેમના પારિભાષિક શબ્દો તદ્દન નવા જેવા બને છે. આથી આવા અતિ પરિચિત શબ્દથી પણ તે કદાચ અજ્ઞાન હોય. પરંતુ જે અર્થમાં જૈનસાહિત્યમાં આ શબ્દ વાપરવામાં આવ્યો હોય તે અર્થથી જ અપરિચિત હોય નિમિત્ત શબ્દથી અપરિચિત હોય તેમ બનવું તદ્દન અશક્ય છે. નિમિત્ત એટલે કારણ, અને તે વિષયક શાસ્ત્ર એવો અર્થ તો કોઈ પણ જરૂર કરે. અહીં આ શબ્દ રૂઢ અર્થમાં છે.

કારણને લઈને જે શાસ્ત્ર હોય તે નિમિત્તશાસ્ત્ર એ વ્યાખ્યા એકદમ બંધબેસતી છે. વાસ્તવિકમાં તે અર્થમાં જ તે શબ્દ યોજાયો છે પરંતુ તેમાં જે કંઈ વિશેષતા જૈન સાહિત્યમાં છે તે વિશેષતા જ્યોતિઃશાસ્ત્રને લગતી છે. જે અર્થમાં આજે જ્યોતિઃશાસ્ત્ર શબ્દ વપરાય છે તે અર્થમાં જ જૈનસાહિત્યમાં નિમિત્તશાસ્ત્ર શબ્દ વાપરવામાં આવ્યો છે. કોઈ પણ કારણને લઈ ભવિષ્યકથન કરવાના નિયમોનું શાસ્ત્ર તે નિમિત્તશાસ્ત્ર. આવો અર્થ નિમિત્તશાસ્ત્ર માટે છે. જ્યોતિઃશાસ્ત્ર એ નિમિત્તશાસ્ત્રનો એક વિભાગ માત્ર છે જેમાં જ્યોતિઓ (ગ્રહો) ઉપરથી ભવિષ્યકથન કરવાની પદ્ધતિ છે, તેને જ્યોતિઃશાસ્ત્ર કહે છે પરંતુ ગ્રહો સિવાય પણ બીજા કારણો દ્વારા

ભાવિ સંબંધી સૂચન થઈ શકે છે અને તેવી રીતની કોઈ પદ્ધતિને નિમિત્તશાસ્ત્ર નામ લાગુ પડે છે અર્થાત્ જ્યોતિઃશાસ્ત્ર એ શાખા અને નિમિત્તશાસ્ત્ર એ વૃક્ષ એમ વસ્તુસ્થિતિ છે

પરંતુ આવી રીતે નિમિત્તશાસ્ત્રોને લઈ ભાવિ-કથન-શાસ્ત્રની માહિતી કેટલાંક સ્થાનોમાં જોડી દર્શાવવામાં આવી છે, અને જ્યાં દર્શાવવામાં આવી છે, ત્યાં દૈવજ્ઞ-દૈવવિદ્-જ્યોતિર્વિદ્ ઇત્યાદિ શબ્દો દર્શકના માટે અને વિદ્વાને માટે જ્યોતિર્વિદ્ આ શબ્દ બહુધા વપરાયો છે જ્યારે જૈન સાહિત્યમાં જૈન સ્થાનોમાં વારંવાર નૈમિત્તિક શબ્દ ભવિષ્યવક્તાના અર્થમાં અને નિમિત્તશાસ્ત્ર ભાવિકથન વિદ્યાના અર્થમાં વપરાયેલો છે અને તેથી કાળક્રમે તે શબ્દ તેમનો પારિભાષિક જેવો બની ગયો છે એમ તો તેઓ કંઈ વિરોધીઓ નથી કે અન્યતરના નથી કે જેથી નિમિત્ત શબ્દ તેમની માલિકીમાં જ રહી ગયો હોય યા તેમનો જ હોય. પરંતુ એ શબ્દનો વધારે ઉપયોગ તેમણે કર્યો છે એ વાત નિર્વિવાદ છે તેથી નિમિત્તશાસ્ત્રથી જનતા પહેલી દૃષ્ટિએ જૈનેતર અને બીજી દૃષ્ટિએ આર્યેતર માનવો જોઈએ. વૈયાકરણ દૃષ્ટિએ શબ્દાર્થની અહીં જરૂર નથી.

[ ૨ ]

નિમિત્તશાસ્ત્રના માટે અષ્ટાંગ-નિમિત્ત એમ કહેવાની જુના વખતથી પરિપાટી છે નિમિત્તશાસ્ત્રનાં મુખ્ય આઠ અંગ છે જેમકે —

अङ्गं स्वप्नः स्वरश्चैव भौमं व्यञ्जनलक्षणे ।
उत्पातमन्तरिक्षं च निमित्तं स्मृतमष्टधा ॥

—ह सं द अ श्लो ५

અર્થાત્-(૧) અંગવિદ્યા (૨) સ્વપ્નશાસ્ત્ર (૩) સ્વરશાસ્ત્ર (૪) ભૌમશાસ્ત્ર (૫) વ્યંજન (૬) લક્ષણ (૭) ઉત્પાત (૮) અંતરિક્ષ એ પ્રમાણે નિમિત્તશાસ્ત્ર આઠ પ્રકારનું છે આ આઠ અંગોનો આછો પરિચય ઉપાધ્યાય શ્રી મેઘવિજયજી ગણિએ હસ્તસંજીવનના ભાષ્યમાં આપ્યો છે શરૂઆતમાં જ તેમણે આ પ્રશ્નની ચર્ચા કરી છે તેઓ કહે છે કે જેવી રીતે અંગસ્ફુરણ ઉપરથી શુભાશુભ કહેવાનું હોય, આકૃતિની ચેષ્ટા, દૃષ્ટિ, અવાજ વાતચીત, પરિચિંતન, અવયવસ્પર્શ ઇત્યાદિ ઉપરથી શુભાશુભ કહેવાનું હોય તેનું નામ અંગવિદ્યા. જેમાં જાગ્રત સુષુપ્તિ અવસ્થાઓના સંસ્કારવશાત્ આત્મા અને મનને જે વિચાર થાય છે, વિકલ્પ થાય છે, અને તે વિચારના-વિકલ્પના પ્રત્યક્ષરૂપ

બાહ્ય ઇન્દ્રિયોનો હ્રાસ થાય છે (બાહ્ય ઇન્દ્રિયો ઉંઘી જાય છે, નિષ્ક્રિય થાય છે) ત્યારે મનની ગતિ-વિધિ વધી જવાથી મનનો કંઈક વિકાસ થવાથી જે કંઈ તે જુએ છે તે ભૂત-ભાવિ અને ભવિષ્ય-વસ્તુના વિજ્ઞાનમાં હેતુ બને છે આનું નામ સ્વપ્ન છે અને તે સંબંધી શાસ્ત્ર તે સ્વપ્નશાસ્ત્ર. જેમ પ્રાણીઓના અવાજ, ચેષ્ટા ઇત્યાદિ દ્વારા, અર્થાત્-શકુન દ્વારા, અને શબ્દોચ્ચારના અક્ષરોની બાલ, કુમાર, યુવા, વૃદ્ધ, મૃત્યુ ઇત્યાદિ પરિભાષા મુજબ ભવિષ્યજ્ઞાન હોય અથવા નાસિકામાંથી નીકળતા શ્વાસોચ્છ્વાસની ગતિ ઉપરથી ભવિષ્યકથન હોય, અને તે સંબંધી જે શાસ્ત્ર હોય તેનું નામ સ્વરશાસ્ત્ર. પૃથ્વીપરીક્ષા કરી તે ઉપરથી પૃથ્વીની અંદર રહેલાં જલ, ફલ ઇત્યાદિનું જ્ઞાન કરવું અથવા ભૂમિકંપ ઇત્યાદિ દ્વારા દેશના શુભાશુભ સંબંધી કથન કરવું કે ભૂમિ શોધન કરી ઉપર ઘર નગરની રચના કરવી, અને તે સંબંધી અમુક લક્ષણો ઉપરથી તે ઘર યા નગરમાં રહેનારના ભૂત-વર્તમાન અને ભવિષ્યકથન કરવાનું શાસ્ત્ર તે ભૌમશાસ્ત્ર છે. શરીર ઉપરના મસા, તલ, લાંછન ઇત્યાદિ દ્વારા શુભાશુભ કથન કરવાની વિદ્યા તે વ્યંજનશાસ્ત્ર. હાથ કે પગની રેખાઓ દ્વારા, શરીરની ઉંચાઈ નીચાઈ અવયવાની રચના ઇત્યાદિ ઉપરથી શુભાશુભ કથનની વિદ્યા તે લક્ષણવિદ્યા. ભૂમિકંપ, રક્તવૃષ્ટિ, દિગ્દાહ ઇત્યાદિ પૃથ્વી ઉપર તેમજ આકાશમાં અકસ્માત બનતા બનાવો કે જે ઉત્પાત જેવા લાગે છે તેઓ ઉપરથી ભવિષ્યકથન કરવું તે ઉત્પાતશાસ્ત્ર. અને આકાશમાં રહેલા ગ્રહોની ચાલ, ઉદય-અસ્ત, ગ્રહણ ઇત્યાદિ દ્વારા ભવિષ્યકથનની વિદ્યા તે અંતરીક્ષવિદ્યા છે અને આ પ્રમાણે આ આઠે પ્રકારના નિમિત્તો-કારણોને લઈને એક શાસ્ત્ર બન્યું તેને નિમિત્તશાસ્ત્ર કહેવામાં આવે છે

આગળ જતાં તેઓ કહે છે કે-આ આઠ નિમિત્તશાસ્ત્રના જ્ઞાનથી દરેક વસ્તુનું જ્ઞાન થાય છે પરંતુ વર્તમાનમાં (તેઓના કાળમાં) કાલની ગતિથી પહેલાં સાત નિમિત્તનો હ્રાસ થઈ ગયો છે ત્યારે આઠમું અંગ વિસ્તાર પૂર્વક મળે છે અહીં આરે તેમના શબ્દોમાં થોડા વધારો કરીને કહેવું પડે છે કે મારા કાળમાં તે આઠમા અંગની પણ અમુક ઉપશાખાઓ જ વિસ્તૃત મળે છે બાકીની હ્રાસ પામી છે ત્યારે પહેલી સાત શાખાઓની તો વાત જ શી? કમાલ કમાલ લક્ષણવિદ્યા ઉપર કંઈક નવીનતા આવતી જાય છે બાકી તો બધી જ શાખાઓ મુરઝાઈ ગઈ છે નિમિત્તશાસ્ત્ર રૂપ આ મહાનવૃક્ષ ભૂતના વાસવાળુ મનાયુ છે, વહેમનું ઘર મનાય છે અને બધાની તે તરફની ઉપેક્ષા વધતી જાય છે

શ્રીમેઘવિજયજીગણિ પોતાના સમયમાં આ શાસ્ત્રની હ્રાસ પામેલી શાખાઓ ક્યાં ક્યાં ઇતસ્તત્વ મળી આવે છે તેનો પોતાના ગ્રંથમાં સારો ઉલ્લેખ કરે છે અને તે વાંચતાં એમ લાગે છે કે બધાં જ શાસ્ત્રો આ શાસ્ત્રની આવશ્યકતા સ્વીકારી ચૂક્યાં છે તેઓ કહે છે કે સમવાયાંગસૂત્રની વૃત્તિમાં કહેવામાં આવ્યું છે કે આ અંગવિદ્યા ઉપર એક લાખ અનુષ્ટુપ પ્રમાણ સૂત્ર છે બત્રીસ કરોડ શ્લોક પ્રમાણ સૂત્રો ઉપર વાર્તિક હતું, અને બીજા નિમિત્તો ઉપર અપરિમિત શ્લોકપ્રમાણ સૂત્રો તથા વાર્તિકો હતાં, પરંતુ આજ સમયમાં આ અંગવિદ્યા ઉપર નારદીય આ અંગવિદ્યાનો નાનકડો ગ્રંથ મળે છે. તે સિવાય કોઈ ખાસ ગ્રંથ મળતો નથી. બીજાં શાસ્ત્રોના આધારે આ અંગવિદ્યામાં તિથિચક્ર વારચક્ર પક્ષચક્ર અયનચક્ર માસચક્ર નક્ષત્રચક્ર, રાશિચક્ર, વર્ષચક્ર ઇત્યાદિ વિષયો હતા, અને આ બધા ઉપરથી સૂક્ષ્મબુદ્ધિથી વિચાર કરી નષ્ટ જન્માખ્યાન, ઇત્યાદિ દરેક પ્રકારની પૃચ્છાનો વિચાર થઈ શકે છે. દરેક નિમિત્તોમાં આ અંગવિદ્યા સર્વ શ્રેષ્ઠ છે

अङ्गविद्या निमित्तानामप्रधानामपि गीयते ।
सूक्ष्मा शुभाशुभज्ञाने नारदर्षिनिषेविता ॥—ह सं द अ श्लो ४

આ અંગવિદ્યા પુરી છવાઈ જ્યાં ત્યાં વેરાઈ છે, તેનો ઉલ્લેખ કરતાં તેઓ સમરશાસ્ત્ર, વિવેકવિલાસ, બૃહજ્જાતકની ટીકા, વાગ્ભટશારીર ઇત્યાદિની સૂચના કરે છે

સ્વપ્નશાસ્ત્ર માટે ભગવતીસૂત્ર, વિવેકવિલાસ, ઇત્યાદિ તથા સ્વપ્નાધ્યાયનો ઉલ્લેખ કરે છે

સ્વરશાસ્ત્ર માટે શકુનશાસ્ત્રનો મુખ્ય ગ્રંથ વસંતરાજ શાકુન, બાલાક્ષિસ્વર ઉપર સ્વામેલ નરપતિજયચર્યા, પ્રશ્નોચ્ચારના અક્ષરો ઉપરથી શુભાશુભનું જ્ઞાન બતાવનાર ગ્રંથ ચૂડામણિશાસ્ત્ર એમ ત્રણ ગ્રંથનો ઉલ્લેખ કરે છે

ભૌમ માટે સમવાયાંગવૃત્તિ, સ્થાનાંગસૂત્ર વૃત્તિ જણાવે છે

વ્યંજન માટે કોઈ ખાસ ગ્રંથનો નામનિર્દેશ નથી.

લક્ષણને માટે સામુદ્રિકશાસ્ત્રનો ઉલ્લેખ કરે છે

ઉત્પાત માટે પણ સ્થાનાંગવૃત્તિ જણાવે છે અને ઉપરે જતાં વિસ્તૃત મળતા અંતરીક્ષ માટે કોઈ ખાસ ગ્રંથનો ઉલ્લેખ કરતા નથી.

આ પ્રમાણે જુદાં જુદાં પુસ્તકોમાં છુટક છુટક નિમિત્તશાસ્ત્રનાં અંગો મળી આવે છે, તેવો ઉલ્લેખ કરી અંગવિદ્યાને સર્વમાં મુખ્ય જણાવે છે, તેમજ પોતાનો ગ્રંથ આ અંગવિદ્યાની જ એક ઉપશાખા છે તેમ જણાવે છે

[ ૩ ]

હવે આપણે આ વિષય સંબંધી વિચાર કરીએ, અને તે ઉપરથી એ નિર્ણય ઉપર આવીશું કે આ બધામાં સર્વોત્તમ શું છે? અને ચિરંજીવી શું છે? શ્રી મેઘવિજયજીએ લીધેલા ક્રમ મુજબ જ આપણે વિચારીશું

શ્રી મેઘવિજયજી ઉપાધ્યાય જેને અંગવિદ્યા કહે છે તે વિદ્યાનો હાલમાં પ્રચાર નથી. શ્રી ઉપાધ્યાયજીના વખતમાં જ તેનો હ્રાસ થઈ ગયો હતો. એમ તેમના જ શબ્દો ઉપરથી જાણવા મળે છે તેમણે જે નારદકૃત અંગવિદ્યા નામના ગ્રંથનો ઉલ્લેખ કર્યો છે તે ફક્ત ૧૪ શ્લોકનું એક પ્રકરણ છે મૂળ નારદકૃત એટલો જ ગ્રંથ હશે કે કેમ તે સમજાતું નથી. ઉપાધ્યાયજીએ અંગવિદ્યાના સંબંધી જે ઉલ્લેખ કર્યો છે તેમાં એક મહત્વની વસ્તુ રહી ગઈ છે આચાર્ય વરાહમિહિર કૃત બૃહત્સંહિતામાં અંગવિદ્યાનો એક આખો અધ્યાય છે એ કે સંહિતાગ્રંથ એટલે જ ઉપરોક્ત આઠ અંગના સંગ્રહરૂપ બને છે પરિભાષા પણ તેવી જ છે છતાં સ્વરોદય પૈકી શાકુનશાસ્ત્ર સિવાય બીજો ઉલ્લેખ વારાહની સંહિતામાં મળતો નથી. આજે પ્રાચીન સંહિતા ગ્રંથોમાં વારાહીસંહિતા સર્વોત્તમ છે વરાહ મિહિરે પોતાના કાળમાં જેટલું મળ્યું તે બધા ઉપર પોતાની પ્રતિભાને અજમાવી છે અને આજે બધા જ વરાહના અનુયાયી હોય તેવું જ બની ગયું છે

નારદની અંગવિદ્યા કરતાં વારાહીનો અધ્યાય મોટો છે તેના ૪૪ શ્લોક છે. તે કહે છે કે—

देवज्ञेन शुभाशुभं दिग्देशस्थानाहृतानीक्षता
वाच्यं प्रष्टुर्निमापराह्णपत्नां पाशोभय काम यिथा ।
सर्वज्ञो हि चराचरात्मकतयासौ सर्वदर्शी विभु-
श्चेष्टाव्याहृतिभिः शुभाशुभफलं सन्दर्शयत्यर्थिनाम् ॥ १ ॥

અર્થાત્—દેવજ્ઞ પ્રશ્ન કરનારની દિશા, આગમનસ્થાન, તેની લાવેલી ચીજો, દ્રષ્ટિ તેમજ અંગસ્પર્શ ઇત્યાદિ જોઈ, તેમજ પોતાના આત્મા બીજા ત્યાં હાજર રહેલા

અર્થાત્—જ્યારે વૈદ્યને બોલાવવા માણસ (દૂત) આવે, ત્યારે જો તે માણસ પોતાના નાભિ, નાક, મુખ, કેશ, રુંવાટાં, નખ, દાંત, ગુહ્યાંગ, પીઠ કે સ્તન, ગ્રીવા, જઠર કે અનામિકા આંગળીનો સ્પર્શ કરતો કરતો આવવાનું કહે તો વૈદ્યે રોગીને તપાસવા ન જવું, કારણ રોગ મટવાનો નથી.

પરંતુ—

इच्छामि प्रष्टुं मम, पश्यतार्या समादिशेत्युक्ते ।
संयोगकुटुम्बोत्था स्वामैश्वर्योद्भवा चिन्ता ॥

અર્થાત્—દૈવજ્ઞની પાસે આવી કોઈ માણસ કહે કે "હું પૂછવાની ઇચ્છા રાખું છું, આપ કહો," 'જુઓ મારે કંઈક કહેવું છે' અથવા 'બતાવો મારે કંઈક પૂછવું છે' આવી રીતે જેમાં પોતાની ઇચ્છા વ્યક્ત ન કરતાં કંઈક ઇચ્છા છે માટે પૂછું છું એવો પ્રશ્ન કર્તાનો ભાવ હોય ત્યાં સંયોગથી ઉત્પન્ન થએલી, કે કુટુંબ સંબંધી, કે લાભ અથવા ઐશ્વર્ય સંબંધી ચિંતાનો પ્રશ્ન છે એમ જાણવું

निर्दिशेति गदिते जयाध्वगा मत्पथेस्य मम चिन्तितं वद ।
साधु सर्व जनमध्यगं तथा हृदयतामिति बन्धुचौरजा ॥

'આપ વિચાર કરીને બતાવો' એવો પ્રશ્ન હોય તો મુસાફરી કે વિજયની ઇચ્છા પ્રશ્ન કરનારને છે એમ જાણવું પરંતુ જો કોઈ એકદમ આવી બધાની વચ્ચે જ કહી દે કે જરા જલદી જોઈ દો એમ પ્રશ્ન કર્તા કહે તો તેને ભાઈ અથવા ચોર સંબંધી ફીકર છે એમ કહેવું

આ રીતે પ્રશ્ન કરનારના ઉચ્ચાર ઉપરથી પણ શુભાશુભ જ્ઞાનનો આ અવિદ્યામાં અંતર્ભાવ છે

આ અવિદ્યાના વિષયનું આમ આપણને જ્ઞાન થાય છે હવે આપણે વિચાર કરીએ કે આ અવિદ્યાનો વિશેષ પ્રચાર અને વિસ્તૃત રૂપ કેવું હોવું જોઈએ.

આ બન્ને બાબતો ઉપર વિચાર કરતાં આ વિદ્યાનો વિશેષ પ્રચાર ન થઈ શકે કારણ જ્યોતિષી પ્રત્યેક ક્ષણે બીજા કોઈ પણ સાધન વગર માત્ર દૃષ્ટિથી આજુબાજુ નજર નાખીને જ અથવા અવાજ શ્રવણ માત્રથી જ અનિષ્ટ કથન કરે, અને દર વખત તેમાં સફળ થાય તેવું ન બને. જેઓ આ વિષયને સાધ્ય કરી શકે તેઓ થોડા જ ગણાય. કારણ કેવલ વિચાર અને દૃષ્ટિ એ બે જ સાધનોની જરૂર છે સાધ્ય

થાય તો સર્વોત્તમ છે અન્યથા તદ્દન નકામી છે આવા જ્યોતિષીની પરીક્ષા જલદી થઈ શકે અને તેને મૂર્ખ પણ બનાવી શકાય. જ્યારે તેની મશ્કરી કરવી હોય ત્યારે તેની પાસે જઈ હેતુ પૂર્વક જમે તેમ મિથ્યા કે ઉચ્ચાર કરવામાં આવે, તો તે ઉપરથી જ્યોતિષીએ કહેલું ફલ નિષ્ફળ થાય આ વિદ્યા તો કેવળ નૈસર્ગિક ભાવો ઉપર જ આધાર રાખે છે જ્યાં કૃત્રિમતા છે, ત્યાં તે વ્યર્થ બને છે આ મુખ્ય કારણથી જ આ વિદ્યાનો લોપ થતો ગયો હશે, એમ અનુમાન થાય છે

જો કે કોઈ કાળમાં આનો વિશેષ પ્રચાર હશે જ ખાસ કરીને જે એક વૈદક શાસ્ત્રનો આધારભૂત અંગ છે તેમાં દૂતની ચેષ્ટા ઉપરથી રોગીની સ્થિતિ ઉપર વિચાર કરી કેસ હાથમાં લેવો કે ન લેવો તેનો વૈદ્ય નિર્ણય કરે તેમ ઉલ્લેખ છે આમ આ વિદ્યાનો હરકોઈ માણસ પોતાના કાર્યની સિદ્ધયસિદ્ધિમાં ઉપયોગ કરતો હશે. નૈસર્ગિક રીતે અત્યારે પણ ઘણા પોતાને કરવાના કામમાં સંકલ્પ-વિકલ્પ કરી કરવું કે ન કરવું તેનો નિર્ણય કરે છે ઘણા પોતાના નિર્ણય મુજબ કાર્યની સફળતા નિષ્ફળતાને મેળવે છે જ્યારે ઘણાને પોતાના નિર્ણયથી વિરુદ્ધ અનુભવ થાય છે, છતા સંકલ્પ વિકલ્પ એ મનના ધર્મો હોઈ તે થાય છે અને નિશ્ચય એ વિચારનું પરિણામ હોઈ એની વિચારકની યોગ્યતા તે મુજબ તેની પૂર્ણતા એ મુજબ બને છે નિશ્ચય ઉપર આવવાને કોઈ બાહ્ય સાધન નથી હોતું પ્રાચીનકાળમાં આ વિદ્યાનો નિશ્ચયના સાધન તરીકે ઉપયોગ થતો હશે. પરંતુ ઉપર જેમ બતાવ્યું તેમ કેવળ સ્વાભાવિક ચેષ્ટા ઉપર જ તેનો આધાર હોઈ તેનો હ્રાસ થઈ ગયો છે

છતા બુદ્ધિશાળી પુરુષો દરેક વસ્તુને સિદ્ધાન્તબદ્ધ કરે છે અને તેને વિદ્યાનું રૂપ આપે છે તેમ આ શાસ્ત્રને પણ વિદ્યાનું રૂપ અપાયું છે તિથિચક્ર વારચક્ર ઇત્યાદિ નક્ષત્ર પર્યંતના ક્રમ ગોઠવી છેક નષ્ટ જાતક સુધી આ વસ્તુનો ઉપયોગ કર્યો છે

સામાન્યતઃ જ્યોતિષીએ દરેક પ્રશ્નનો ઉત્તર આપવા જોઈએ, એમ એક બાલિશ માન્યતા છે, અને તે મુજબ ગર્ભિણી પ્રશ્ન, વર્ષાજ્ઞાન તથા નષ્ટજાતક, જેવા વિષયોમાં પણ આ નિમિત્ત વિદ્યાનો ઉપયોગ કરેલો છે આવડું મોટું તેનું વિસ્તૃત રૂપ છે અર્થાત્ આ વિદ્યા પણ નિમિત્તનાં ઉપકરણોની સાફક પરિપૂર્ણ છે એમ કહેવામાં વાંધો નથી.

હાલમાં તો આ વિદ્યા ઉપર આધારભૂત ગ્રંથ કોઈ નથી. વરાહમિહિરના બૃહત્સંહિતાના અધ્યાય વગર બીજું કશું ઉપલબ્ધ નથી. હસ્તલેખ દર્શનને પ્રકારે આ વિદ્યાનું જ પુસ્તક બનાવ્યું છે અને દર્શનાત્ સ્પર્શનાત્ અર્થાત્ દર્શનથી તેમજ

સ્પર્શથી શુભાશુભ કથન કરેલું છે જેટલું આંખો અંગ ઉપર વિચારાતું તેટલું બધું જ કેવલ હાથ ઉપરથી વિચારેલું છે, તે વિશેષતા છે બાકી આ પ્રશ્નના પહેલા અને બીજા વિમર્શથી અંગવિદ્યાનું જ જ્ઞાન થાય છે

[ ૪ ]

સ્વપ્નશાસ્ત્ર એ શબ્દ સાંભળતાં જ કેટલાકને મુંઝ થાય તેમ છે સ્વપ્ન આવવું એ સ્વભાવ છે અને કુદરતી સ્વપ્ન આવે છે, ત્યારે તેના ફળ સ્વરૂપ કશું જ થતું નથી, એમ ઘણાને અનુભવ છે એટલે સ્વપ્ન ઉપરનું શાસ્ત્ર હોઈ શકે જ નહિ. જો કોઈ સાધારણ બુદ્ધિવાળા માણસને પૂછો તો તે પણ કહી શકે કે ખુબ ખાધું હોય, અથવા મનમાં વિચાર કરતા કરતાં સુઈ ગયા હોઈએ તો સ્વપ્ન આવે, અને જો તેમ બાહ્ય કારણોથી સ્વપ્નોની ઉત્પત્તિ છે તો તે શુભાશુભ ફળનાં નિર્દેશક કેવી રીતે બને?

પરંતુ વાસ્તવિકમાં તેમ નથી. જેને સ્વપ્નશાસ્ત્ર કહેવામાં આવે છે, તે જોતાં તો માલુમ પડે છે કે આ શાસ્ત્રના રચયિતાઓએ ઘણો ઊંડો વિચાર કર્યો છે તેઓએ વૈદ્યકશાસ્ત્રના નિયમો અનુસાર પ્રકૃતિના ભેદથી કયો માણસ કેવા સ્વપ્ન સ્વાભાવિક રીતે જુએ છે, તેનો ઉલ્લેખ કર્યો છે ત્યાર બાદ ઇષ્ટકાર્યની ચિંતા મટાડવા માટે અમુક માંત્રિકવિધિ કરી ત્યાર બાદ સ્વપ્નની ઇચ્છા રાખી છે અને તે ઉપરથી શુભાશુભનો વિચાર કરેલો છે આ બધું જોતાં તો તે વૈજ્ઞાનિકપદ્ધતિ માલુમ પડે છે અમુક માંત્રિકવિધિ એટલે મનને સંસ્કૃત કરવું એમ અર્થ છે જેઓ માનસશાસ્ત્રમાં માનનાર છે અથવા માનસશાસ્ત્રના નિષ્ણાતો છે, તેમના મત મુજબ સંસ્કારિત મન એટલું બધું બળવાન બને છે કે તે જડ વસ્તુઓનું પણ ભેદન કરી તદંતર્ગત વસ્તુનું જ્ઞાન કરે છે જો તેમ છે તો જરૂર સંસ્કારિત મન ભાવિના ભેદનું જ્ઞાન કરાવી શકે છે સ્વપ્નશાસ્ત્રનો આધાર આ સિદ્ધાન્ત ઉપર છે બાહ્ય ઇન્દ્રિયોનો સંકોચ થતા મનનો વિકાસ થવાથી તે ભૂત, વર્તમાન તથા ભવિષ્યવસ્તુના જ્ઞાનનું કારણ બને છે એવી જે મેઘવિજયજી મહારાજે વ્યાખ્યા કરી છે તે એકદમ સંગત છે વૈજ્ઞાનિક છે અને સ્વપ્નશાસ્ત્રના રચયિતાઓએ આ વસ્તુનો ઉંડો ખ્યાલ રાખેલો છે તેઓ કહે છે કે —

स्वप्नं चतुर्विधं प्रोक्तं दैविकं कार्यसूचकम् ।
द्वितीयं तु शुभस्वप्नं तृतीयमशुभं तथा ॥

मिश्रे तुरीयमात्स्यातं मुनिपुंगवकोविदैः ।
यस्य चित्तं स्थिरीभूतं समधातुश्च यो नरः
तस्याविर्तं च बहुधः स्वप्ने कार्यं मरत्यते ॥
स्वप्नमद्रा नन भुवि मावाः पुंसां भवन्ति हि ।
श्रुतं दृष्टानुभूतं च दृष्टं तत्सदृशं तथा ॥
चिन्ता च प्रकृतिश्चैव विकृतिश्च तथा भवेत् ।
देवाः पुण्यानि पापानीत्येवं हि भवति तथे ॥
तन्मध्ये आद्यषट्कं तु शिवं चाशिवमप्यथ ।
अन्त्यं भिन्नं तथा नृणामचिरात्फलप्रदम् ॥

× × ×

रजोहीनाच्च शोकाच्च भयान्मूत्रपुरीषयोः ।
प्रणष्टवस्तुचिन्तातो जातः स्वप्नो वृथा भवेत् ॥

× × ×

कफात्मकशरीरस्तु पश्येद्बहुजलाशयान् ।
नद्यः मयूरसंकीर्णा नलिनानि सरांसि च ॥
स्फटिके रचितं सौधं तथा श्वेतं च गह्वरम् ।
तारागणं च चन्द्रं च तोयदानां च मण्डलम् ॥
रसांश्च मधुरान्दिव्यान्फलानि विविधानि च ।
काम्यं यज्ञोपकरणं यज्ञमण्डपमुत्तमम् ॥
शुभालङ्कारवासिन्यः पृथुलस्तनमण्डलाः ।
शुक्लोज्ज्वलाः पीन सक्थ्य परिशोभितमध्यमाः ॥
श्वेतवस्त्रैः स्मितमास्यैर्विलासन्त्यश्च योषितः ।
पित्तप्रकृतिको यश्च सोऽग्निमित्थं प्रपश्यति ॥
विद्युत्प्रभायाश्च तेजस्तथा पीतां वसुन्धराम् ।
निमीलितानि च पद्मानि विहगो दावानलार्दिताः ॥

फुल्लास्त्वशोकतरवो गांगेयं चापि निर्मलम् ।
किं च मक्षकोपः संपातपातादिकाः क्रियाः ॥
करोत्यास्मैति वै पश्येज्जलं चापि पिबेद्वहु ।
वातप्रकृतिको यश्च स पश्येदुच्चरोहणम् ॥
गुल्मद्रुमांश्च विविधान् पवनेन प्रकम्पिताम् ।
वेगगामि तुरंगांश्च पक्षिभिर्गमनं स्वयम् ॥
चक्रसौधान्विवादं च कलहं च तथात्मनः ।
आरोहणं च उदयममिति प्रकृतितो भवेत् ॥

× × ×

देवानां च गुरूणां च स्थविरैर्दुःस्वप्ननाशिनी ।
तस्माद्रात्रौ स्वापकाले विष्णुं कृष्णं रमापतिम् ॥
अगस्तिं माधवं चैव मुचुकुन्दं महामुनिम् ।
कपिलं चास्तिकमुनिं स्मृत्वा स्वस्थः सुषोर्मनः ॥
अधीत तेन दुःस्वप्नं न कदाचित्प्रपश्यति ॥

× × ×

स्नानदानादिकं कृत्वा स्मृत्वा हरिपदाम्बुजम् ।
अधीतजप सन्ध्यायां प्रार्थयेद्वृषभध्वजम् ॥
भगवन्–देवदेवेश शूलभृद्वृषभध्वज ।
इष्टानिष्टं समाचक्ष्व मम सुप्तस्य शाश्वत ॥
स्वप्ने कथय मे तथ्यं सर्वं कार्येष्वशेषतः ।
क्रियासिद्धिं विधास्यामि त्वत्प्रसादान्महेश्वर ॥

× × ×

स्वप्नमिदं च दृष्ट्वा यः पुनः स्वपिति मानवः ।
तदुत्पन्नं शुभफलं स नाप्नोतीति निश्चितम् ॥
अतो दृष्ट्वा शुभस्वप्नं सुधिया मानवेन वै ।
सूर्यस्तवस्तवनैर्नेया यावच्छिष्टा रजनी पुनः ॥

देवानां च गुरूणां च पूजनानि विधाय सः ।
धर्म्मोर्नमस्क्रियां कुर्यात्प्रार्थयेच्च शुभं भवि ॥
ततस्तु स्वपिरात्रे वै कथयत्स्वप्नमुत्तमम् ।
दृष्ट्वा पूर्वमनिष्टं तु पश्चाच्च शुभमेव चेत् ॥
या पश्यन्स्तु पुमांस्तस्माच्छुभस्वप्नफलं समेत् ।
अनिष्टं प्रथमं दृष्ट्वा तत्पश्चात्स्वपेत्सुमान् ॥
रात्रौ वा कथयत्त्वन्ये तदा प्राप्नोति तत्फलम् ।
अथवा प्रातरुत्थाय नमस्कृत्य महेश्वरम् ॥
तुलस्या अग्रतः मोक्ष्य प्राप्नुयाभाहि तत्फलम् ॥

× × ×

यानि फलानि भाविनि ज्ञानगम्यानि तानि तु ।
आत्मज्ञानाप्तये तस्मात्प्रवितव्य नरोत्तमैः ॥
कर्मभिर्देवताभिः कामार्मारभमतपाद् ।
चिकीर्षुर्देवतोपास्तिमादौ भावि विचिन्तयेत् ॥

—स्वप्नकमलाकरे

અર્થાત્—સ્વપ્ન ચાર પ્રકારનાં છે પહેલા પ્રકારનું સ્વપ્ન દૈવિક એટલે દેવતાની પ્રેરણાથી થનાર સ્વપ્ન છે જે અર્થનું સૂચન કરે છે બીજા પ્રકારનું સ્વપ્ન કોઈ શુભ વસ્તુનું સ્વપ્ન આવે તે છે ત્રીજા પ્રકારમાં અશુભ સ્વપ્ન છે અને ચોથા વર્ગે શુભાશુભ મિશ્ર સ્વપ્ન છે

જેનુ ચિત્ત સ્થિર હોય, અર્થાત્ જે મનુષ્ય શાન્ત પ્રકૃતિનો અને ધીર હોય સમધાત પ્રકૃતિનો હોય તેવા માણસને દેવતાની પ્રાર્થના કરવાથી પોતાના અર્થનું પ્રતિનિધિ સ્વપ્નમાં માલુમ પડે છે

સ્વપ્ન આવવાના નવ કારણો હોય છે કોઈ હકીકત સાંભળી હોય, અનુભવી હોય, જોઈ હોય અથવા જોવા જેવું કંઈ ગયું હોય, કોઈ વાતની ચિંતા હોય પ્રકૃતિ વધી ગઈ હોય કે પ્રકૃતિમાં વિકાર થયો હોય એ છ કારણોથી મનુષ્યને સ્વપ્ન આવે છે અથવા દેવતાના કારણે કે પુણ્ય અથવા પાપના કારણે સ્વપ્ન આવે છે. આમાંથી

પહેલા છનુ ફળ શુભ અથવા અશુભ થઈ શકે છે જ્યારે પાછલા ત્રણનુ જલદીથી ફળ મળે છે

× × ×

મૈથુન કરવાના કારણે, કોઈની સાથે હાસ્યવિનોદ કર્યો હોય તે કારણથી, ગોકથી કે પછી ભય, મળમૂત્રને રોધ, ખોવાએલી વસ્તુની ચિંતા ઈત્યાદિ કારણોને લઈ આવેલુ સ્વપ્ન વૃથા થાય છે

× × ×

જેઓની કફ પ્રકૃતિ હોય છે, તેઓને પ્રકૃતિ વધવાથી કે વિકાર થવાથી સ્વપ્ન આવે ત્યારે તેઓ સ્વપ્નમા મોટા મોટા જલાશય, પાણીથી છલકાઈ જતી નદીઓ, કમળો, સરોવરો, સ્ફટિકના જેવા પીળો ગુફાઓ, તારા ચંદ્ર મેઘ (વાદળા) મીઠા રસ (દૂધ, મધ, ગરડી ઈત્યાદિ) ઉત્તમ પ્રકારના ફળ, ઘી ચરબીના સાધનો, ચંદન ટપ, શૃંગાર કરેલી મોટા મોટા સ્નાન અને વિશાળ આખો, વિશાળ નિતંબપ્રદેશ તથા સુકુમારિકાઓ શ્વેતવસ્ત્રથી અને શ્વેતમાળાઓથી શોભતી સ્ત્રીઓ જુએ છે

જે પિત્તપ્રકૃતિના હોય છે તે સળગતા અગ્નિને જુએ છે ચમકતી વિજળીના તેજ પીળી જમીન, ખાસ્ત્રાગ્ર શસ્ત્ર, સળગતી દિશાઓ, ખીલેલા અશોક વૃક્ષ તથા સુવર્ણના ઝળ, ખુબ ક્રોધ, તથા પોતાને મારફાડ કરતા ઈત્યાદિ જુએ છે અને ઘણુ પાણી પીતો જુએ છે

જે વાત પ્રકૃતિવાળો હોય છે તે ઉચા પ્રદેશમા ચઢે છે વિવિધ પ્રકારના ઉચા ઉચા અને પવનથી હાલતા વૃક્ષ, ઘોડાના પોઠ, અને ઉડતા પક્ષીની સવારી ઉચા પ્રદેશ જાય, ઝાડ વગેરે જુએ છે પોતે સવારી કરે છે વા ઉડે છે

આવા પ્રકારના સ્વપ્નો પ્રકૃતિના વિકારથી આવે છે અને તે ઘણા ભાગે વૃથા જાય છે

દેવતાઓ અને ગુરુજનાની સ્મૃતિ (સ્મરણ) દુઃસ્વપ્નોનો નાશ કરનાર છે તથી શાન સુધી વખતે વિષ્ણુ કૃષ્ણ, રમાપતિ, માધવ ઈત્યાદિ ભગવાનના નામોનુ સ્મરણ કરવુ અથવા અગસ્તિ, મુચુકુંદ, કપિલ અને આસ્તિક નામના (જનમેજયના સર્પ યજ્ઞને રોકનાર) મુનિનુ સ્મરણ કરવુ તેમજ સ્નાન કરી શાંતિપૂર્વક ઉઘી જવુ ત્યાં ખરાબ સ્વપ્નો નહિ આવે

× × ×

જેમને સ્વપ્ન દ્વારા પોતાના ભાવિનો ભેદ જાણવો હોય તેમણે સ્નાનાદિક ક્રિયાથી શુદ્ધ થઈ, દાન ઇત્યાદિ પુણ્યજનક ક્રિયાઓ કરવી, તેમજ ભગવાનનું સ્મરણ કરી દર્ભની સાદડી ઉપર સૂઈ જવું. સૂતી વખતે શંકરની પ્રાર્થના કરવી કે ભગવન્ દેવદેવેશ, શૂલધર, વૃષભધ્વજ આપ મને જ્યારે હું ઊંઘી જાઉં ત્યારે સ્વપ્નમાં મારા કાર્યનું જે સાચું ફળ છે તે કહો. ઇચ્છાનિષ્ટ જે કંઈ હોય તે કહો. હું આપની કૃપાથી મને ક્રિયાસિદ્ધિ થાય, તેમ કરીશ.

× × ×

આમ પ્રાર્થના કરી સૂઈ જનાર સ્વચ્છ મનનો સાધક રાત્રે જે સ્વપ્ન જુએ તે જો તે સ્વપ્ન જોયા બાદ ફરી સૂઈ જાય તો નિષ્ફળ જાય છે માટે શુભ સ્વપ્ન જોયા બાદ મનુષ્યે સૂર્યની સ્તુતિ કરતા રાત્રી વ્યતીત કરવી. સવારે ઊઠી દેવતાઓ તથા ગુરુજનોની પૂજા કરી, શંકરને નમસ્કાર કરી શુભ વસ્તુની પ્રાર્થના કરવી. અને ત્યારબાદ વડીલોની સમુખ પોતાના સ્વપ્ન કહેવું.

જો સ્વપ્નમાં પહેલાં ખરાબ અને પાછળથી સારૂં સ્વપ્ન આવ્યું હોય તો ખરાબ સ્વપ્નના નાશ થઈ શુભનું ફળ મળે છે માટે જો અનિષ્ટ સ્વપ્ન આવ્યું હોય તો ફરી ઊંઘી જવું અથવા રાત્રેજ બીજા માણસને કહી દેવું જેથી તે નિષ્ફળ થઈ જાય છે અથવા સવારે ઊઠી શંકરને નમન કરી તુલસીની આગળ કહી સંભળાવવું જેથી તે સ્વપ્ન નિષ્ફળ થશે.

× × ×

જે કૃત્યો ભવિષ્યમાં સિદ્ધ થવાનાં હોય છે તેમનો કેવલ બુદ્ધિદ્વારા જ નિર્ણય થઇ શકે તેમ છ માટે તે કાર્યોનો આત્મજ્ઞાન દ્વારા નિર્ણય કરવા પ્રયત્ન કરવો. દેવપૂજન ઇત્યાદિ કર્મોદ્વારા, કામક્રોધાદિ ષડ્રિપુનો જય કરી, દેવતાઓની ઉપાસના કરનાર માણસ આ રીતે સ્વપ્નદ્વારા ભાવિ નિર્ણય કરે.

સ્વપ્નશાસ્ત્રના આ સાધારણ નિયમો તથા મૂળ સિદ્ધાન્તો છે આ પાયા ઉપર આ શાસ્ત્રની રચના થઈ છે ઉપરોક્ત સર્વે વાંચનાર સ્હેજે સમજી શકશે, કે સ્વપ્ન આવ્યું અને તેનું ફળ થઈ ગયું તેવી આકસ્મિક વાર્તા આ સિદ્ધાન્તથી રચાયેલા શાસ્ત્રમાં સ્થાન નથી. જેને દેવપૂજન ઇત્યાદિદ્વારા પુણ્યવૃદ્ધિ, ષડ્રિપુના જયદ્વારા આત્મવિશુદ્ધિ અને દેવોપાસનાદ્વારા ઇશની કૃપા હોય તેવા મહાત્માના ચિત્તની સ્થિતિનો ખ્યાલ કરવાથી સમજાય તેમ છે, કે તેમના સ્વપ્નો વિકારજન્ય ન

હોય, તેમનું બળવાન સંસ્કૃત મન અને વિશુદ્ધ આત્મા ભૂત-ભાવિ વર્તમાન બધાને જ હસ્તામલકવત જોઈ શકે છે જે તે જુએ તે સત્ય જ હોય છે આટલી જ સ્વપ્ન શાસ્ત્રની જડ છે આજ મૂળતત્ત્વ છે એટલે સ્વપ્નશાસ્ત્ર એ અધ્યાત્મશાસ્ત્રના વિભાગરૂપ છે વિશ્વસનીય છે ખાલી વ્હેમ માત્ર નથી, અથવા અજ્ઞાનમૂલક નથી.

સ્વપ્નશાસ્ત્રમાં પોતાના કાર્યના પરિણામનું જ્ઞાન, આધિદૈવિક આધિભૌતિક ચિંતાઓનું નિરાકરણ અને છેવટે સ્વપ્નદ્વારા મૃત્યુજ્ઞાન ઇત્યાદિ વિષયો ચર્ચેલા છે આ શાસ્ત્ર આત્મવિશુદ્ધિદ્વારા ગમ્ય હોઈ તેમાં સામાન્ય માણસોની ગતિ થઈ શકતી નથી. અને આવી સિદ્ધિવાળાઓ સામાન્ય ભાષામાં યોગી યા મહાત્મા ગણાતા હોઈ યા દેવાંશી ગણાતા હોઈ; આ શાસ્ત્રને શાસ્ત્રરૂપે વધુ વિકાસનો અવકાશ ન મળ્યો. જેમ યોગશાસ્ત્રનું થયું તેમ આનું પણ થયું છે એમ અનુમાન થાય છે અને નિમિત્તશાસ્ત્રની આ બીજી શાખાનો ક્ષય લગભગ થઈ ગયો છે

[૫]

નિમિત્તશાસ્ત્રની ત્રીજી શાખા સ્વરશાસ્ત્ર છે સ્વરોદયશાસ્ત્રને સાધારણ રીતે ઘણા માણસો નામ માત્રથી પણ જાણતા હોય છે તેને જનસાધારણ સરોદો કહે છે કોઈ કાળમાં આ વિભાગનો મોટો ફેલાવો થઈ ગયો હશે. સાધારણ માણસો પણ નાસિકાના શ્વાસોશ્વાસની પરીક્ષા કરવાના બહાના કરી શુભાશુભ કહેવા મંડી જાય છે અને આપણામાં તો એક પ્રચલિત શબ્દ જેવુંજ થઈ પડયું છે કે એ તો અમારા ઘરનો 'સરોદા જ છે કે આમ જ થાય અર્થાત્ સ્વરોદયદ્વારા પોતાના કાર્યના પરિણામનો વિચાર કરવાની સર્વસાધારણ રૂઢી હોવી જોઈએ, એ હદ છે ગુપ્તપણે યોગી હોવાનો ડોળ કરનાર બાવાઓ, સાધુઓ ઇત્યાદિ આ શાસ્ત્રનો આશ્રય લઈ બેઠેલા માલુમ પડે છે અને જનતાને ઠગી ખાય છે ઘણાખરા જોશીનો ધંધો કરનાર પણ વાતવાતમાં નાસિકાસ્વર વખાણવા મંડી જાય છે આ બધું આ શાસ્ત્રની વ્યાપકતાનું રહી ગએલું ચિહ્ન છે બાકી આ વસ્તુને તેના શાસ્ત્ર તરીકે જાણનાર કોઈક જ મળી આવશે વસ્તુતઃ તો આ શાસ્ત્રનાં સ્વરૂપનું પણ તેમને જ્ઞાન નથી હોતું સ્વરશાસ્ત્ર એ જુદું શાસ્ત્ર છે જ્યારે નાસિકાસ્વર એ કોઈ જુદી જ વસ્તુ છે પરંતુ અગાઉ સ્વરશાસ્ત્રની જગ્યાએ નાસિકાસ્વરે ઘણા વખતથી સ્થાન જમાવી લીધું છે, અને તેની પણ સ્વરશાસ્ત્રમાં જ ગણના થઈ ગઈ છે આ સ્થિતિ આજની નથી ઘણા વખતથી છે

ગ્રંથોના આધારે રચાએલુ છે, એમ નરપતિએ કહ્યુ છે યામલોના કર્તા શંકર છે માટે તે સ્વરશાસ્ત્રના કર્તા ગણાય, એમ શંકા કરનારને અવકાશ છે પરંતુ અહીં તો સ્પષ્ટ છે કે બે વસ્તુનો અહિંઆ ઉલ્લેખ કર્યો છે, તે તો પ્રસિદ્ધ શિવ સ્વરોદયને આધીન છે

પુર વસંતરાજ પણ નાસિકાસ્વરને જ પ્રાધાન્ય દે છે જુઓ—

तुल्येऽपि शकुने नराणामाप्तोत्पत्ते योऽस्य फलस्य भेदः ।
स प्राणसञ्चारकृतो विशेषस्तत्प्राणगत्या शकुनो गवेष्यः ॥
भवेदिडायां परिपूरितायां सर्वोऽपि वामः शकुनः प्रशस्त ।
स्यात्पिङ्गलायां परिपूरितायां सर्वोऽप्यसव्यः शकुनः प्रशस्त

—प्रकरण ४ श्लो ४–५

અર્થાત્—જ્યારે એકી સાથે મનુષ્યો એક જ શકુન જુએ છે, છતાં તેઓને જુદુ જુદુ ફળ મળે છે તેનું કારણ તેમનો પ્રાણસંચાર છે માટે પ્રાણની ગતિ મુજબ શકુનનો વિચાર કરવો. જો ઈડા એટલે જમણી બાજુનો શ્વાસ ચાલતો હોય તો ડાબી બાજુથી થનાર શુકન શુભફળ આપે છે જો પિંગલા (ડાબી બાજુની નાસિકા) એ શ્વાસ ચાલતો હોય તો જમણી બાજુથી થનાર શુકનો શુભ છે

અર્થાત્—વસંતરાજે નાસિકાસ્વરને નિમિત્તમાં હેતુ માન્યો છે આમ પરિપાટિ પ્રાચીનકાળથી કોઈ ઉપાધ્યાયજીએ કરેલી વ્યાખ્યા સંગત છે અને તેમણે તો સ્વર એટલે અવાજ અને તેના ઉપરનું શાસ્ત્ર તે સ્વરોદયશાસ્ત્ર એવી વ્યાખ્યા કરી હોય તેમ લાગે છે કારણ શકુનશાસ્ત્ર કે જેમા પક્ષિઓના અવાજ ઈત્યાદિ ઉપરથી નિમિત્તની ગણના છે તેને તથા ચૂડામણિને સ્વરશાસ્ત્રમાં ગણાવેલા છે

હસ્તસંજીવનનો કેટલોક ભાગ તથા હસ્તકાંડ અને ચૂડામણિનો સાર એ તો આ હિસાબે સ્વરના જ પુસ્તકો છે

વાસ્તવિકમાં સ્વરોદયશાસ્ત્ર તરીકે નરપતિજયચર્યા, પચસ્વરા, સમરસાર એ ગ્રંથો મુખ્ય છે આ ગ્રંથોની પરિપાટી જોતાં પૃચ્છકના મુખમાંથી ઉચ્ચરિત શબ્દોના અકારાદિસ્વર તથા કકારાદિ વ્યંજનના યોગે બાલ, કુમાર, યુવા, વૃદ્ધ તથા મૃત ઈત્યાદિ ભેદાનુસાર અનેક પ્રકારની બુદ્ધિગમ્ય કલ્પના કરી શુભાશુભનું જ્ઞાન કરેલુ છે આ ગ્રંથોની શૈલી કઠિણ છે સામાન્ય માણસો માટે તે સુલભ નથી સ્વરો

ઉપરાંત અનેક પ્રકારનાં ચક્રો બનાવવાં, અનેક પ્રક્રિયાઓ કરવી, તથા તે દ્વારા શુભા-શુભની કલ્પના કરવાની છે. આ સ્વરશાસ્ત્ર મુખ્યત્વે જય પરાજયના વિષયમાં વિશેષ ઉપયોગમાં લેવાતું. નરપતિએ સ્વરજ્ઞની પ્રશંસા કરતાં કહ્યું છે કે —

यस्याश्वगजसंघाते संपूर्णा यदि वाहिनी ।
तथापि युद्धमायाति नृपो हीनस्वरोदयी ॥ १ ॥
कथंचिद्विजयी युद्धे स्वरज्ञेन विना नृपः ।
घुणवर्णोपमं तत्तु यथान्धवर्तकग्रहः ॥ २ ॥
स्वरशास्त्रे सदाभ्यासी सत्यवादी जितेन्द्रियः ।
तस्यादेशस्य च कर्ता जयश्रीस्तं नृपं भजेत् ॥ ३ ॥

અર્થાત્—જ્યારે રાજાના સ્વરનો અસ્ત થાય છે, ત્યારે તેની સેના ભલે ચતુ-રંગિણી હોય છતાં તેનો પરાજય થાય છે.

સ્વરજ્ઞ વગરનો યુદ્ધ ક્વચિત્ વિજયી બની જાય તો તે ઘુણાક્ષર ન્યાયથી બન્યો જાણવું. જેમ ભમરો લાકડામાં કોતરતાં ક્વચિત્ કોઈ અક્ષરની આકૃતિ કોતરી નાખે તેમ તે રાજાનો વિજય પણ આકસ્મિક તરીકે સમજવો. અથવા અંધારામાં જેમ બાજુ ઊંચે ભાળતાં લાવાને પકડી શકે તેવી રીતનો સમજવો.

જે સ્વરશાસ્ત્રનો સદાનો અભ્યાસી હોય, સત્યવાદી હોય, જિતેન્દ્રિય હોય તેવા સ્વરજ્ઞના આદેશનો જે અમલ કરે છે તે રાજાને વિજયલક્ષ્મી મળે છે.

સ્વરશાસ્ત્રોનો આધાર યામલો ઉપર છે. નરપતિ કહે છે કે અનેક યામલો જોયા બાદ આ ગ્રંથની રચના કરી છે. તે કહે છે કે —

ब्रह्मयामलमाद्यं स्याद् द्वितीयं विष्णुयामलम् ।
रुद्रयामलमाख्यातं चतुर्थं चादियामलम् ॥
स्कन्दं च यामलं चैव षष्ठं कूर्मस्य यामलम् ।
सप्तमं यामलं देव्या इति यामलसप्तकम् ॥
भूतवादी यामलाख्यस्तथा युद्धजयार्णवम् ।
कौमारी कोशलं चैव योगिनीजालसंवरम् ॥
रक्षोघ्नं च त्रिपुरं च स्वरसिंहं स्वरागमम् ।

भूबलं भैरवं नाम पटलं स्वरभैरवम् ।
शेषं रणास्पर्य स्पार्थ सिद्धान्तं जयपद्धतिम् ।
पुस्तकेन्द्रं च शौर्कं च श्रीदभ्नं ज्योतिषं तथा ॥
मंत्रयंत्राण्यनेकानि कूटयुद्धानि यानि च ।
तंत्रयुक्तिं च विज्ञाय विज्ञान ब्रह्मयामले ॥
एतेषां सर्वशास्त्राणां स्वरसारोद्धमात्मना ।
सारोद्धारं करिष्यामि सर्वसत्त्वानुकंपया ॥

અર્થાત—યામલો, તંત્રમંત્રનાં પુસ્તકો ઇત્યાદિના આધારે નરપતિએ પોતાના ગ્રંથની રચના કરી છે સ્વરશાસ્ત્ર એટલા બધા વ્યાપક રૂપમાં મળી આવે છે છતાં શાસ્ત્રમાં જેમ મંત્રતંત્ર શાસ્ત્રનો હ્રાસ થઈ ગયો છે તેમ આ શાસ્ત્રનો પણ હ્રાસ થયો છે આનું મુખ્ય કારણ આ શાસ્ત્રનો મંત્રશાસ્ત્રો સાથેનો સંબંધ અને ક્લિષ્ટતા જ છે બીજું કંઈ નથી.

દરેક સ્વરજ્ઞ મંત્રતંત્ર કુશળ હોવો જોઈએ. નરપતિની પ્રશંસા કરતા તેના ટીકાકાર શ્રી હરિવંશ કવિએ લખ્યું છે, કે—

विद्यास्य मालवसंप्रदेश धारापुरीरम्यनिवासवासी ।
नानागमज्ञो नृपलोकपूज्यो बुधः प्रसिद्धो नरदेवनामा ।
स्वरबलफलवेत्ता देवतत्त्वेष्वभिज्ञो
विदित शकुनशास्त्र स्तंभमंत्रप्रवीणः ।
फणिगणितसारासार चूडामणिज्ञो
नरपतिरिति नाम्ना तस्य पुत्रो बभूव ।
ज्ञाने यः सर्वज्ञो नृपगणपूज्यः सरस्वतीसिद्धि ।
तेन कृतं शास्त्रमिदं मधुरगुणं दोषरहितं च ॥
श्रीमत्यासौवल्ली नगरे स्थाने
श्री अजयपालनृपराज्ये ।
श्रीपतिनरपतिकविना
रचितमिदं तत्र संत्येन ॥

અર્થાત્—વિદ્યાના ધામરૂપ માળવામાં આવેલી ધારાનગરીમાં નરદેવ નામનો વિદ્વાન પુરુષ હતો, તેનો સ્વરશાસ્ત્રને જાણનાર, દેહવત્ત (જેને વસ્તુતઃશાસ્ત્રે હસ્તગત કર્યો છે અને સાધારણ રીતે સ્વરોદય તરીકે પ્રખ્યાત છે તે નાસિકા સ્વરશાસ્ત્ર), શકુન, તંત્ર-મંત્ર વગેરેમાં પ્રવીણ, ફલિત જ્યોતિષ, તથા ગણિત જ્યોતિષને જાણનાર ચૂડામણિનો જ્ઞાતા નરપતિ નામનો પુત્ર થયો.

આ નરપતિ જ્ઞાનની બાબતમાં સર્વજ્ઞ જેવો હતો. તેમજ રાજપૂજ્ય હતો. તેને સરસ્વતી સિદ્ધ હતી. તેણે દોષરહિત એવો અનેક પ્રકારના ગુણ (રહસ્ય) વાળું આ શાસ્ત્ર રચ્યું છે.

આશાપલ્લી નામના પ્રખ્યાત નગરમાં કે જ્યાં શ્રી અજયપાલનું રાજ્ય છે ત્યાં રહીને નરપતિ કવિએ આ શાસ્ત્ર રચ્યું છે (હાલના અમદાવાદમાં આ ગ્રંથ રચાયો છે).

અર્થાત્—નરપતિના ગ્રંથ મુજબ અને સ્વરશાસ્ત્રની પ્રતિજ્ઞાનો વિકાસ થવાના સાધન માટે મંત્ર-તંત્ર ઈત્યાદિના જ્ઞાનની જરૂરત છે. નરપતિના ગ્રંથમાં તાંત્રિકોનાં પ્રસિદ્ધ મારણ, મોહન, ઉચ્ચાટનાદિ ષટ્કર્મોનો ઉલ્લેખ છે. આથી સ્વરશાસ્ત્રોનો મંત્રતંત્ર ઉપર આધાર અથવા સંબંધ રહે છે તે નિર્વિવાદ છે.

યામલોમાં શું હોવું જોઈએ, તે તો વિદિત જેવું જ છે. યામલો મંત્રશાસ્ત્રના ગ્રંથો છે એમ તેની પ્રસિદ્ધિ છે છતાં જાણવા જેવું એ છે કે યામલો કેવળ મંત્રશાસ્ત્રના પુસ્તકો નથી. તેઓમાં નિમિત્તનાં પુષ્કળ વિધાનો છે. યામલોનું લક્ષણ બતાવતાં કહ્યું છે કે—

सृष्टिश्च ज्योतिषाख्यानं नित्यकृत्यप्रदीपनम्<br>
क्रमसूत्रं वर्णभेदो जातिभेदस्तथैव च<br>
युगधर्मश्च संख्यातो यामलस्याष्टलक्षणम् ॥

અર્થાત્—સૃષ્ટિ, જ્યોતિષ, નિત્યકૃત્ય, ક્રમ અને સૂત્ર, વર્ણભેદ, જાતિભેદ તથા યુગધર્મ આ આઠ વિષયો ઉપર જેમાં ચર્ચા હોય તેનું નામ યામલ.

યામલ એ તંત્રશાસ્ત્રના મુખ્ય ત્રણ ભેદમાંનો એક મોટો ભેદ છે. તંત્રશાસ્ત્રના આગમ યામલ અને તંત્ર એવા ત્રણ ભેદ છે.

આથી ખ્યાલ થાય છે કે યામલોમાંનું જ્યોતિષ લગભગ સ્વરોદય હોઈ યંત્રોને વર્ણબીજ ઉપર મુખ્ય આધાર છે અને તેવા જ વર્ણોચ્ચાર ઉપરથી સ્વરોદય બને છે એક જ વસ્તુ એક અર્થમાં સિદ્ધિ માટે બીજા અર્થમાં ભાવિજ્ઞાન માટે હોય તેવો આનો અર્થ છે

સ્વરશાસ્ત્રનો જેવો અતિરેક થયો છે તેવો પહેલી બે શાખાઓનો નથી થયો પરંતુ નિમિત્તશાસ્ત્રની પહેલી બે શાખાઓની માફક તેનો તેના વિશિષ્ટ લક્ષણ અને ફેલાવા તથા ઐન્દ્રજાલિક જેવા સ્વરૂપને અંગે હ્રાસ થયો હોય તે જ કારણ વારંવાર વિચારપથમાં આવે છે શાસ્ત્રની ઉપાદેયતા એ કે વધી છે એ ભૂલવા જેવું નથી.

સ્વરોદયની અંદર જયપરાજય સિવાય અર્ઘકાંડ (તેજી–મંદી)નો પણ વિચાર છે જીવિત–મરણનો પણ વિચાર છે અનેક પ્રકારની ભૂમિ કલ્પના છે તેમજ કેટલાક રક્ષા મંત્રો છે પોતાના પક્ષને વિજય અપાવવા, તથા સામાપક્ષનો પરાજય કરવાના માટે અનેક પ્રકારથી વિચાર કરી અનુકૂળ કાળ શોધવાની પ્રક્રિયાઓ છે

ચૂડામણિ, હસ્તકાંડ તથા ચક્રોન્મિલન એ ગ્રંથો તથા કેટલાક કેરલીય ગ્રંથો, રમલ, પાશક કેવલી શુકનાવલી ઇત્યાદિનો સમાવેશ સ્વરશાસ્ત્રમાં કરી શકાય એ કે ચૂડામણિ, હસ્તકાંડ અને ચક્રોન્મિલન વ્યવસ્થિત પ્રકરણો છે તેમાં ઘણી કલ્પનાઓ ચમત્કૃતિ ભરેલી છે પરંતુ તેમાં કેટલીક હકીકત એવી છે કે તે કેવલ કલ્પના ઉપર નભતી હોઈ અને સ્વાભાવિક સંબંધોના ઉપર જ નિર્ભર હોઈ છતાં કરવામાં આવે તો નિષ્ફળ બને છે તેથી તે તે ગ્રંથોના અધ્યયન–અધ્યાપનની પરિપાટી બંધ થઈ ગઈ અને ધીમે ધીમે નામશેષ થઈ ગયા છે આગળ ઉપર તે ગ્રંથોનો વિભાગપૂર્વક ખ્યાલ આપવામાં આવનાર હોઈ અહીં તેમનો હ્રાસ થવાના કારણનું અનુમાન માત્ર કર્યું છે

હાલમાં એ કે સ્વરોદયના નરપતિજયચર્યા ઇત્યાદિ ગ્રંથોનું પઠન પાઠન ચાલે છે પરંતુ કોઈમાં તેવો પ્રચાર નથી જ તેનું કારણ તે ગ્રંથોની દુરૂહતા અને વિષયની જટિલતા છે

આ શાખામાં આવતા શકુનશાસ્ત્રની હકીકત પણ તેવી જ છે શકુન ઉપર વસંતરાજ સિવાય બીજા પ્રકરણો બહુ જ થોડા મળે છે નથી મળતા એમ કહીએ તો પણ ચાલે. વસંતરાજના વીસ અધ્યાયો છે અધ્યાયને વર્ગનામ આપવામાં આવ્યું

અર્થાત્—સરસ્વતી દુર્ગા (દેવચકલી)માં, યક્ષ કુતરામાં, ગરુડ બગલામાં, ચંડિકા ચીબરીમાં, અને પાર્વતીની દૂતી શિયાળવીમાં રહે છે એટલે તે તે દેવીઓને લઈ તેઓ શકુન કરે છે એ કે દરેક પ્રાણીમા દેવતાઓના અંશ રહેલા છે માટે દરેક પ્રાણી શક્તિમાન થઈ શકે છે આથી શાકુનિકે કોઈ પ્રાણીની હિંસા ન કરવી. હિંસા કરવાથી તે પ્રાણીનો અધિષ્ઠાયકદેવ ક્રુદ્ધ થાય છે

શાકુનિકો કેવલ પક્ષિઓ ઉપર જ આધાર રાખતા નથી. તેમણે તો મનુષ્યને પણ શકુનમાં કારણ જણાવેલ છે નરેંગિત એટલે મનુષ્યની ચેષ્ટાને પણ શુભાશુભની વ્યંજક માની છે

પક્ષિઓની ઓળખાણ, તેમના ભાવાભાવનું નિરૂપણ, અવાજની પરીક્ષા, સુખ દુઃખની પરીક્ષા ઇત્યાદિ અનેક ભેદ શકુનશાસ્ત્રમા છે અને તેમની ચેષ્ટા ઇત્યાદિ ઉપર શુભાશુભની કલ્પના ચમત્કાર ભરેલી રીતે વર્ણવેલી છે

આજકાલ શકુન જોવાની પદ્ધતિ લગભગ બંધ થઈ જવા આવી છે છતાંય શકુન એ તો દીવા છે 'शकुनो वृषभनायकः' ઇત્યાદિ શબ્દો આપણા માટે વરસણુ થઈ પડ્યા છે આપણા પ્રાચીન લોકગીતોમાં કાબી તે બેસવ રોઈ રહી ઇત્યાદિ પદો શકુનશાસ્ત્રની અતિશયતાને સૂચવે છે

આ ઉપશાખાનો કંઈ કંઈ કંઈ પ્રચાર છે પરંતુ તે અક્ષરજ્ઞાનથી પોતાને પંડિત માનતા વર્ગમાં નહિ. ગ્રામ્ય જનતામાં, શિયાળ બોલી માટે અમુક બનશે તેનો ભીલ, કોળી, ઠાકરડા વગેરે વર્ગમાંથી જ અનુભવ મળી આવે છે શહેરી જીવન જીવનારને તે પ્રાણીઓના દર્શન જ જ્યાં દુર્લભ છે ત્યાં તેમના ઇંગિતજ્ઞાનની તો વાત જ શી !

[ ૬ ]

નિમિત્તશાસ્ત્રની ચોથી શાખા તરીકે ઉપાધ્યાયજીએ ભૌમશાસ્ત્ર બતાવ્યુ છે અને તેની भौमं भूमिभागमवगाहि એટલે કે જેમાં ભૂમિના વિભાગોનુ જ્ઞાન હોય તેને ભૌમશાસ્ત્ર કહેવું એમ સમવાયાંગસૂત્રની વૃત્તિમાંથી વાક્ય ઉદ્ધૃત કરીને જણાવ્યુ છે

અહી ઘણી શબ્દોને સ્થાન છે જ્યોતિષશાસ્ત્રના અનેક ગ્રંથો જોતાં ક્યાંય આવી વ્યાખ્યા અને તે મુજબનું નિમિત્તજ્ઞાન જોવામાં આવ્યુ નથી. ભૂસ્તરવિદ્યાનો શબ્દથી જો નિર્દેશ કરાયો હોય તો તે શક્ય છે ઉપાધ્યાયજી જણાવે છે કે —

भौमं भूमिभागलक्षणादि इत्युक्तं समवायाङ्गवृत्तौ, देवप्रासादेरपि भूमिस्थितत्वात्तद्विचारोऽपि भौममुच्यते। अत एव स्थानाङ्गवृत्तावप्युक्तं भूमिविकारो भौमं भूकम्पादि। अन्यदपि भूमा घनशुषिरस्निग्धादिविज्ञानं पूर्वादिदिग्भूमविन्यासेन वा वृद्धिहान्यादि ज्ञानं निधिज्ञानं देवकल्याम्नायज्ञानं सर्वं भूमिसंबंधाद्भौममेव।

અર્થાત્—ભૌમ એટલે ભૂમિના ભાગનું લક્ષણ એમ સમવાયાંગસૂત્રની વૃત્તિમાં છે દેવ, પ્રાસાદ વગેરેની પણ ભૂમિ ઉપર સ્થિતિ હોવાથી તેમના સંબંધી વિચારોને પણ ભૌમશાસ્ત્ર કહી શકાય અને તેથી જ સ્થાનાંગસૂત્રની વૃત્તિમાં કહ્યું છે કે ભૂમિનો વિકાર તે ભૌમ જેમકે ભૂકંપ ઇત્યાદિ બીજું પણ પૃથ્વીની ઘનતા, પોલ રસ ઇત્યાદિ જ્ઞાન તથા વાસ્તુશાસ્ત્રના આધારે (પૂર્વદિશાનું ઘર ઇત્યાદિ ભૌમલક્ષણ, આસ્ય વગેરેના આધારે) વૃદ્ધિ અને હાની વગેરેનું જ્ઞાન. જમીનમાં રહેલા દ્રવ્યને શોધી કાઢવાનું જ્ઞાન, દેવ વિશેષદ્વારા આમ્નાયનું સ્થળ શોધી કાઢવાની વિદ્યા તે દરેકનો ભૂમિ સાથે સંબંધ હોઈ તે બધું ભૌમશાસ્ત્ર છે

આજ લક્ષણ જો ભૌમશાસ્ત્રનું હોય તો તે ભૂસ્તરવિદ્યા વાસ્તુવિદ્યા વગેરે જ છે એમ કહી શકાય. ભૂસ્તરવિદ્યાના જ્ઞાન વગર પૃથ્વીની ઘનતા રસકસ ભરેલું પાણી ઇત્યાદિની સમજ ન જ પડે. આમ જોતાં ભૂસ્તરવિદ્યા અને વાસ્તુવિદ્યા એ બેના ઉપરથી અમુક પદાર્થોનું ભવિષ્ય જ્ઞાન કરવાની વિધિ તે ભૌમશાસ્ત્ર અને એ રૂપમાં તે નિમિત્તશાસ્ત્રની ચોથી શાખા બને છે એક રીતે જોતા ભવિષ્યજ્ઞાન એટલે ભવિષ્યકાળ સંબંધી જ્ઞાન એવો અર્થ થાય છે પરંતુ જ્યોતિષશાસ્ત્ર અથવા બીજા અને પૂર્વોક્ત નિમિત્તશાસ્ત્રથી ધ્વનિત થતા અર્થમાં જોઈએ તો પ્રત્યક્ષ પ્રમાણદ્વારા ઉત્પન્ન અનુમાન એમ અર્થ થાય છે. અને જો તેને જ માનીએ તો ભૂમિનાં બાહ્ય ચિહ્નો (રૂપ, રંગ, સ્વાદ) દ્વારા તેની અંદર આવેલ રહેલા પાણી, ખનીજ ઇત્યાદિનું વા પૃથ્વીના વિવિધ માપનદ્વારા નિપજતા શુભાશુભનું જ્ઞાન એટલે કે વિશાળ અર્થમાં ભૂસ્તરશાસ્ત્રનું અને વાસ્તુશાસ્ત્રનું જ્ઞાન એ જ ભૌમશાસ્ત્ર કોઈ નિમિત્તશાસ્ત્રની શાખા તરીકે ઓળખી શકે છે વાસ્તુવિદ્યા તે જ સ્થાપત્યવિદ્યા ગણાવામાં આવે છે

જ્યોતિષશાસ્ત્રમાં ભૂસ્તરવિદ્યા તથા વાસ્તુવિદ્યાનો ઉપયોગ કેવી રીતે કરેલો છે તે નીચેના શ્લોકો ઉપરથી જણાશે.

વરાહમિહિરે પોતાની બૃહત્સંહિતામાં વાસ્તુવિદ્યા અને દકાર્ગલ નામનાં પ્રકરણો છે અને તે દ્વારા આશ્ચર્યજનક હકીકતો રજુ કરી છે તે કહે છે કે–

धर्म्यं यशस्यं च वदाम्यतोऽहं
दकार्गलं येन जलोपलब्धिः ।
पुंसां यथाङ्गेषु शिरास्तथैव
क्षितावपि प्रोन्नतनिम्न संस्थाः ॥ १ ॥
एकेनवर्णेन रसेन चाम्भश्च्युतं नभस्तो वसुधाविशेषात् ।
नानारसत्वं बहुवर्णतां च गतं परीक्ष्यं क्षितितुल्यमेव ॥ २ ॥
मेघोद्भवं प्रथममेव मया प्रदिष्टं ज्येष्ठामतीत्य बलदेवमतादि दृष्ट्वा ।
भौमं दकार्गलमिदं कथितं द्वितीयं सम्यग्वराहमिहिरेण मुनिप्रसादात् ॥

અર્થાત્—ધર્મ અને યશ આપનાર દકાર્ગલ હવે હું કહું છું જેથી જલની પ્રાપ્તિ થાય. જેમ પુરુષના અંગ પ્રત્યંગમાં નસો રહેલી છે તેમ પૃથ્વીની અંદર ઉંચી નીચી જલની ધારાઓ રહેલી છે.

એક જ રંગનું અને એક જ સ્વાદનું પાણી આકાશમાંથી પડે છે પરંતુ પૃથ્વીના વિવિધપણાને લઈને જુદા જુદા પ્રકારના અનેક સ્વાદનું તથા રંગનું થાય છે જેવી પૃથ્વી તેવું પાણી હોય છે.

મેઘથી પડનાર પાણી સંબંધી મે પહેલાં જ બલદેવ વગેરે આચાર્યોના મતોની સમાલોચના કરી કહી દીધું હતું હવે આ બીજું ભૂમિ સંબંધી (ભૌમ) દકાર્ગલ મુનિયોની કૃપાથી સારી રીતે કહું છું.

આ દકાર્ગલશાસ્ત્રનો આધાર પૃથ્વી પરીક્ષા ઉપર છે પૃથ્વીની રૂપ, રસ, ગંધ ઈત્યાદિદ્વારા પરીક્ષા કરે છે અને પછી અમુક હાથના અંતરે અમુક પ્રકારના સ્તર અને પાણી આવશે, તેનું અનુમાન થાય છે આ એક વ્યવસ્થિત શાસ્ત્ર છે હાલમાં આનું પ્રચલન ઘણું ઉંચુ થઈ ગયું છે પરંતુ આ વજ્ઞાનિકશાસ્ત્ર નિમિત્તશાસ્ત્રથી વહન ઓળખાણ કરવામાં જ હાલના આ શાસ્ત્રના નિષ્ણાતોએ ઇતિકર્તવ્યતા માની હો તેમ લાગે છે કારણ જ્યોતિષીઓમાં આ જ્ઞાનનો બહુધા લોપ થઈ ગયો છે અને જ્યોતિષીઓ (નૈમિત્તિકો) ઉપરથી લોકવિશ્વાસ પણ ઉઠી ગયો છે હાલમાં તો ગમે તે જગ્યાએ બોરીંગથી પાણી લાવવાના પ્રયત્નો થાય છે અને આજના યાંત્રિક યુગમાં

સાધનની વિપુલતાને લઈ આવી પરીક્ષા નગર બધુ અર્થસિદ્ધિ થતી હોવાથી તેની જરૂરીઆત ઘટતી જાય છે પરંતુ ? કાળમાં કુવા, વાવ, તળાવ એ જ પાણીનાં સાધન હતાં અને ખેતીનો આધાર કુવા ઇત્યાદિ ઉપર જે સમયમાં રહેતો, ત્યાં આ શાસ્ત્રની ઉપયોગિતા હતી. અને કેટલી બધી અગત્યતા હશે, તે કલ્પનાથી સમજી શકાય તેમ છે વરાહમિહિરે તો આ શાસ્ત્રને ધર્મ અને યશની વૃદ્ધિ કરનાર બતાવ્યું છે

વાસ્તુશાસ્ત્રનું પણ લગભગ તેમજ છે હાલમાં નવીન નગર રચના, કાલની અતિગતિ વગેરેને લઈ અમુક માપનું ઘર બનાવેલ, અમુક ઉંચાઈ નીચાઈ વગેરે હોય ઘર કેટલા વર્ષ ટકશે, ઇત્યાદિ, તેમજ ઘરમાં રહેનાર કેવા પ્રકારનું સુખ ભોગવશે, વગેરે કલ્પનાઓનો હાલમા હ્રાસ થઈ ગયો છે કોઈ કાળમાં ઘર બાંધવું એ મહાકાર્ય ગણાતું હશે, ત્યારે આની પુછપરછ અને કલ્પનાવિશાળતા નહી થઈ હશે પરંતુ હાલમાં તો તેવું કંઈ દેખાતું નથી.

ભૂમિકંપ ઇત્યાદિના થવા પછી જગત ઉપર તેની શી અસર થશે, તેની કલ્પના કરવામાં આવતી. દૈવજ્ઞ કામધેનુ નામના અતિ પ્રાચીન જ્યોતિષગ્રંથમાં કહ્યું છે કે –

परिभ्रामसमं पापे सौम्यनक्षत्रवारभम् ।
स्ववर्गे शुभदं भूपाः परवर्गेषु दोषदम् ॥
केचित्तापफलं भूमेः कम्पं सर्वदा जगुः
पश्यते पञ्चमे मास्याः वत्सराद्विपान्तरे ॥

અર્થાત્—પૃથ્વીનું ચાલન (ધરતીકંપ) જો શુભ નક્ષત્ર અને શુભવારમાં થાય તો અશુભ ફળ આપે છે જો પાપવારમાં કે પાપનક્ષત્રમાં થાય તો ઘણુંખરું શુભ ફળ આપે છે કેટલાક આચાર્યો ધરતીકંપનું ફળ સર્વદા અશુભ માને છે ધરતીકંપનું ફળ બીજા વર્ષ પર્યંતમાં મળી જાય છે

વરાહમિહિરે ભૂમિકંપ સબંધી પોતાની બૃહત્સંહિતામાં એક આખો અધ્યાય લખ્યો છે તેમાં ભૂમિકંપનાં કારણોથી લઈ જે સમયે ભૂમિકંપ થયો, તે સમયમાં નક્ષત્રાદિ ઉપરથી જગતનું શુભાશુભ ભવિષ્ય છે મિથિલાના મહારાજ બલ્લાલસેને અદ્ભુતસાગર નામનો એક વિસ્તૃત ગ્રંથ લખ્યો છે તેમાં પણ ધરતીકંપ થવાનાં કારણો, શુભાશુભ તથા અશુભની નિવૃત્તિ અર્થેનાં પૂજન ઇત્યાદિ

ક્ષ્યાં છે અને બીજી જ્ઞાતવ્ય બાબતોની સમાલોચના તે ઉભય ગ્રંથકારોએ પોતાના કાલની માન્યતા તથા સાધન સામગ્રી દ્વારા કરી છે

આમ ઉપાધ્યાયજીએ ભૌમશાસ્ત્રની જે વ્યાખ્યા કરી છે તેને લગતાં વિધાનો જુદી જુદી જગ્યાએથી મળી આવે છે પ્રાચીનકાળમાં તેનું કેટલું મહત્ત્વ હશે, તે તો કલ્પનાથી સમજી લેવાનું છે વર્તમાનમાં તો વાસ્તુશાસ્ત્રના ગૃહપ્રવેશ વિધાન સિવાયની બીજી બાબતોનો લગભગ હ્રાસ થઈ ગયો છે અને આમાં સમય એજ મુખ્ય કારણ છે

[૭]

નિમિત્તશાસ્ત્રની પાંચમી શાખા વ્યંજનશાસ્ત્ર છે વ્યંજન શબ્દ અભિવ્યક્તિસૂચક એ અર્થમાં યોજાએલ માલુમ પડે છે શરીર ઉપરનાં તલ, મસા ઈત્યાદિદ્વારા મનુષ્યની પરીક્ષા અને ભવિષ્યકથન એ આ શાસ્ત્રનો વિષય છે

પ્રાચીન ગ્રંથો તપાસતાં એ કે ઉપાધ્યાયજીએ કોઈ ખાસ ગ્રંથનું નામ નથી લખ્યું, પણ વારાહમિહિરની બૃહત્સંહિતામાં પિટકાધ્યાય નામનો એક અધ્યાય છે તે ઉલ્લેખનીય છે એ અધ્યાય ફક્ત દસ શ્લોકનો જ છે તેના અંતમાં વરાહ કહે છે કે—

इति पिटकविभागः प्रोक्त मामूर्द्धतोऽयं
व्रणतिलकविभागो ऽप्येवमेव प्रकल्प्य ।
भवति मशकलक्ष्मावर्तमन्यापि तद्वत्
निगदितफलकारि प्राणिनां देहसंस्थम् ॥

અર્થાત્—એ જેમાં માથાથી લઈ પગ પર્યંતના પિટકનું ફળ છે એવો આ પ્રમાણે પિટકવિભાગ કહ્યો. વ્રણ અને તલનો વિભાગ પણ આની માફક જ કલ્પી લેવો. મસા લાખુ ભમરી વગેરે જે પ્રાણીઓના શરીર ઉપર હોય છે તેમનું ફળ પણ આ પ્રમાણે જ સમજી લેવું

નિમિત્તશાસ્ત્રની છઠ્ઠી શાખા તરીકે ઉપાધ્યાયજીએ લક્ષણશાસ્ત્ર જણાવ્યું છે લક્ષણ તેમજ પ્રાચીન અંગલક્ષણશાસ્ત્ર યા સામુદ્રિકશાસ્ત્ર એજ આ વિભાગ છે

માણસની ઉંચાઈ નીચાઈ વજન, માથાથી લઈ પગ સુધીના અવયવોનું બંધારણ વગેરે દ્વારા તેના ગુણદોષનું કથન, ભવિષ્ય સંબંધી જ્ઞાન એ બધું તેમાં આવી

કલ્પના કરી છે વરાહમિહિરે એ દરેક વિષયનો પોતાની બૃહત્સંહિતામાં સમાવેશ કરી દરેક ઉપર એક એક અધ્યાય લખેલો છે

બ્રહ્મર્ષિઓને તો મુખ્ય ત્રણ ભાગ પાડી દીધા, અંતરીક્ષ અને ભૌમ એવા ત્રણ વિભાગ પાડી આવા આકાશ (અંતરીક્ષ) માંથી થતા દરેક ઉપદ્રવોને બીજા વિભાગમાં (અંતરીક્ષાશ્રયમાં) એક એક અધ્યાયથી વર્ણવ્યા છે

પ્રાચીનાચાર્યોએ જ્યાં જ્યાં વિકૃતિ જોઈ ત્યાં ત્યાં તે તે કૃતિ દેવકૃત માની તેના દ્વારા શુભાશુભની કલ્પના કરી છે અદ્ભુતસાગરમાં પરાશર, ગર્ગ વિષ્ણુધર્મોત્તરપુરાણ વગેરે એવા એવા પ્રાચીન ગ્રંથોના પ્રમાણો છે કે પ્રાચીનાચાર્યોની કલ્પિત, તેમનું મંતવ્ય અને સંશોધન પણ હશે, એમ લાગે છે છતાં સહજ દૃષ્ટિએ કુદરતની વિચિત્રતાથી બનતા આ બનાવોને શુભાશુભ સાથે શો સંબંધ હોઈ શકે ? તેવી કુશંકા થયા વગર રહે જ નહિ અને આજે આ બધું વહેમ ભરેલું અને નિરર્થક લાગે.

હાલમાં આ વિષય ખગોળના નામે વધો વિસ્તાર પામેલો છે પરંતુ તેના ઉપરથી જેમ આપણા ત્યાં વિચિત્ર ભવિષ્ય કહેવાનો ખાસ હશે, એમ અનુમાન થાય છે, તેટલી કલ્પિત સ્વીકારવામાં આવતી નથી. બાકી આજના વૈજ્ઞાનિક યુગમાં આ વિષય પુષ્કળ ખેડાએલો છે

[૯]

આઠમા નિમિત્ત તરીકે ઉપાધ્યાયજી અંતરીક્ષ જણાવે છે અંતરીક્ષ એટલે આકાશમાં બનતા ગ્રહોના આ ઇત્યાદિ બનાવો. સૂર્ય ચંદ્ર વગેરે ગ્રહોનું ભ્રમણ, ગ્રહણ, યુતિ, ઇન્દ્રધનુષ્ય વગેરે. હાલમાં આ વિષય ઘણો જ ખેડાએલો છે અને દિનપ્રતિદિન તેની વૃદ્ધિ થતી જાય છે મોટી મોટી વેધશાળાઓ અને યંત્રોથી દૂરબીનો દ્વારા પુષ્કળ પરિશ્રમથી કુદરતની આ કરામતની કડી કડી ઉકેલાતી જાય છે

પરંતુ નિમિત્ત તરીકે જે ભવિષ્યજ્ઞાનની કલ્પના છે તેનો આધાર તો આ નવીન વિદ્વાનો પાસે નથી. પ્રાચીનાચાર્યોએ જોયું તેજ માન્યું આવે છે ઉપાધ્યાયજી લખે છે તેમ તેમના વખતમાં અને આજે પણ આ શાસ્ત્ર (આ શાખા) મોટા પ્રમાણમાં ઉપલબ્ધ થાય છે સામાન્ય રીતે જ્યોતિષશાસ્ત્ર એ શબ્દથી જે શાસ્ત્રનો બોધ થાય છે તે આ શાખા છે અને આ શાખાની જાતક તાજક, પ્રશ્ન ઇત્યાદિ

ઉપશાખાઓ, ગ્રહગણિતના નામે ઓળખાતા સૂર્યસિદ્ધાન્ત, સિદ્ધાન્તશિરોમણિ વગેરે ગ્રંથો, તેમજ પંચાંગરચના અને તેને લગતા ગણિતના અનેક ગ્રંથો મળે છે. જો કે આપણે અહીં કેવળ ફલિતનો વધારે પ્રચાર છે. છતાં આ શાખાનો હ્રાસ થયો નથી.

જાતકમાં જ પ્રમાણ ઉપરથી ગણિત કરી જ મૈત્રી બને છે. તાજકમાં જન્મસમયના સૂર્યના જેટલા સૂર્યને વર્ષનો આરંભ માની તે સમયનું લગ્ન બનાવી એક વર્ષનું શુભાશુભ જોવાય છે. પ્રશ્નમાં તાત્કાલિક ગ્રહસ્થિતિ ઉપરથી કાર્ય થશે કે નહિ ઇત્યાદિ અનેક પ્રકારના પ્રશ્નોના જવાબ અપાય છે. બૃહજ્જાતક, જાતકાભરણ, સર્વાર્થચિંતામણિ વગેરે ગ્રંથો, જૈમિનીયસૂત્ર, ઇત્યાદિ સૂત્રગ્રંથો અને લઘુપારાશરી ઇત્યાદિ પ્રકરણો જાતક શાખામાં છે. જ્યારે તાજિકનીલકંઠી વગેરે તાજિકમાં અને આર્યાસપ્તતિ વગેરે ગ્રંથો પ્રશ્નના વિષયમાં ઉપલબ્ધ થાય છે. બૃહત્સંહિતા વગેરેમાં ગ્રહચારથી વર્ષા, ઉપજ વગેરેના વિષય ચર્ચેલા છે. અનેક અન્ય રચનાઓ દ્વારા મનુષ્ય જીવનના અનેક પ્રશ્નો ચર્ચેલા છે.

આકાશમાં ફરતા ગ્રહો સર્વ કર્તા છે. જે આ શાખાનો મૂળ સિદ્ધાન્ત છે. ગ્રહો પોતાની ગતિ મુજબ નિરંતર ભ્રમણ કરે છે અને પ્રતિક્ષણ જુદી જુદી જાતની સ્થિતિનું નિર્માણ કરે છે. જે સમયે મનુષ્ય જન્મે છે તે ક્ષણની સ્થિતિ મુજબ તેનામાં વ્યક્તિમત્તા રહે છે અને તે મુજબ જ તે પોતાના અસ્તિત્વ દરમ્યાન બધું કર્મ કરે છે, સુખદુઃખ ભોગવે છે. વગેરે.

આ શાખાના પ્રવર્તકોએ ગ્રહો દ્વારા શુભાશુભનું જ્ઞાન થાય કે નહિ, થાય તો કેવી રીતે? ગ્રહો શું બતાવે છે? ઇત્યાદિ પ્રશ્નોની છણાવટ કરી છે. આને માટે જિજ્ઞાસુએ મારી જાતકચંદ્રિકાના વિવરણમાં પહેલું અને બીજું, ત્રીજું પ્રકરણ જોઈ જવા વિનંતિ છે.

હાલમાં આ શાખાની ચોખવટી ઉપશાખાઓ ઉપર પણ અનેક ગ્રંથો દુનિયાની જુદી જુદી ભાષાઓમાં સહેલાઇથી મળી આવે છે. એટલે આ અતિપરિચિત વિષયનું દિગ્દર્શન કરાવવાની જરૂર જેવું નથી.

[ ૧૦ ]

આ નિમિત્તશાસ્ત્રદ્વારા મનુષ્ય જ્ઞાનબળે ભૂત-ભવિષ્ય અને વર્તમાન ત્રણે કાળનું જ્ઞાન કરી શકે છે. ઘટ-પટાદિ દરેક પદાર્થોની ઉત્પત્તિ, સ્થિતિ અને લય સંબંધી હકીકતો, સ્થાન, સ્વરૂપ સ્થિતિ વગેરે જાણી શકે છે. આ શાસ્ત્રનો જ્ઞાતા આટલા

જ્ઞાનથી ઈશ્વરની તુલ્ય જ્ઞાની થઈ શકે એ સ્હેજે સમજાય તેવુ છે પરંતુ ઈશ્વરને પણ પોતાની અદ્વિતીયતા સાચવવી હોય તેમ તે વચ્ચે વચ્ચે એવી અડચણ કરી મૂકે છે, કે મનુષ્ય હતાશ બને છે, અને ઈશ્વરનુ અસ્તિત્વ સ્વીકારી તેની આગળ નતમસ્તક ઊભો રહે છે

છતા પણ સર્વ મનુષ્ય કર્તા નિમિત્તક વિશેષણ તરીકે પોતાનુ સ્થાન ઉભુ કરે છે બધા કર્તા પોતાની યોગ્યતા પુરવાર કરે છે એ ભૂલવા જેવુ નથી.

આ ગ્રંથમાં લેવામાં આવેલા મુખ્ય ગ્રંથ હસ્તસંજીવનને કર્તાએ ઉપયોગ આઠે પ્રકારની શાખાના અંગ તરીકે સ્થાન પામી શકે તેમ બનાવ્યો છે જો કે અષ્ટાંગનિમિત્ત અથવા ત્રિસ્કંધ જ્યોતિઃશાસ્ત્ર એ એકજ વિદ્યાના બોધક શબ્દો છે અને ત્રિસ્કંધ જ્યોતિઃશાસ્ત્રના એકેક વિષય ઉપર અનેક ગ્રંથો રચાયા છે એટલે તે મહાસાગરને એક નાનકડા ગ્રંથમાં મર્યાદિત કરવો શક્ય નથી જ છતાંય કર્તાએ હસ્તસંજીવનમા તેમ કર્યું છે તે જ તેની અદ્વિતીયતા છે અને તે પણ વિલક્ષણ પ્રકારની જ ત્રિસ્કંધ જ્યોતિશાસ્ત્રમાં શું હોઈ શકે તેનો જો કે વાંચકોને ખ્યાલ આવી જ ગયો હશે. છતાં તુલના માટે અહીં ફરી કહી જવાય તો પુનરુક્તિ દોષ લાગુ નહિ પડે.

ત્રિસ્કંધ પૈકી પહેલો સ્કંધ ગણિતનો છે જેને જ્યોતિષની પરિભાષામાં સિદ્ધાન્ત કહેવામા આવે છે સિદ્ધાન્તોમાં શુ હોય તે પ્રશ્નના જવાબમાં ભાસ્કરાચાર્યે પોતાના પ્રસિદ્ધ ગ્રંથ સિદ્ધાન્તશિરોમણિમા લખ્યુ છે કે —

त्रुट्यादिप्रलयान्तकालकलना मानप्रभेदः क्रमा-
च्चारश्च द्युसदां द्विधा च गणितं प्रश्नास्तथा सोत्तराः ।
भूधिष्ण्यग्रहसंस्थितेश्च कथनं यन्त्रादि यत्रोच्यते
सिद्धान्तः स उदाहृतोऽत्र गणितस्कन्धप्रबन्धे बुधैः

અર્થાત્—જેમાં ત્રુટીથી લઈ પ્રલય પર્યન્તના કાળની ગણના હોય, એટલે કે યુગાદિની વર્ષ સંખ્યા પક્તિ હોય. સમયનાં વિવિધ પ્રકારનાં માપનનુ વિવેચન હોય ગ્રહોની ગતિની ગણના હોય (મધ્યગણિત હોય), સ્પષ્ટગણિત તથા બીજગણિત હોય, તે સબંધી વિચિત્ર પ્રશ્નો ઉત્તર સાથે અપાયા હોય, પૃથ્વી, નક્ષત્ર તથા ગ્રહોની સ્થિતિ સબંધી જ્ઞાન હોય તથા ગ્રહોના ગણિતનું માપ લેવાના યંત્રો હોય તેને

સિદ્ધાન્ત સ્કંધ કહે છે. દુનિયાના ખગોળનાં (ગ્રહો નક્ષત્રોનાં) ભૂગોળના સૈદ્ધાન્તિક જ્ઞાનને ગણિતરૂપે આ સિદ્ધાન્ત વિભાગ કરે છે.

વરાહમિહિરે પોતાની બૃહત્સંહિતામાં સંહિતા વિભાગનું લક્ષણ કર્યું છે કે —

ज्योतिः शास्त्रमनेकभेदविषयं स्कन्धत्रयाधिष्ठितं
तत्कार्त्स्न्योपनयस्य नाम मुनिभिः संकीर्त्यते संहिता ॥

અર્થાત્—અનેક પ્રકારના ભેદવાળું જ્યોતિઃશાસ્ત્ર ત્રણ સ્કંધમાં રહેલું છે અને તે ત્રણ સ્કંધ પૈકી જેમાં સમસ્ત જ્યોતિઃશાસ્ત્રના વિષયોનું વિવેચન હોય તેનું નામ સંહિતા છે (જેમાં ગણિતભાગ હોય છે તેને સિદ્ધાન્ત કહે છે)

होरान्योऽङ्गविनिश्चयः

અને જે બાકી રહ્યો તે કે જેમાં લગ્ન ઉપરથી ફલ જાણીને આદેશ કરવાનો રહે છે તેને હોરા કહે છે

સંહિતામાં ક્યા ક્યા વિષયોની ચર્ચા હોવી જોઈએ, તે સંબંધમાં તે કહે છે કે —

यथैते संहितापदार्थाः । दिनकरादीनां ग्रहाणां चारास्तेषु च तेषां प्रकृति-विकृतिप्रमाणवर्णकिरणद्युतिसंस्थानास्तमनोदयमार्गमार्गान्तर वक्रानुवक्रर्क्षग्रह समागमचारादिभिः फलानि नक्षत्रकूर्मविभागेन देशेष्वगस्त्यचारः सप्तर्षिचाराः ग्रहभक्तयो नक्षत्रव्यूहग्रहशृङ्गाटकग्रहयुद्धग्रहसमागमग्रहवर्षफलगर्भलक्षणरोहिणीस्वात्याषाढीयोगाः सद्योवर्षकुसुमलतापरिधिपरिवेषपरिघपवनोल्कादिग्दाहक्षितिचलन सन्ध्यारागगन्धर्वनगर रजोनिर्घातार्घकाण्डसस्यजन्मेन्द्रध्वजेन्द्रचापवास्तुविद्याङ्गविद्यावायसविद्यान्तरचक्र मृगचक्रश्वचक्रवातचक्र प्रासादलक्षण प्रतिमालक्षण प्रतिष्ठापन वृक्षायुर्वेदोदगार्गलनी-राजन खञ्जनोत्पात शान्तिमयूरचित्रकघृतकम्बलखड्गपट्टकृकवाकु गोमाश्वेभ पुरुषस्त्री-लक्षणान्यन्तःपुर चिन्तापिटकलक्षणोपानच्छेदवस्त्रच्छेदचामरदण्डशय्यासनलक्षण रत्नपरीक्षा दीपलक्षणं दन्तकाष्ठाद्याश्रितानि शुभाशुभानि निमित्तानि सामान्यानि च जगतः प्रतिपुरुषं पार्थिवे च प्रतिक्षणमनन्यकर्माभियुक्तेन दैवज्ञेन चिन्तयितव्यानि

અર્થાત્–સૂર્યાદિગ્રહોનું ભ્રમણ, તે ભ્રમણ વિષયમાં સૂર્યાદિગ્રહોની પ્રકૃતિ, વિકૃતિ પ્રમાણપ્રમાણવર્ણ, કિરણ અને તેજનું માપન, આકાશમાંની દૂરતા, અસ્ત, ઉદય, માર્ગી ગતિ, વક્રગતિ, એક ગ્રહનો બીજા ગ્રહ સાથે સમાગમ, ઈત્યાદિદ્વારા ફલકથન, નક્ષત્ર કૂર્મચક્ર પ્રમાણે એટલે કે અમુક દેશ અમુક નક્ષત્રની સત્તામાં છે, તેવુ સિદ્ધ કર્યા બાદ તે દ્વારા ભિન્નભિન્ન દેશોમાં અગસ્તિ, સપ્તર્ષિ વગેરે નક્ષત્ર મંડલ સિવાયના તારાઓની ગતિ વગેરે, તથા ગ્રહોની સાથે નક્ષત્રોના યોગ ઈત્યાદિદ્વારા, નક્ષત્રવ્યૂહ, ગ્રહોની શૃંગાટગતિ (ગ્રહ વિષયમા ખાસ કરીને) ગ્રહોનું યુદ્ધ (યુતિ), સમાગમ, સર્વાદિ સંજ્ઞા, વરસાદના ગર્ભનાં લક્ષણ, રોહિણી, સ્વાતિ તથા અષાઢી પૂર્ણિમાના યોગ, તાત્કાલિક વર્ષાનાં ચિહ્નો, અમુક વનસ્પતિની ખીલવા ઉપરથી બીજા ધાન્યાદિની ઉત્પત્તિ સબંધી અનુમાન કરવાનુ હવામાન વિષયક શાસ્ત્ર, પરિધિ એટલે સૂર્યાદિ ગ્રહોની આસપાસ દેખાતાં કુંડાળાં અને તેમનાં કારણ સબંધી ચર્ચા તથા ફળ, પરિવેષ (પ્રતિબિંબ)ની પરિધિ, પવનનાં વાવાઝોડાં, અતિ વાત વગેરે, ઉલ્કા (આકાશમાંથી પત્થરોનો વરસાદ) દિગ્દાહ, ભૂમિકંપ, સંધ્યાકાળનો આકાશનો રંગ, ગંધર્વનગર (આકાશમા દેખાઈ આવતું કોઈ નગરનું પ્રતિબિંબ) રજોવૃષ્ટિ, હિમપતન, વેપારની ચીજોની તેજી–મંદી, ધાન્યની ઉત્પત્તિ, ઈન્દ્રધ્વજ, ઈન્દ્રધનુષ્ય, વાસ્તુવિદ્યા, અંગવિદ્યા, વાયસવિદ્યા, સ્વરોદયશાસ્ત્ર, મૃગ, શ્વાન ઈત્યાદિદ્વારા શકુનશાસ્ત્ર, પ્રાસાદ (મહેલ) લક્ષણ, મૂર્તિવિધાન, મૂર્તિપ્રતિષ્ઠાવિધિ, વૃક્ષોનું વૈદક, ઉદકાર્ગલ (જમીનમાંની વસ્તુઓ પાણી ખનીજ વગેરે શોધી કાઢવાની વિદ્યા) નીરાજન (ઘોડા વગેરેને ધૂપવિધિથી નિરોગ બનાવવાની વિદ્યા) ખંજન દર્શન, ઉત્પાતોની શાન્તિ, મયૂરચિત્રક એટલે મેઘ અને મયૂર સબંધી કેટલીક અદ્ભુત વાર્તાઓ, ઘી, કંબલ, તરવાર, પટ્ટવસ્ત્ર, કુકડો, ગાય, બકરી, અશ્વ હાથી, પુરુષ, સ્ત્રી વગેરેનાં લક્ષણો, અંતઃપુરની રચનાનુ શાસ્ત્ર, પિટક લક્ષણ, જોડા, વસ્ત્ર વગેરેનુ છેદનભેદન થતાં તેનુ ફળ, ચામર, દંડ, પલંગ, આસન (સિંહાસન) વગેરેના લક્ષણ (રચનાશાસ્ત્ર) રત્નપરીક્ષા, દીપલક્ષણ, દંત તથા લાકડા ઉપર થતાં ચિહ્ન વગેરે દ્વારા શુભાશુભ તથા દરેક પ્રકારનાં નિમિત્ત આ બધા વિષયોનો જેમાં સમાવેશ હોય તેનુ નામ સંહિતા છે વરાહમિહિર કહે છે કે "દુનિયામાં જગતના પ્રતિપુરુષનુ અને પાર્થિવ પદાર્થોનુ પ્રતિક્ષણનુ કુદરતની વિશેષતાથી થતા પરિવર્તનનુ જ્ઞાન તેનુ નામ સંહિતા શાસ્ત્ર, અને તે દૈવજ્ઞે જાણવું જોઈએ."

હવે આપણે અહીં એ વિચારીએ કે નિમિત્તશાસ્ત્રની આઠ શાખાઓનો આ સંહિતામા સમાવેશ થાય છે કે કેમ? ઉપરના પદાર્થો જેનાં કોઈ પણ વિચારકને

માલુમ પડી આવશે કે નિમિત્તશાસ્ત્રરૂપી મહાવૃક્ષ આ સંહિતા રૂપી આરસીમાં પ્રતિબિંબરૂપે સમાઈ જાય છે તેની આઠ શાખાઓનો તો અહીં સમાવેશ થવા ઉપરાંત તેને બીજી પણ અનેક નાની નાની શાખાઓ ફૂટી નીકળી છે

ટુંકમાં અષ્ટાંગનિમિત્ત એટલે ત્રિસ્કંધજ્યોતિશાસ્ત્રના એક સ્કંધનો કેટલોક ભાગ.

આમ હોવા છતાં જૈનસાહિત્યમાં અષ્ટાંગનિમિત્ત નામથી જ્યોતિશાસ્ત્રનો જ ઉલ્લેખ છે એમ કહેવામાં વાંધો નથી, અને લગભગ બધાજ મશહૂર વિદ્વાનો એમ જ કહે છે

અને અહીં પુનરપિ કહેવું પડે છે, કે સંહિતા વિભાગમાં વરાહની બૃહત્સંહિતા સર્વોત્તમ છે પ્રાચીનકાળમાં બીજી પણ ઘણી સંહિતાઓ હતી. પણ હાલમાં ઉપલબ્ધ થતા સંહિતા ગ્રંથોમાં એક અને અદ્વિતીય તે એક જ છે



॥ सत्यं शिवं सुन्दरम् ॥

# ॥ अथ हस्तसंजीवनम् ॥

## दर्शनाधिकार प्रथम

### शास्त्रपीठिका

ॐ ऐं ह्रीं श्रीं अर्हं नमोनमः सिद्धम्

श्रीशङ्खेश्वरपार्श्वं प्रणमन् ध्यायस्तमेव जिनवृषभम् ॥
हस्तप्रशस्तलक्षणपरीक्षणे दक्षतां वक्ष्ये ॥ १ ॥

શ્રી શંખેશ્વર પાર્શ્વનાથને નમન કરીને, તેમજ તે જિનરાજનું ધ્યાન ધરતાં સુંદર લક્ષણોની પરીક્ષા માટે દક્ષતા કહું છું ૧

श्रीनाभेय प्रभुर्जीयात्सर्वज्ञो जगदीश्वर ॥
येन लाक्षणिकी विद्या निर्दिष्टा भुवनश्रियै ॥ २ ॥

શ્રી નાભિરાજના પુત્ર શ્રી ઋષભદેવ કે જેઓ જગદીશ્વર, સર્વજ્ઞ છે જેમણે જગતના કલ્યાણને માટે લક્ષણવિદ્યા બતાવી છે તેમનો જય થાઓ. ૨

श्रीवर्धमानो जयतु सर्वज्ञानिशिरोमणि ॥
पञ्चहस्तोत्तरो वीर सिद्धार्थनृपनन्दनः ॥ ३ ॥

શ્રી મહાવીર પ્રભુ કે જેઓ સર્વ જ્ઞાની પુરુષોના શિરોમણિ છે અને ચ્યવન, જન્મ, દીક્ષા, કેવલજ્ઞાન તથા નિર્વાણ એ પાંચે હસ્તનક્ષત્ર છે જેની એવા ઉત્તરાફાલ્ગુનીમાં થયા છે જેઓ વીર છે, અને સિદ્ધાર્થ મહારાજના પુત્ર તેમનો જય થાઓ. ૩

अङ्गविद्या निमित्तानामष्टानामपि गीयते ॥
मुख्या शुभाशुभज्ञाने नारदादिनिवेदिता ॥ ४ ॥

આઠ પ્રકારના નિમિત્તજ્ઞાનમાં શુભાશુભના જ્ઞાનને માટે નારદઋષિએ અં

अङ्गं स्वप्नं स्वरश्चैव भौमं व्यञ्जनलक्षणे ॥
उत्पाता अन्तरीक्षश्च निमित्तं स्मृतमष्टधा ॥ ५ ॥

અંગવિદ્યા, સ્વપ્નવિદ્યા, સ્વરશાસ્ત્ર, ભૂવિદ્યા (ભૂકંપાદિ) વ્યંજન (તિલ, મસા વગેરે ચિહ્ન) પરીક્ષા, લક્ષણ (હસ્તરેખા રૂપ) શાસ્ત્ર, ઉત્પાત અને અંતરિક્ષ (આકાશ નક્ષત્રાદિ) એમ આઠ પ્રકારનાં નિમિત્ત હોય છે ૫

अङ्गे हस्तः प्रशस्तोऽयं शीर्षादपि विशिष्यते ॥
साध्यन्ते पादशौचाद्या धार्मिक्यो येन सत्क्रियाः ॥ ६ ॥

અંગલક્ષણવિદ્યા (સામુદ્રિકશાસ્ત્ર)માં માથા કરતાં પણ હાથ પ્રશંસનીય છે કારણ પાદશૌચાદિ સત્ક્રિયાઓ તેના વડે સાધી શકાય છે ૬

सर्वाङ्गलक्षणप्रेक्षा व्याकुलानां नृणां मुदे ।
श्रीसामुद्रेण मुनिना तेन हस्तः प्रकाशितः ॥ ७ ॥

મનુષ્યનાં દરેક અંગની પરીક્ષા કરતાં વ્યાકુળ થતા પુરુષોના આનંદ માટે શ્રી સમુદ્ર મુનિએ હસ્તરેખાશાસ્ત્રની યોજના કરી છે ૭

दर्शनात्स्पर्शनाच्चापि तथा रेखाविमर्शनात् ।
हस्तज्ञानं त्रिधा प्रोक्तं पुरातनमहर्षिभिः ॥ ८ ॥

દર્શન, સ્પર્શ, તથા રેખા વિમર્શ એમ ત્રણ પ્રકારે પુરાતન મહર્ષિઓએ હસ્ત (રેખા) જ્ઞાન કહ્યું છે ૮

यदुक्तं नीतिशास्त्रे विवेकविलासे–

प्रातः प्रथममेवाथ स्वं पाणिं दक्षिणं पुमान् ।
पश्येद्वाम तु वामाक्षी निजपुण्यप्रकाशकम् ॥ ९ ॥

(જોવા માટે જ) પ્રાતઃકાળે ઉઠતી વખતે પુરુષ પોતાના પુણ્યનો પ્રકાશ કરનાર જમણા હાથનું અને સ્ત્રીએ પોતાના ડાબા હાથનું દર્શન કરવું. ૯

अथात्र प्राच्यं तथा पुण्येति कथनात् यस्याहस्तुनो यस्मिन्देशे यदाकाले येन येन प्रायेण यत्पुण्यप्रमथमेतत् प्राप्ति तस्य देहे पुण्ये पापे वा यस्तुप्रज्ञन्यवीमे प्रकाशय तीति भावः । तदेवाह–

हस्तेक्षणे वारमचक्रलग्नप्रेक्षादिकं दर्शनमामनन्ति ।
शुभाशुभे दर्शनतोऽङ्गुलीना तथा घुमानादिनिवेदनीयम् ॥ १०॥

હસ્તદર્શનથી વારચક્ર, નક્ષત્રચક્ર, લગ્નનિર્ણય ઇત્યાદિના વિચારને દર્શન કહે છે અને આંગળીઓના સ્પર્શથી દિનમાન ઇત્યાદિના શુભાશુભ જ્ઞાનને સ્પર્શજ્ઞાન કહે છે ૧૦

रेखाविमर्शनं साक्षाद्वक्ष्यते प्रोक्तनोक्तिभिः ।
इति त्रेधा करज्ञानात्सर्वं वस्तु प्रकाश्यते ॥ ११ ॥

રેખાઓના વિમર્શરૂપી જ્ઞાનને પ્રાચીન આચાર્યોની ઉક્તિમાં જ કહીશ. આમ દર્શન, સ્પર્શ તથા રેખાવિમર્શરૂપી ત્રણ જાતના જ્ઞાનદ્વારા સર્વ વસ્તુનું જ્ઞાન થાય છે ૧૧

पञ्चाङ्गुलीर्महादेवी श्रीसीमंधरशासने ।
अधिष्ठात्री करस्यासौ शक्तिः श्रीत्रिदशेशितु ॥ १२ ॥

શ્રી સીમંધર ભગવાનના શાસનમાં રહેનારી પંચાંગુલીનામની મહાદેવી હાથની અધિષ્ઠાત્રી છે અને આ દેવી ઇન્દ્રની શક્તિ છે ૧૨

हस्तेन पाणिग्रहणं पूजाभोजन शान्तय ।
साध्या विपक्षविध्वंसप्रमुखा सकला क्रिया ॥ १३ ॥

હાથથી લગ્ન થાય છે પૂજા ભોજન શાંતિ તથા શત્રુઓ ઉપર વિજય ઇત્યાદિ સર્વ કાર્ય હાથ દ્વારા જ થાય છે ૧૩

मन्त्राक्षराणामोङ्कारे यथा तत्त्वं प्रतिष्ठितम् ।
तथा सामुद्रिकस्यापि तत्त्वं हस्ते निवेशितम् ॥ १४ ॥

મંત્રાક્ષરોમાં જેમ ઓંકારમાં સર્વ તત્ત્વ રહેલુ છે, તેમ સામુદ્રિકશાસ્ત્રનું સર્વ તત્ત્વ હાથમા રહેલુ છે ૧૪

यज्ञामाज्ञा रहस्यस्य निश्चयो हस्तकाद्यथा ।
तथा निमित्तादेशानां निर्णयो हस्तत स्मृत ॥ १५ ॥

શાસ્ત્રોની આજ્ઞાના રહસ્યનો નિશ્ચય જેમ હાથથી (હસ્તાક્ષર અથવા મુદ્રાથી) થાય છે, તેમ નિમિત્તાદેશનો નિર્ણય હાથથી થાય છે ૧૫

अक्षया जन्मपत्रीयं ब्रह्मणा निर्मिता स्वयम् ।
ग्रहा रेखाप्रदा यस्या यावज्जीवं व्यवस्थिताः ॥ १६ ॥

હાથ એ બ્રહ્માએ બનાવેલી અક્ષય જન્મપત્રિકા છે જેમાં રેખાઓ રૂપી ગ્રહો જીવની પર્યંત રહેલા હોય છે ૧૬

नास्ति हस्तात्परं ज्ञानं त्रैलोक्ये सचराचरे ।
यद्ब्राह्म्या पुस्तकं हस्ते धृतं बोधाय जन्मिनाम् ॥ १७ ॥

આખા ત્રૈલોક્યમાં હસ્તજ્ઞાન કરતાં મોટું બીજું કોઈ જ્ઞાન નથી અને જ્ઞાન હાથમાં જ રહ્યું છે તે દેખાડવા માટે જ સરસ્વતીએ પોતાના હાથમાં પુસ્તક (જ્ઞાન) ધારણ કર્યું છે ૧૭

तीर्थंकराणां प्रतिमा हस्तन्यस्तदृशोऽखिला ।
तद्धस्तदर्शनान्नान्यत्केवलं ज्ञानसाधनम् ॥ १८ ॥

કેવલજ્ઞાનનું સાધન હસ્તદર્શનમાં જ છે બીજે નહિ એટલા માટે જ તીર્થંકરોની દરેક પ્રતિમાઓમાં દ્રષ્ટિને હાથ ઉપર દર્શાવવામાં આવી છે ૧૮

सामुद्रिकोद्दोधिपयो निपीय मेघो रसं वर्षति मिष्टमुर्व्याम् ।
समेघनां तेन सुखेन लोकः श्रीहस्तसञ्जीवनमेतदाप्य ॥ १९ ॥

इतिश्री हस्तसञ्जीवने सिद्धज्ञाने प्रथमे दर्शनाधिकारे शास्त्रपीठिका

સમુદ્રમાંથી ઉધૃત કરેલા જલને પી જેમ મેઘ મીઠા જલની વૃષ્ટિ કરે છે તેમ સામુદ્રિકશાસ્ત્રમાંથી ઉદ્ધૃત કરી સારભૂત જ્ઞાનને શ્રી મેઘવિજય (ગ્રંથકર્તા) કહે છે અને તેને હસ્તસંજીવન રૂપે પ્રાપ્ત કરી જગત આનંદ પામો ૧૯

अथ हस्तदर्शने पुण्यसाधनहेतुमाह–

मूलेऽङ्गुष्ठस्य ब्राह्म्यं तु तीर्थं कायं कनिष्ठयोः ।
पित्र्यं तर्जन्यङ्गुष्ठान्तर्दैवतं स्वाङ्गुलीमुखे ॥१॥

અંગુઠાના મૂળમાં બ્રાહ્મતીર્થ રહ્યું છે કનિષ્ઠિકા આંગળીઓના મૂળમાં કાયતીર્થ છે તર્જની અને અંગુઠાની વચ્ચેના ભાગમાં પિતૃતીર્થ છે તેમજ દૈવત (દેવતાપણું) આંગળીઓના અગ્રભાગમાં છે ૧ જુઓ ચિત્ર નં ૧

शत्रुंजयस्तु तर्जन्यां मध्यायामुज्जयन्तकः ।
अर्बुदः खलु सावित्र्यां कनिष्ठायां जयन्तकः ॥२॥

તર્જનીમાં શત્રુંજય મધ્યમામાં ગીરનાર, અનામિકામાં આબુ અને કનિષ્ઠિકામાં સમેતક પર્વત છે ૨ જુઓ ચિત્ર નં ૨

अङ्गुष्ठेऽष्टापदगिरिः पञ्चतीर्थान्यनुक्रमात् ।
स्वहस्तदर्शनेनैव वन्द्यते प्रातरुत्तमैः ॥३॥

અંગુઠામાં અષ્ટાપદગિરિ છે આમ અનુક્રમે પંચ તીર્થો છે અને ઉત્તમ પુરુષો પ્રાતઃકાળમાં ઉઠતાં જ પોતાના હાથનું દર્શન કરી આ પાંચ તીર્થોની વંદના કરે છે ૩

विंशोपका विंश जिना अङ्गुष्ठाद्यतीर्थपात् ।
प्रत्यग्दक्षिणपूर्वोदिग् तले शेषाश्चतुर्जिना ॥४॥

વીશ વિશોપકા તે વીશ જિનેશ્વરો છે અને હાથની પૂર્વ, પશ્ચિમ, ઉત્તર તથા દક્ષિણ એમ ચાર બાજુ ચાર જિનેશ્વરો છે એમ હાથમાં જ ચોવીશ તીર્થંકરો બિરાજમાન છે ૪ જુઓ ચિત્ર નં ૩ ચિત્રમાં જે અંક છે તે અંકવાળા તીર્થંકરો સમજવા.

पितृरेखा भवेद्गंगा मातृरेखा सरस्वती ।
आयूरेखात्र यमुना तत्संगस्तीर्थमक्षयम् ॥५॥

પિતૃરેખા એ ગંગા છે માતૃરેખા સરસ્વતી છે આયુરેખા યમુના છે અને આ ત્રણેનો સંગમ તે પ્રયાગરાજ છે ૫ જુઓ ચિત્ર નં ૪

अङ्गुष्ठादिपञ्चपर्वा नमस्कारस्य चिन्त्यते ।
चतुष्पदी चुलिकायां चतुर्दिक्षु तले स्मृता ॥६॥



चित्र नं. १



चित्र नं. २



चित्र नं. ३



चित्र नं. ४

અંગુષ્ઠ સાથે ચાર આંગળીઓ મળી પાંચ આંગળીઓ અરિહંતાદિ ૫ પરમેષ્ઠી દેવતાઓ છે અને હથેલીની ચારે બાજુઓ દિક્પાલ દેવતા રૂપી ચતુષ્પદી છે નમસ્કાર કરતાં આ વિધાનનુ જ સ્મરણ કરેલુ છે ૬ જુઓ ચિત્ર નં ૫

एवं सर्वत्र मंत्रेषु देवताराधने स्मृत ।
करन्यासस्तेन देवा सदा सांनिध्यकारिण ॥७॥

આ જ પ્રમાણે સર્વત્ર દેવતાઓના આરાધનમાં અને મંત્રજાપમાં કરન્યાસ કરવામાં આવે છે જેથી દેવતાઓ સાનિધ્યમાં રહે છે ૭

हस्तद्वयायूरेखान्तर्योजने मातरुन्मुखे ।
प्रत्याख्यानस्य समये ध्यया सिद्धशिला शुभे ॥८॥

બન્ને હાથની આયુરેખાઓને (મૂળભાગમાં) ભેગી કરી પ્રભાતે હસ્તદર્શન કરનારે સિદ્ધશિલાનુ ધ્યાન કરવું ૮

तलं सिंहासन साक्षात्तत्रस्थस्त्रिजगद्गुरुः ।
आदिदेवोऽङ्गुष्ठे सेव्यो जयादिदेवतागणे ॥९॥

હસ્તતલ એ સિંહાસન છે અને તેના ઉપર ત્રિજગદ્ગુરુ, આદિદેવ શ્રી આદિ નાથરૂપે અંગૂઠો રહેલો છે તેનું જયાદિ (જયા વિજયા, જયન્તી અપરાજિતા) દેવતાઓ સાથે સેવન કરવું ૯

ॐ जये विजये स्वाहा जयन्तेऽथापराजिते ।
ॐ आदिदेवाय नम एव न्यासो विचिन्त्यते ॥१०॥

ૐ જયે સ્વાહા, ૐ વિજયે સ્વાહા, ૐ જયન્તે સ્વાહા, ૐ અપરાજિતે સ્વાહા, આદિદેવાયનમ. એ પ્રમાણે ન્યાસ કરવો. ૧૦ જુઓ ચિત્ર નં ૬

अ इत्यर्हन्देवदेवो विश्वंभर परापर ।
गुर्गुशब्देनाख्यातस्तत्स्यो धर्मस्तदीरित ॥११॥

અ શબ્દ શબ્દમાં રહેલો અ એ દેવાધિદેવ વિશ્વંભર પરાપર શ્રી અર્હન્ દેવ છે ગુ એ ગુરુવાચક છે અને તેમના ધર્મનું સૂચન થાય છે ૧૧

भक्त्या देवे गुरौ ध्यायेत्तस्मात्तत्त्रयं करे ।
लीलि लक्ष्मीश्चतुर्धापि स्यादस्याराधकाङ्गिण ॥१२॥



चित्र नं ५



चित्र नं. ६



चित्र नं. ७



चित्र नं ८

અંગુઠાના ત્રણ પર્વ તથા બાકીની આંગળીઓના ત્રણ ત્રણ પર્વ એમ પાંચ આંગળીઓનાં પંદર પર્વોમાં ધ્યાન કરવું ૧૭ જુઓ ચિત્ર નં ૮-૯

श्री पार्श्वो वामहस्तोऽयं फणा शाखास्तदीयकाः ।
श्रीनाभेयो दक्षिणश्च कर शाखा जटा स्फुटा ॥१८॥

ડાબો હાથ એ શ્રી પાર્શ્વનાથ છે અને તેની પાંચ આંગળીઓ તેમના માથા ઉપર છત્રરૂપે રહેલી શેષની ફણાઓ છે જમણો હાથ એ ઋષભદેવ છે અને તેની આંગળીઓ તેમની જટાજૂટ છે ૧૮

विष्णुर्देवोऽत्र वामस्य केकिपिच्छकिरीटभृत् ।
नाथ शिवो दक्षिणस्थस्तस्य शाखा जटा स्फुटा ॥१९॥

ડાબો હાથ એ શ્રી વિષ્ણુ ભગવાન છે અને તેની આંગળીઓ એ તેમનો મોરમુકુટ છે જમણો હાથ એ આંગળીઓ રૂપી જટાજૂટને ધારણ કરનાર ભગવાન શંકર છે ૧૯

तयोर्योगे यथोङ्कार परमं मङ्गलं भवेत् ।
तथाञ्जलीविधानेन सर्वदा सर्व मङ्गलम् ॥२०॥

વિષ્ણુ એટલે અકાર તથા શંકર એટલે ઉકાર એ બેના યોગથી જેમ ૐકાર થાય છે તેમ અંજલી કરવાથી સર્વદા સર્વ મંગળ સ્વરૂપ ૐકાર થાય છે ૨૦

ॐ हरहुंहः सरसुंसः क्रमतः पञ्चाङ्गुलीषु राजमुखात् ।
न्यासो मन्त्रं हस्ते स्थाप्यं तत्सर्वतोभद्रम् ॥२१॥

भाष्यं स्पर्शनेऽस्योपयोगः ।

इतिश्री हस्तसञ्जीवने सिद्धज्ञाने गुणसाधन ध्यानविधानम् ।

હાથની અંદર અંગુઠાથી આરંભી પાંચ આંગળીઓમાં ૐ હરહુંહઃ સરસુંસઃ ઈત્યાદિ વર્ણોદ્વારા બનતા સર્વતોભદ્ર યંત્રની સ્થાપના કરવી. અથવા નરપતિજયચર્યા માં બતાવેલા પ્રસિદ્ધ ત્રૈલોક્યદીપક નામના સર્વતોભદ્રચક્રની સર્વતોભદ્ર યંત્ર તરીકે સ્થાપના કરવી. ૨૧ જુઓ ચિત્ર નં ૧

अथ नाममाला ।

हस्तनाम—

हस्तः करः समः पाणिः शयः पद्माङ्गुलिस्स्मृतः ।
पद्मशाखः पद्मशिखः पद्माननो वरप्रदः ॥१॥
महाब्रह्माऽनन्तवीर्यो महादेवश्च सिद्धिदः ।
सिंहासनः शक्तिशाली महावीरः सुरायुधः ॥२॥

હાથ, કર, શમ, પાણિ, શય, પદ્માંગુલી, સલ, પદ્મશાખ, પદ્મશિખ, પદ્માનન, વરપ્રદ, મહાબ્રહ્મ, અનન્તવીર્ય, મહાદેવ, સિદ્ધિદ, સિંહાસન, શક્તિશાલી, મહાવીર તથા સુરાયુધ એ હાથનાં નામ છે ૧–૨

अङ्गुष्ठनाम—

अङ्गुष्ठश्चाङ्गुलो हंसः शिवो राजा चतुःप्रियः ।
भोगी गणपतिर्विष्णुर्मेरुः सूर्योऽक्षवटः ॥३॥

અંગુષ્ઠ, અંગુલ, હંસ, શિવ, રાજા, ચતુઃપ્રિય, ભોગી, ગણપતિ, વિષ્ણુ, મેરુ સૂર્ય અને અક્ષવટ એ અંગુઠાનાં નામ છે ૩

अङ्गुलीनाम—

अङ्गुल्यः करशाखाः स्युरङ्गुर्यः करपल्लवाः ।
त्रिपुराः करजाम्बाश्च माया कर्मायुधामताः ॥४॥

અંગુલીઓ, કરશાખા, અંગુરીઓ, કરપલ્લવ, ત્રિપુરા કરજામ્બા, માયા અને કર્માયુધા એ આંગળીનાં નામ છે ૪

माया ग्रहे यथायोगमङ्गुष्ठः क्वचिदुच्यते ।
पद्मशाखः करस्तस्याङ्गुली शाखेति सूत्रणात् ॥५॥

કોઈ કોઈ વખત માયા શબ્દથી અંગુષ્ઠ ગ્રહણ થાય છે કારણ હાથને પદ્મશાખા કહેવામાં આવે છે. અને અંગુલીઓ એજ હાથની શાખાઓ છે અર્થાત્ અંગુઠાને પણ આંગળીઓના પર્યાય વાચક શબ્દો ક્વચિત્ લાગુ પડે છે ૫

तर्जनीनाम—

प्रदेशिनी तर्जनीस्याच्छन्दुग्धा यागवेषिणी ।

मध्यमाङ्गुली नाम—

ज्येष्ठा तु मध्यमा मध्या लक्ष्मी सौभागवत्यपि ॥६॥

તર્જનીને પ્રદેશિની, શત્રુઘ્ન, માતા, ગવેષણી કહે છે મધ્યમાને જ્યેષ્ઠા, મધ્યમા, મધ્યા, લક્ષ્મી, અને સૌભાગ્યવતી એમ કહે છે ૬

अनामिकानाम—

अनामिका च सावित्री गौरी भगवती शिवा ।

कनिष्ठानाम—

कनीनिका कनिष्ठान्त्या लघुस्तारा च काञ्चनी ॥७॥

અનામિકાને સાવિત્રી, ગૌરી, ભગવતી, અને શિવા કહે છે કનિષ્ઠિકાને કનિષ્ઠા, અન્ત્યા, લઘુ, તારા અને કાંચની કહે છે ૭

विश्वानाम—

विंशोपका ग्रन्थि पर्वस्थान भागाग सन्धय ।

अङ्गुष्ठमूलनाम्—

कन्दो नृपासन पीठो गरुडोऽङ्गुष्ठमूलके ॥८॥

मणिबन्धनाम—

हस्तस्यादिर्मणिर्बन्धो मणिस्त्नाकरोऽपि च ।

करभनाम—

करभोऽस्मादाकनिष्ठ मुष्ठो वक्रोऽस्तमूधर ॥९॥

આંગળીઓના પર્વોની સંધિઓને વિંશોપક, કહે છે મણિબંધથી લઈ કનિષ્ઠિકા સુધીના ભાગને કરભ, ઉષ્ઠ, વક્ર તથા અસ્તાચલ કહે છે ૮–૯

हस्तपृष्ठनाम—

अवहस्तो हस्तपृष्ठ तम शून्यं वियन्निशा ।

हस्ततलनाम—

प्रहस्तस्तालिका तालस्तालोभृतलगर्भको ॥१०॥

હથેળીના પાછલા ભાગને અવહસ્ત, હસ્તપૃષ્ઠ, તમ, શૂન્ય, આકાશ અને રાત્રી કહે છે આગળ ભાગને (હથેળીને) તાલિકા, તાલ, તલ, ભૂતલ અને હસ્તગર્ભ કહે છે ૧૦

नखनाम—

पुनर्भवोभुजाकण्ठः करशूकः पुनर्नवः ।
कामाङ्कुशो महाराजः करजो नखरोनख ॥११॥
करपुष्पं रत्नकान्ति शत्रुघ्न करदीपकः ।

નખને પુનર્ભવ, ભુજાકંઠ, કરશૂક, પુનર્નવ કામાંકુશ, મહારાજ કરજ, નખર અને નખ કહે છે ૧૧

पितृरेखानाम—

पिता गोत्रं बलं मूलं वृक्षो धर्मो मनोधृति ॥१२॥

કરપુષ્પ, રત્નકાંતિ, શત્રુઘ્ન, કરદીપક એ પણ નખનાં નામ છે પિતા, ગોત્ર, બલ, મૂળ, વૃક્ષ, ધર્મ અને મનનું ધૈર્ય એ બધું પિતૃરેખા ઉપરથી વિચારવું ૧૨

मातृरेखानाम—

माता धन सुखं कोशः साहसं पालिका रतिः ।

आयुरेखानाम—

आयुः स्याज्जीवितं तेजः स्वभावस्य प्रभातनुः ॥१३॥

માતા, ધન સુખ, કોશ, સાહસ અને વાત્સલ્યાદિભાવ માતૃરેખા ઉપરથી વિચારવા. આયુર્દા, તેજ સ્વભાવ, પ્રભા અને શરીર આયુરેખા ઉપરથી જોવાં. ૧૩

अङ्गुलीमूलनाम—

प्रदेशिन्यादि मूलानि नामतोप्यर्थतोऽपि च ।
कलहो राज्यमैश्वर्यं यशोऽनुक्रमणे मतम् ॥१४॥

તર્જની ઇત્યાદિ આંગળીઓનાં મૂળ નામ અને અર્થ પ્રમાણે અનુક્રમે કલહ, રાજ ઐશ્વર્ય અને યશ એ પ્રમાણે જાણવું. ૧૪

हस्तकर्मनामम्—

प्रदेशिन्यादिभिः सार्धमङ्गुष्ठे वितते कृते ।
१ प्रादेश २ स्ताल ३ गोकर्ण ४ वितस्तय उदाहृत ॥१५॥

इति श्रीहस्तसंजीवने सिद्धज्ञाने नामपरिभाषिकानामक तृतीयाध्यायः समाप्तः ।

તર્જની વગેરે આંગળીઓ અને અંગુઠ સાથે હાથને પહોળો કરવામાં આવે તો તેને પ્રાદેશ તાલ, ગોકર્ણ વિતસ્તિ એમ કહેવામાં આવે છે ૧૫

इति श्री हस्तसंजीवने नामपरिभाषाधिकारः ॥

अथ हस्तावलोकनेऽभिकर्तव्यनामाह ।

प्रातः शुचिः कृतस्नानो देवानभ्यर्च्य सादरम् ।
सुगन्धिद्रव्यैः पुष्पैश्च नैवेद्यैः विविधैस्तवैः ॥१॥

પ્રાતઃકાળે સ્નાન કરી પવિત્ર થઈ સુગંધીદ્રવ્ય, પુષ્પ, નૈવેદ્ય તથા અનેક પ્રકારનાં સ્તોત્રોદ્વારા આદરપૂર્વક દેવતાઓનું પૂજન કરી. ૧

गुरुं नत्वोपदेशं च श्रुत्वा धर्मस्य तत्त्ववित् ।
प्रतिलभ्यान्न पानाद्यैर्विधिवद्भुक्तभोजन ॥२॥

ગુરુઓને વંદન કરી, ઉપદેશ શ્રવણ કરી, ધર્મતત્ત્વને જાણનારા પુરુષે જે લભ્ય હોય તેવા અન્નપાનથી વિધિપૂર્વક ભોજન કર્યા બાદ. ૨

सुवेषश्चिन्तयाहीनः समधातुर्जितेन्द्रिय ।
हस्ते श्रीफलपुष्पाद्यैः प्रपूर्य विनयान्वितः ॥३॥

સુંદર વેષભૂષાવાળા ચિંતા રહિત, સમતા ધારણ કરનારા, અને જીતેન્દ્રિય બની હાથમાં શ્રીફળ પુષ્પ ઇત્યાદિ લઈ વિનયપૂર્વક ૩

हस्तं न्यस्य गुरोः पार्श्वे स्वहस्तं दर्शयेत्सुधीः ।
निर्दम्भं शृणुयात्सर्वं श्रद्धया गुरुणोदितम् ॥४॥

હસ્તનક્ષત્ર હોય તે દિવસે સદ્ગુરુની પાસે જઈ પોતાનો હાથ દેખાડવો. તેમજ નિર્દંભપણે ગુરુ કહે તે બધું શ્રદ્ધાપૂર્વક સાંભળવું ૪

जितेन्द्रियस्य श्रद्धालोर्यत्फलं कथ्यते बुधैः ।
स्वप्नवज्जायते सत्यं तत्सर्वं नान्यथा पुनः ॥५॥

જીતેન્દ્રિય અને શ્રદ્ધાળુ પુરુષને જે ફળ કહેવામાં આવે છે, તે સ્વપ્નની માફક સાચું પડે છે અન્ય વખત સાચું પડતું નથી. ૫

ब्रह्मचारी क्षमाशीलः कृतज्ञो धार्मिकः शुचिः ।
दक्षो गुरोः कृपापात्रो वाक्सिद्धिः स्वक्रियारतः ॥६॥

બ્રહ્મચારી, ક્ષમાશીલ, કૃતજ્ઞ ધાર્મિક પવિત્ર, ચતુર, પરંપરાથી ઉતરી આવેલ, વાક્સિદ્ધિવાળો તેમજ પોતાના સ્વધર્માચરણમાં પ્રીતિવાળો ૬

सन्तुष्टः श्रद्धयायुक्तस्तपस्वी विजितेन्द्रियः ।
नानाशास्त्रविवेकज्ञः स्थिरचित्तो गुरुर्मतः ॥७॥

नखनाम—

पुनर्भवोभुजाकण्ठः करशूकः पुनर्नवः ।

कामाङ्कुशो महाराज करजो नखरोनख ॥११॥

करपुष्पं रत्नकान्ति शत्रुघ्न करदीपकः ।

नखने पुनर्भव, भुजाकंठ, करशूक पुनर्नव, कामांकुश, महाराज, करज, नखर अने नख कहे छे ११

पितृरेखानाम—

पिता गोत्रं कुलं मूलं वृक्षो धर्मो मनोधृति ॥१२॥

करपुष्प, रत्नकांति, शत्रुघ्न, करदीपक ए पण नखनां नाम छे पिता, गोत्र, कुल, मूळ, वृक्ष, धर्म अने मननुं धैर्य ए बधु पितृरेखा उपरथी विचारवुं १२

मातृरेखानाम—

माता धनं सुखं कोशः साहस पालिका रति ।

आयुरेखानाम—

आयुः स्याज्जीवितं तेजः स्वभावस्य प्रभातनुः ॥१३॥

माता, धन सुख, कोश, साहस अने वात्सल्यादिभाव मातृरेखा उपरथी विचारवा. आयुर्दा, तेज स्वभाव, प्रभा अने शरीर आयुरेखा उपरथी जोवा. १३

अङ्गुलीसूक्ष्मनाम—

प्रदेशिन्यादि मूलानि नामतोप्यग्रतोऽपि च ।

कलहो राज्यमैश्वर्यं यशोऽनुक्रमणे मतम् ॥१४॥

तर्जनी इत्यादि आंगळीओनां मूळ नाम अने अर्थ प्रमाणे अनुक्रमे कलह, राज्य ऐश्वर्य अने यश ए प्रमाणे जाणवां. १४

हस्ताङ्कमानम्—

प्रदेशिन्यादिभिः सार्धमङ्गुष्ठे वितते करे ।

१ प्रादेश २ स्ताल ३ गोकर्ण ४ वितस्तस्य उदाहृत ॥१५॥

इति श्रीहस्तसंजीवने सिद्धग्रन्थे नाममालिकानामक तृतीयाध्यायः समाप्तः ।

तर्जनी वगेरे आंगळीओ अने अंगुठा साथे हाथने पहोळो करवामां आवे तो तेने प्रादेश ताल, गोकर्ण वितस्ति एम कहेवामां आवे छे १५

इति श्री हस्तसंजीवने नाममालाधिकारः ।

स्त्रीमातृमातृपक्षादिगृहं क्षेत्र च वाटिका ।
पुंसां वामकरादीक्ष्य रात्रि शुक्लश्च पक्षक ॥१४॥

પુરુષને સ્ત્રીની માતા, માતૃપક્ષ, ઘર, ખેતર, વાડી (બગીચા) રાત્રી તથા શુક્લ પક્ષ એ સબંધી ડાબા હાથમા જોવુ ૧૪

पत्यु सुख पितु पक्षं धर्मगोधनमार्जवम् ।
कृष्णपक्ष दिनं स्त्रीणां वीक्ष्यं दक्षिणपाणित ॥१५॥

સ્ત્રીને પતિનુ સુખ, પતિના પિતૃપક્ષનુ સુખ, ધર્મ ગોધન, સરળતા, કૃષ્ણપક્ષ તથા દિવસ સબંધી જમણા હાથમાં જોવું ૧૫

यजमान फलं श्रुत्वा गुरोस्तथेत्युदीरयेत् ।
नित्वयं नाणक रौप्य स्वव्यापार समाचरेत् ॥१६॥

યજમાને ગુરુએ કહેલુ ફળ સાભળી 'તથાસ્તુ એમ કહી રૂપાનાણાની ભેટ ધરી પછીથી પોતાના નિત્યના કામે વળગવુ ૧૬

इत्येवं विधिना गुरुर्गुरुमति पश्चाद्गुली वीक्षयेत् ।
वश्यं तस्य भवेदवश्यमचिराल्लोकत्रयं सद्गुणे ॥
वृष्टि स्वर्णमयी च मेघविजयात्मजायते तद्गृहे ।
मौलौ माल्यमिवास्य शासनमहो भूमीभुजो बिभ्रति ॥१७॥

इति श्रीहस्तसंजीवने सिद्धज्ञाने हस्तावलोकनविधिप्रस्ताव समाप्त ।

આ પ્રમાણેની વિધિથી જ મોટમતિવાળો ગુરુ હાથ જુએ છે તેને તેના સદ્ગુણોથી જલદી ત્રણે લોક અવશ્ય વશ થઈ જાય છે અને મેઘવિજય હાથ તેના ઘરમાં સુવર્ણની વૃષ્ટિ થાય છે અને મોટા મોટા રાજાઓ તેના શાસનને (તેના વાક્યને) પુષ્પમાળાની માફક પોતાના મુકુટમાં ધારણ કરે છે ૧૭

इति श्रीहस्तसंजीवने हस्तविलोकनाधिकारः

संतोषी, सदाचारी, तपस्वी, जितेन्द्रिय, अनेक प्रकारना शास्त्रोना मर्मने जाणनार (विद्वान्) स्थिरचित्तवाळो गुरु होवो जोईए. ७

कुलं जातिं तथा देशमाकारं जन्मजान्ग्रहान् ।
धर्मं श्रद्धां च विज्ञाय समयज्ञ फलं वदेत् ॥८॥

नमित्तिके पूछनारनां कुळ, जाति, देश, स्वरूप, जन्मना ग्रहो तथा धर्म अने श्रद्धा जाणी फळ कहेवुं ८

गुरुः पद्मासनासीनो वाङ्मयं हस्तजीवनम् ।
सम्पूज्य संस्मरन्स्वेष्टदेव गुरु फलं वदेत् ॥९॥

गुरुए पद्मासने बेसी, श्री हस्तसंजीवन पुस्तकनुं पूजन करी, पोताना इष्टदेवनुं स्मरण कर्या बाद फळ कहेवुं ९

दिनेत्वेकस्य पुंसो वा द्वयोर्हस्तं विलोकयेत् ।
हस्तं स्वदक्षिणे हस्ते न्यस्यावहितमानसः ॥१०॥

एक दिवसे एक अथवा बे पुरुषना हाथ जोवा. पोताना जमणा हाथमां पूछनारनो जमणो हाथ राखी शांत चित्तथी फळ कहेवुं १

रात्रौ दीपं पुरस्कृत्य सम्पूज्यैनं यथाविधि ।
स्त्रियोवामकरं वामे स्वहस्ते न्यस्य वीक्षयेत् ॥११॥

रात्रीए पोतानी आगळ दीवो राखी तेनी पूजा करी पोताना डाबा हाथमां पूछनार स्त्रीनो डाबो हाथ राखी फळ कहेवुं ११

यो नरः स्त्रीप्रकृतिकस्तत्करो वीक्षते बुधै ।
मध्यान्हात्परतः स्त्रीणां नृस्वभावे निशीथतः ॥१२॥

जे पुरुष स्त्रीप्रकृतिनो होय (बायलु वा नपुंसक होय) तेनो हाथ मध्याह्न पछी जोवो. अने पुरुषप्रकृतिनी स्त्री होय तेनो हाथ मध्यरात्री पछीना काळमां जोवो. १२

दक्षिणाद्बलवान्वामः पुंसः स्त्रीशीलशीलिनः ।
नृशीलयाः स्त्रियो वामाद्दक्षिणोबलवान्भवेत् ॥१३॥

जे पुरुष स्त्रीप्रकृतिनो होय तेनो जमणा करतां डाबो हाथ बळवान होय छे पुरुषप्रकृतिनी स्त्रीनो डाबा करतां जमणो हाथ बळवान होय छे १३

કહેવું. આંગળીઓ ઉપરથી ધાતુ મૂળાદિનો નિર્ણય કરવો. તથા હાથ અને પગો ઉપરથી દરેક પ્રકારનું શુભાશુભ કહેવું. ૨૮–૨૯

बालः कुमारोऽथ युवा वृद्धो मृत्युः स्वराः क्रमात् ।
तारादिकामदोग्ध्रीषु गणेशे च व्यवस्थिताः ॥ ३० ॥

બાલ, કુમાર, યુવા, વૃદ્ધ તથા મૃત્યુ એ પ્રમાણે પાંચ સ્વરો છે અને તે અનુક્રમે પ્રતિપદાથી લઈ ગણેશ પર્યંત વ્યવસ્થિત છે. ૩૦

या तिथिर्यत्र भागेऽस्ति तमारभ्य ततो बुधः ।
दर्शनात्स्पर्शनाद्वापि गणयेद्गणकोत्तमः ॥ ३१ ॥

પ્રથમની તિથિ જે ભાગમાં હોય, ત્યાંથી આરંભી ગણના કરવી. દર્શન અથવા સ્પર્શન વડે તે પ્રકારથી ગણકે (નિમિત્તજ્ઞે) ગણના કરવી. ૩૧

सूर्योदये घटी युग्मस्थापनानुक्रमात्पुनः ।
रविः शशी च सूर्येन्दू परिपाटिं सितेतरे ॥ ३२ ॥
सितपक्षे शशिरविक्रमोऽयं तिथिसम्मतः ।
कार्यस्ततो यदा इष्टतष्टेः स्याद्घटिका द्वये ॥ ३३ ॥
तस्य स्वरस्याभ्युदयो वाच्यः स्पर्शनकर्मणि ।
भागोयः प्राप्यते तस्य स्वरस्योदयमादिशेत् ॥ ३४ ॥

તે દિવસની તિથિને સૂર્યોદય વખતે સ્થાપી બે બે ઘડીની એક તિથિ એ ક્રમથી જો કૃષ્ણપક્ષ ચાલતો હોય તો સૂર્ય ચંદ્ર, સૂર્ય ચંદ્ર એમ ગણના કરવી. અને જો શુક્લપક્ષ હોય તો ચંદ્ર સૂર્ય એ ક્રમથી ગણના કરવી. આ પ્રમાણે ઇચ્છાકાલે જે (સૂર્ય અથવા ચંદ્ર) આવતું હોય તેનો સ્વર આવે છે એમ જાણવું. સ્પર્શના વિષયમાં જે ભાગનો સ્પર્શ થયો હોય તેનો (બાલાદિ) સ્વર આવે છે એમ જાણવું. ૩૨–૩૪

आद्यप्रभोर्भगवतः पारणाहे दिनोदये ।
यस्य कस्यापि संस्पृश्य पाणिर्वाणिज्यशालिनः ॥ ३५ ॥
गुरुणाभुज्यमानं यन्नक्षत्रं दीयते तले ।
यत्रायाति च यद्योगनक्षत्रं तद्विचार्यते ॥ ३६ ॥

ભગવાન શ્રી ઋષભદેવના પારણાના દિવસે (અક્ષય તૃતીયાના દિવસે) સૂર્યોદય સમયે કોઈપણ વાણિજ્યશાળીના હાથના સ્પર્શ કરી, ગુરુ ચંદ્ર જે નક્ષત્ર ઉપર હોય, તે

નક્ષત્રને હસ્તતલમાં સ્થાપી, જે દેશમાં જે નક્ષત્ર આવતું હોય તેના ઉપરથી વિચાર કરવો. ૩૫-૩૬

मङ्गलेन समाक्रान्तं दृष्टं वा त्रिपुरान्तगम् ।
तत्र देशे भूमिकम्पो मारिर्वा राज्यविग्रहम् ॥ ३७ ॥

જે અંગુલી પર્વને મંગળ જોતો હોય અથવા જેને આક્રાન્ત કરી રહ્યો હોય (અર્થાત મંગળથી દૃષ્ટ કે યુક્ત નક્ષત્ર જ્યાં પડ્યુ હોય) તે દિશામાં ભૂમિકંપ, રોગચાળો અથવા રાજવિગ્રહ (લડાઈ) થશે એમ કહેવું ૩૭

शनिना यत्समाक्रान्तं दृष्टं दक्षिणदिग्गतम् ।
तत्र देशे भय रोगो दुर्भिक्षं राज्यविग्रहम् ॥ ३८ ॥

જે વિભાગ શનિથી આક્રાન્ત થયો હોય અથવા દૃષ્ટ હોય, અને દક્ષિણ દિશામાં રહેલાં નક્ષત્રોના દેશો જે હોય, તેમાં ભય, રોગ, દુર્ભિક્ષ અને લડાઈ થાય છે ૩૮

यत्र राहुः समाक्रान्तो देशमं तत्र संभवेत् ।
उत्पातो विग्रहो घोरस्त्वक्रमस्य तु भौमवत् ॥ ३९ ॥

જે સ્થાનમાં રાહુ આવતો હોય, તે દેશમાં મંગળની માફક ઉત્પાત તથા ઘોર વિગ્રહ થાય છે ૩૯

अनन्तवीर्यस्य पुंसोऽयवा प्राग्विनिवेदिता ।
तद्रेखाया प्रमाणेन ज्ञेये व्यंजनलक्षणे ॥ ४० ॥

હાથ ઉપરથી પુરુષના શરીરના અવયવો પહેલાં કહ્યા છે, તે પ્રમાણે હાથમાં રહેલી રેખાઓના શુભાશુભાકાર તે તે અવયવનું હ્રસ્વત્વ, દીર્ઘત્વ નિરોગત્વ ઈત્યાદિ જાણવું. ૪૦

यत्रोच्चरेखा तत्रस्याच्छुभं वान्य ततोऽशुभम् ।
यदा राहो शनेर्वापि आश्विन्यादि भचक्रके ॥ ४१ ॥
तारादि प्रादशांशेषु यत्र तत्राशुभं दिशेत् ।
पाग्गुक्तास्यत्रापेक्षं शुभं तु गुरुभे स्मृतम् ॥ ४२ ॥

હાથમાં જ્યાં ઉચ્ચરેખા હોય તેના અવયવનું શુભફળ કહેવું અને બીજાનું અશુભ કહેવું કનિષ્ઠિકાદિ આંગળીઓમાં જ્યાં શનિ અને રાહુ (નક્ષત્રચક્ર પ્રમાણે) આવતા હોય તે અવયવનું અશુભ કહેવું અને જ્યાં ગુરુ આવતા હોય, તે અવયવનું ફળ શુભ જાણવું ૪૧-૪૨

अं नमः इं नमश्चाग्रे उं नमस्ततः एं नमः ।
ॐ नमो विष्णुतोऽन्वयः क्रमोन्यासेऽभिमन्त्रणे ॥ ४९ ॥

અ, ઇ, ઉ, એ, ઓ એ દરેક વર્ણને નમઃ પદ લગાડી અંગુઠાથી લઈ અનુક્રમે યોજના કરી અં અંગુષ્ઠાયે નમઃ ઇં તર્જન્યૈ નમઃ ઇત્યાદિ ન્યાસ કરવો. ૪૯

शाखादशकसंस्पर्शात् वामावामं विमर्शतः ।
क्षेमपूर्वं वदेल्लाभं ज्ञात्वा शकुनपञ्चकम् ॥ ५० ॥

હવે અંગુલીઓના સ્પર્શ દ્વારા વામ વામનો શકુન શાસ્ત્રોક્ત રીતિથી વિચાર કરી પૂર્વોક્ત શકુનપંચક (પાંચ પ્રકારનાં શકુન આપનાર આંગળીઓ) દ્વારા યાત્રા કરનારનું ક્ષેમ લાભ ઇત્યાદિ કહેવું ૫૦

स्थानं चेष्टा तथा वेला बलाबलपरस्परम् ।
प्राज्ञः शकुनशास्त्रेण रत्नपञ्चकतो वदेत् ॥ ५१ ॥

અને આ શકુનપંચક દ્વારા શાકુનશાસ્ત્રોક્ત રીતિથી સ્થાન, ચેષ્ટા વેલા તથા બલાબલ દરેક કહેવું ૫૧

तारादि क्रमतश्चैकं द्विकं त्रिकचतुष्ककम् ।
त्रिवारस्पर्शनाद्बोध्या हस्ते पाशककेवली ॥ ५२ ॥

કનિષ્ઠિકાના ક્રમથી લઈ અનુક્રમે એક બે, ત્રણ, ચાર એમ આંકવાળા પાસા આપવા અને ત્રણ વારના અંગુલીના સ્પર્શદ્વારા કેટલા પાસા આવ્યા તે આપવું આમ પાશકકેવલી (પાસાશાસ્ત્ર) પણ હાથમાં જ રહેલું છે ૫૨

प्रणवः शुभ्रपाणीति दिने स्वाहेति मन्त्रतः ।
ॐ शुभ्रपाणिदिने स्वाहा ।
अभिमन्त्र्य महाहस्तस्पर्शेनं ज्ञानसाधनम् ॥ ५३ ॥

ઉપર પૂર્વક હસ્તાંગુલિઓનો ન્યાસ કરી, ૐ શુભ્રપાણિદિને સ્વાહા એ મંત્રથી હાથને અભિમંત્રી પછી હસ્તનો સ્પર્શ કરવો અને તત્કાલ જ્ઞાનનું સાધન કરવું ૫૩

करस्पर्शास्पर्शादिव परिणतां काञ्चनमहा ।
स्तमेऽस्मिन् सिद्धिं सुगुरुवचसो मेघविजयात् ॥
विदित्वा पृच्छाना यदिह कुरुते निर्णयमहो ।
महोभिस्तस्य स्याद्भुवनभवना वामनविधिः ॥ ५४ ॥

હાથના સ્પર્શથી જ સ્પર્શમાત્રથી સિદ્ધ થતી સુવર્ણ—રસ—વિદ્યા—સિદ્ધિ આદિક સિદ્ધપુરુષના વાક્ય જેવા શ્રી મેઘવિજય ઉપાધ્યાય નામના ગ્રંથકર્તાના વાક્યથી આ વિદ્યાને જાણીને જે પ્રશ્નોનો નિર્ણય કરે છે તેને યોગ્ય પ્રભાવથી જગતરૂપી મહેલમાં સૌભાગ્યરૂપ સિદ્ધિ આદિનો લાભ થવા રૂપ સિદ્ધિ) પ્રાપ્ત થાય છે ૫૪

इतिश्री हस्तसंजीवने स्पर्शमाधिकारो द्वितीयः

---

अथ रेखाविमर्शनाधिकारः समारभ्यते ।

स्वस्ति चामरणं सिद्धेः करणं श्रीजगद्गुरोः ।
हस्तं स्वमस्तके न्यस्तं स्मृत्वा रेखा विचार्यते ॥ १ ॥

### શ્રી હસ્તસંજીવન અધિકાર ત્રીજો

મંગલાચરણ—સિદ્ધિના કલ્યાણકારી આભરણ અને જગદ્ગુરુ શ્રી તીર્થંકરના કલ્યાણરૂપ હસ્તને પોતાના મસ્તકને અડકેલો સ્મરીને (હાથ જોડી માથું નમાવી સ્મરણ કર્યા બાદ) રેખાઓનો વિચાર કરીએ છીએ. ૧

प्रागुक्तविधिनाभ्यर्च्य नरोज्ञानिगुरुं पुरः ।
हस्तं स्वं दर्शयेद्धस्ते प्रशस्ते दिवसोदये ॥ २ ॥

હાથ જોવાની વિધિ—પહેલાં જે વિધિ (બીજા અને પહેલા અધિકારમાં) બતાવ્યો છે તે પ્રમાણે પોતાના કુલગુરુની પૂજા કરીને હસ્ત નક્ષત્ર હોય તે દિવસે (તેમજ પહેલાં કહેલાં આશ્લેષા, મઘા, પૂર્વાફાલ્ગુની, ઉત્તરાફાલ્ગુની, હસ્ત એ નક્ષત્રો તેમજ જ્યારે હસ્ત નક્ષત્ર ઉપર સૂર્ય હોય ત્યારે પણ તે નક્ષત્રમાં) હાથ બતાવવો. ૨

शोभने हस्त नक्षत्रे ग्रहे सौम्ये शुभेदिने ।
पूर्वाह्णे मंगलैर्युक्ते परीक्षेत विचक्षण ॥ ३ ॥

હસ્તનક્ષત્ર હોય અને સારો વાર હોય તેમ જ બીજા શુભ યોગો હોય ત્યારે પૂર્વાહ્નમાં શુભ સમયમાં વિદ્વાન પુરુષે હાથની પરીક્ષા કરવી.

અહીં બે અપવાદ છે (૧) હસ્તનક્ષત્ર હોય ત્યારે ગ્રહ બળાદિક કોઈને ન પહોંચતું હોય છતાં હસ્તનક્ષત્રની મુખ્યતા હોઈ તે દિવસે હાથ જોવો.

(૨) જો અનુકૂળતા ન આવતી હોય તો સવારમાં પહેલી ચાર ઘડીમાં કોઈપણ દિવસે હાથ જોવો. ૩

पूर्वमायु परीक्षेत पश्चाल्लक्षणमुत्तमम् ।
क्षीणायुषां नृणां शेषैर्लक्षणैः किम्प्रयोजनम् ॥ ४ ॥

રેખાઓ જોવાનો ક્રમ—પહેલાં આયુની પરીક્ષા કરવી, અને ત્યાર બાદ બીજાં લક્ષણોની પરીક્ષા કરવી. કારણ આયુષ્ય વગરના માણસોને લક્ષણોથી શો ફાયદો છે? ૪

मणिर्बंधात्पर पाणि सा कर्म कठिना नृणाम् ।
वामेति कोमलोत्रामभ्रुवां सपत्कर कर ॥ ५ ॥

મણિબંધથી ઉપરનો જે ભાગ તેને હાથ કહે છે પુરુષોનો જમણો અને સ્ત્રીઓનો ડાબો હાથ જોવો જોઈએ.

પુરુષોનો હાથ કામ ન કરવા છતા કઠિન અને સ્ત્રીઓનો હાથ કોમલ હોય તો તે સંપત્તિ આપનાર છે ૫

यदुक्तं—वामभागे तु नारीणां दक्षिणे पुरुषस्य च ।
विलोक्यं लक्षणं विज्ञैः सर्वमायुः पुरःस्सरं ॥ ६ ॥

સંમતિ સૂચક શ્લોક છે—પંડિતોએ સ્ત્રીઓના ડાબા અંગમાં અને પુરુષોનાં જમણા અંગમાં લક્ષણો જોવાં જોઈએ. આ લક્ષણો જોતા પહેલાં આયુષ્ય તપાસી લેવો. ૬

उत्पात पिप्लको लक्ष्म तिलकं मशको व्रण ।
स्पर्शनं स्फुरणं पुंसां शुभायाङ्गे प्रदक्षिणे ॥ ७ ॥

'વિવેકવિલાસ'માં કહ્યું છે કે—અંગનો ઉત્પાત (નસો ખેંચાવું) લા, લંછન (લાખુ), તિલક (લાલ કે કાળો મસ, ચાંદ, સ્પર્શન) (ગીલોડી, કાચંડા વગેરેનો સ્પર્શ) સ્ફુરણ વગેરે પુરુષોને જમણા અંગમાં હોય તો શુભફળ આપે છે ૭

वामभ्रुवां पुनर्वामे स्त्र्यशक्तस्य नरस्य च ।
घातो दक्षिणके केश्चिन्नरस्याङ्गे शुभोमत ॥ ८ ॥

સ્ત્રીઓ તથા ક્લિબઓને ડાબા અંગમા હોય તો શુભફળ આપે છે

કેટલાક આચાર્યોએ પુરુષના જમણા અંગમા જખમ હોય તો તેને પણ શુભ માન્યો છે ૮

स्त्र्यंशत्वाद्बालकस्यापि सुभगस्य विलोक्यते ।
नामहस्तात्फलं पंचदश वर्षाणि किंचन ॥ ९ ॥

બાળકોની ગણત્રી નપુંસક જેવી કોઈ તેમને જ્યાં સુધી ૧૫ વર્ષ પુરાં ન થાય ત્યાં સુધી તેમનો ડાબો હાથ જોવો. ૯

श्लाघ्यउष्णारुणोऽच्छिद्रोऽस्वेदः स्निग्धश्चमांसल ।
श्लक्ष्णस्ताम्रनखोदीर्घाङ्गुलिकोविपुलः करः ॥ १० ॥

શુભફળ આપનાર હાથનું લક્ષણ—ગરમ, લાલાશ પર, (આંગળીઓમાં) છિદ્રરહિત, પરસેવા રહિત, ચિકણો માંસલ, અછાયેલો, લાલ નખવાળો, લાંબી આંગળીઓવાળો અને મોટા પંજાવાળો હાથ વખાણવા યોગ્ય છે ૧૦

पाणिमूलं दृढं गूढं श्लाघ्यं सुश्लिष्ट सन्धिकम् ।
श्लथं सशब्दं हीनं च निर्धनत्वादि दुःखदम् ॥ ११ ॥

મણિબંધ લક્ષણ—જે મણિબંધ (કાંડું) દૃઢ હશે, અને બરાબર બંધબેસતા સાંધાવાળું હોય તે શ્રેષ્ઠ છે અને ઢીલું, અવાજ કરતું (ટચાક બોલે તેવું હલાવવાથી અવાજ કરતું), સંકુચિત કાંડું દરિદ્રતા વગેરે દુઃખ આપે છે. ૧૧

धनी पाणितले रक्ते नीले मद्यं पिबेन्नरः ।
अगम्यागमनः पीते रूक्षले धनवर्जितः ॥ १२ ॥

હથેળીનું લક્ષણ—જે હથેળીનો રંગ લાલ હોય તો ધનવાન થાય, શ્યામ હોય તો દારૂ પીનાર થાય પીળો હોય તો અગમ્યાગમન કરનાર દુરાચારી અને લુખો હોય તો ધનહીન પુરુષ થાય છે ૧૨

दातोन्नते करतले निम्ने न स्यात्पितुर्धनम् ।
धनी निम्ने च संवृत्ते निर्धनो विषमे पुमान् ॥ १३ ॥

હથેળી ઊંચી હોય તો દાતા થાય, અને નીચી ઊંડેલી હોય તો બાપનું ધન ન મળે, જો ચારે બાજુ ઉંચાણથી વચ્ચે ખાડાવાળી હથેળી હોય તો ધનવાન થાય. અને અસ્તવ્યસ્ત હથેળીવાળો પુરુષ નિર્ધન થાય છે ૧૩

यदाह्यकरलेहाकारः—फुडिआ अगरुपुण्णा विरलंगुलि विसमपव्व संयुता ।
निम्मंसा कढिण तेला परकम्म परानयहुति ॥ १४ ॥

કરલેહા' પ્રકરણના મતે—ફૂટેલી આમળીવાળી, હાથમાં તરી આવતી માંસ વગરની અને મોટી નસો (બાજુના હાડકાંનો છેડો) તરી આવે તેવી, આંગળીઓમાં છેટી સાંધાના વેઢાવાળી, અને કઠોર આમળીવાળી હથેળી હોય તો તોકસ્તુતિ (બીજાનો ઉપકાર, આદર)થી જીવનાર મનુષ્ય બને છે ૧૪

करपृष्ठं सुवीस्तीर्णं पीनं स्निग्धं समुन्नतम् ।
श्लाघ्यं गूढशिरं नृणां फलमत्तल्पसन्निभम् ॥ १५ ॥

હથેલીની પીઠ—જે કરપૃષ્ઠ પહોળું માંસલ, સરસ તેજસ્વી ચામડીવાળું ઉન્નત, અને જેની નસો બહારની બાજુ દેખાઈ આવેલી હોય તેવું હોય, તેમજ સાપની ફેણ જેવું દેખાવમાં સુંદર હોય તો તે શ્રેષ્ઠ છે ૧૫

विवर्णं परुषं रूक्षं रोमशं मांस वर्जितम् ।
मणिबंधसम निम्नं न श्रेष्ठ करपृष्ठकम् ॥ १६ ॥

રંગહીન, મેલુંભર્યું, કઠોર, વાળવાળું, માંસહીન અને મણિબંધની માફક નીચું વળી ગયેલું હોય તો તે અશુભફળ આપનાર છે ૧૬

हस्तपृष्ठं सर्पफणाकारं रोमविवर्जितम् ।
श्रेष्ठं मांसलमुत्तुङ्गं मणिबंधाकृतिं शुभम् ॥ १७ ॥

સમતિલકસૂરિકૃત 'હસ્તબિંબ' નામના ગ્રંથના કેટલાક શ્લોક છે—હસ્તપૃષ્ઠ જો સાપની ફેણ જેવું, રૂંવાટા રહિત, માંસલ, ઉન્નત, અને મણિબંધવાળું હોય તો શ્રેષ્ઠ છે ૧૭

अकर्मकठिनं पाणितलं मध्ये तदुन्नतम् ।
दानिनां कृपणानां तु भवेदत्यन्तनिम्नगम् ॥ १८ ॥

કામ ન કરવા છતાં કઠિન, અને વચ્ચેથી ઉન્નત હથેલી દાની પુરુષોને હોય છે અને કૃપણોને વચ્ચેથી વળી જ ગયેલી અને ચપટી હોય છે ૧૮

तलं वक्रं तथा ह्रस्वमतिदीर्घं च नो शुभम् ।
रेखाभ्रमरचक्राङ्का सूक्ष्माअस्फुटिताः शुभा ॥ १९ ॥

હથેલી જો ટૂંકી, વાંકીચૂકી તેમજ વળી પહોળી હોય તો તે શુભ નથી. પરંતુ જો રેખાઓ, ભમરીઓ અને ચક્રાદિ ચિન્હોવાળી બારીક અને ફાટ્યા વગરની હથેલી હોય તો તે શુભ છે ૧૯

दीर्घनिर्मांसपर्वाणः सूक्ष्मादीर्घाः सुकोमलाः ।
सुघनाः सरलावृत्ताः स्त्रीणामंगुलयः श्रिये ॥ २० ॥

આંગળીઓનું લક્ષણ—માંસ રહિત લાંબા વેઢાઓવાળી, પાતળી, લાંબી, કોમળ, પાસે પાસે આવી ગયેલી, સીધી ગોળ આંગળી સ્ત્રી તથા પુરુષને લક્ષ્મી આપનારી હોય છે વધુ જાડાવાળી ટૂંકી, જાડી, વાંકી આંગળીઓ દરિદ્રતા આપે છે ૨૦

पच्छन्ति विरला शुष्काः स्थूलावक्रादरिद्रताम् ।
शस्त्रघातो वहिर्निम्ना भेष्टत्वं चिपिटाङ्गता ॥ २१ ॥

અંદર નમી જતી આંગળીઓ શસ્ત્રઘાત આપે છે અને જે ચપટી આંગળીઓ હોય તો મનુષ્ય ચાકર બને છે ૨૧

विरलंगुलि धन रहिओ धण संचइ ठोपणंगुलि होइ ।
निमंसगुलि पवो सघनो विसमंगुली अघणो ॥ २२ ॥

કરરેખા પ્રકરણમાંની સંમતિ—ઘણુંખરી (વચ્ચે જગ્યાવાળી) આંગળીઓ હોય તો ધનહીન થાય પાસે પાસે આવેલી આંગળીઓ હોય તો ધનવાન થાય. માંસ સહિત પર્વવાળી આંગળીઓવાળા ધનવાન થાય છે અને વિષમ આંગુલીઓવાળા ધનહીન થાય છે ૨૨

स्निग्धान्यङ्गुलिमध्यानि द्रव्यसंचयहेतवे ।
तानि चेच्छिद्रयुक्तानि त्यागशीलस्तुतोनरः ॥ २३ ॥

'વિવેકવિલાસ'માં પણ કહ્યું છે કે—જો આંગળીઓની વચ્ચે જગ્યા ન હોય તો ધન સંચય થાય અને જો વચ્ચે છિદ્ર હોય તો સમજવું કે તે પુરુષ ધનત્યાગ કરવાની વૃત્તિવાળો હોય છે ૨૩

तर्जनीमध्यमारंध्रे मध्यमानामिकान्तरे ।
अनामिकाकनिष्ठान्तः छिद्रे सति यथाक्रमम् ॥ २४ ॥
जन्मतः प्रथमेंशे वा द्वितीये च तृतीयके ।
भोजनावसरे दुःखं केप्याहुः श्रीमतामपि ॥ २५ ॥

જો તર્જની અને મધ્યમાના વચ્ચે અંતર હોય તો તેમજ મધ્યમા તથા અનામિકા અને અનામિકા તથા કનિષ્ઠિકા વચ્ચે અંતર હોય તો અનુક્રમે પહેલી બીજી અને છેલ્લી અવસ્થામાં ધન સંબંધી દુઃખ પડે છે

અહીં એક વાત વિશેષ સમજવાની છે કે જે પ્રથમ ઓજનના (માતા પિતા કે ભાઈ બહેન મરે તેના) આગમના અહીં કરી ધનસંપત્તિ હોય છતાં ઉપર કહેલા યોગ-વાળાની તે અવસ્થા દુઃખવાળી જાય છે અને તે દુઃખ ખાવાપીવા સંબંધી બાબતોમાં કલહ, પ્રતિકૂળતા વગેરે કારણો રૂપ માલુમ પડે છે એટલા માટે પાઠ મૂક્યો છે કે મોજનાવસરે દુઃખં કેપ્યાહુઃ શ્રીમતામપિ ॥ ૨૪ ૨૫

बालत्तणंमि जाणसुसज्जाणि आमज्झिम्मंत्तर घणंम्मि ।
अछिद्दे सुपमेसुपवेसु सया सुही ॥ २६ ॥

पावइपच्छसुहं कणिट्ठियाणामियंतर घणम्मि ।
अच्छिद्देसु घणेसुय पव्वेसु सयासुही होई ॥ २७ ॥

'કરરેહા મકરાણુસારની સમ્મતિ—જો તર્જની અને મધ્યમા વચ્ચે અંતર ન હોય તો બાલ્યાવસ્થામાં ધનનું સુખ હોય છે મધ્યમા અને અનામિકા વચ્ચે અંતર ન હોય તો તરુણાવસ્થામાં ધનનું સુખ હોય અને અનામિકા તથા કનિષ્ઠિકા વચ્ચે અંતર ન હોય તો વૃદ્ધાવસ્થામાં ધનનું સુખ મળે. ૨૧–૨૭

अनामिकान्त्यरेखाया: कनिष्ठा स्याद्यदाधिका ।
धनवृद्धिस्तदा पुंसां मातृपक्षोबहुस्तथा ॥ २८ ॥

આંગળીઓની લંબાઈ વિષે—જો અનામિકાના ત્રીજા (ઉપરના) પર્વ કરતાં કનિષ્ઠિકા લાંબી હોય તો ધનની વૃદ્ધિ થાય છે તેમજ મોસાળ પક્ષમાં સારી મનુષ્યવૃદ્ધિ હોય છે ૨૮

मध्यमान्तरेखाया अधिका यदि तर्जनी ।
प्रचुरस्तु पितुःपक्ष: श्रियश्च विपदोऽन्यथा ॥ २९ ॥

જો મધ્યમાના ત્રીજા વેઢા કરતાં તર્જની લાંબી હોય તો ધનનું સુખ મળે છે અને પિતાનું કુટુંબ મોટું હોય છે જો આમ ન હોય તો દુઃખ પડે છે ૨૯

अङ्गुष्ठस्याङ्गुलीनां च यधूनाधिकता भवेत् ।
धनैर्धान्यैस्तदा हीनोनर:स्यादायुषापि च ॥ ३० ॥

જો અંગુઠો કે આંગળીઓ વધારે કે ઓછી ( પાંચથી વધારે કે ઓછી ) હોય તો મનુષ્ય ધનધાન્ય હીન થાય, અને તેનું આયુષ્ય પણ ટુંકું હોય છે ૩૦

मध्यमायां तु दीर्घायां भार्याहानिर्विनिर्दिशेत् ।
अनामिकायां दीर्घायां विद्याभोगी भवेन्नर ॥ ३१ ॥

જો મધ્યમા લાંબી હોય તો સ્ત્રીની હાની થાય છે બે ત્રણ લગ્ન કરવા છતાં સ્ત્રી ટકતી નથી જો અનામિકા લાંબી હોય તો મનુષ્ય વિદ્યાભોગી બને છે ૩૧

अपर्वे यस्य पर्वाणि दृश्यंतेऽङ्गुलिपर्वसु ।
सरक्तांगुल्यो ये च ते सर्वे चिरजीविन: ॥ ३२ ॥

જો આંગળીઓનાં પર્વ જ્યાં ન હોવા જોઈએ ત્યાં પણ ( વેઢાઓની વચ્ચે ) હોય, તેમજ આંગળીઓ લાલ દેખાતી હોય તો મનુષ્ય દીર્ઘજીવી બને છે. ૩૨

यस्य हस्तपदे दीर्घाङ्गुल्योमिलितायथा ।
सपुमान् विरही नित्य हस्वाङ्गुल्योदरिद्रता ॥ ३३ ॥

જેમના હાથ કે પગમાં વાસ્તવિક કરતાં વસ્તી આંગળીઓ હોય છે તેઓ સ્ત્રીનો વિયોગ પામે છે તેમજ જેમની આંગળીઓ એક બીજા સાથે મળેલી ( મોટી અંગેલી ) હોય તેઓ પણ સ્ત્રીનો વિયોગ ભોગવે છે અને જે ઓછી આંગળીઓ હોય તો દરિદ્રતા થાય છે ૩૩

अनामिकापर्व यदा विलङ्घते कनीनिका वर्षशतं मजीवति ।
नवत्यशीतिर्विगमे च सप्ततिः समानभावे खलुषष्टिजीवितम् ॥३४॥

આંગળીઓ ઉપરથી આયુષ્યમાન—જે ટચલી આંગળી અનામિકાના ત્રીજા પર્વ કરતાં વધારે હોય તો ૭૦ ૮ ૯ અને ૧ વર્ષ જીવે છે અને જે સમાન હોય તો ૬૦ વર્ષ મનુષ્ય જીવે છે ૩૪

तारा स्यान्नगवत्याश्चेदधिका पंचभिर्यवै ।
तृतीयपर्वणस्तर्हि शतं वर्षाणि जीवितम् ॥ ३५ ॥
चतुर्भिर्नवतीरामैरशीतिः सप्ततिर्द्वये ।
समत्वे षष्टिवर्षाणि हीने हीनत्वमाप्नुयात् ॥ ३६ ॥

જે ટચલી આંગળી અનામિકાના ત્રીજા પર્વથી જે પાંચ જવ ( એક બીજાનો પેટ અડે તેવી રીતે ગોઠવેલા ) વધારે હોય તો ૭ વર્ષ ૪ વધારે હોય તો ૮ વર્ષ ચાર વધારે હોય તો ૭૦ વર્ષ અને ૫ જવ વધારે હોય તો ૧૦ વર્ષ જીવે છે ૩૫-૩૬

पंचाशदेक यवतश्चत्वारिंशद्यवद्वये ।
त्रिभिस्त्रिभिर्न्यूनतायां त्रिंशद्वेदैश्च विंशतिः ॥ ३७ ॥

જે ટચલી આંગળી અનામિકાના ત્રીજા પર્વથી એક જવ ઓછી હોય ૫ વર્ષ [illegible]

मणिबन्धे यवश्रेण्यास्तिस्रश्चेन्नृपतिर्भवेत् ।
यदिता पाणिपृष्ठेऽपि ततोऽधिकतर फलम् ॥ ३९ ॥

મણિબંધનું ફળ—જો મણિબંધમાં ત્રણ યવશ્રેણી હોય. અર્થાત્ ત્રણ મણિબંધ હોય તો રાજા થાય. જો આ મણિબંધ પોંચીના પાછળા ભાગને વલયની માફક વિંટાઈ વળતા હોય તો વધારે શુભ ફળ આપે છે ૩૯

द्वाभ्यां च यवमालाभ्यां राजमंत्री धनी बुध ।
एकया यवपंक्त्या तु श्रेष्ठी बहुधनार्जित ॥ ४० ॥

જો બે મણિબંધ હોય તો રાજમંત્રી, ધનવાન અને પંડિત થાય છે
એક મણિબંધ હોય તો ધનવાન શેઠ થાય છે ૪૦

धन कनककण पररत्नणपज्जुतो मणिबंधे जस्सातिनरेहाऊ ।
आमरण विहमोगो पच्छामरं च सोलहइ ॥ ४१ ॥

'કરરેખા' પ્રકરણ નામના ગ્રંથની ગ મતિ—જેના મણિબંધમાં ત્રણ રેખાઓ હોય છે તેઓ ધન, કનક અને રત્નથી યુક્ત હોય છે વિવિધ પ્રકારનાં આભરણોના ભોક્તા થઈ પાછળ પણ કલ્યાણ જોતા જાય છે ૪૧

रत्नाकरादुगोत्ररेखा करमाद्धनतेजसो ।
एता रेखा यान्ति तिस्रस्तर्जन्यङ्गुष्ठकान्तरे ॥ ४२ ॥
रेखास्तिस्रोऽप्यमी येषां सम्पूर्णादोषवर्जिता ।
गोत्रे धने जीविते च तेषां वृद्धिर्न संशय ॥ ४३ ॥
हस्तरेखात्रयं चैतत्त्रिस्त्रयमुदाहृतम् ।
पितृरेखोर्ध्वलोक स्यान्मातृरेखा च मानवी ॥ ४४ ॥
पातालमायूरेखा स्यादेता दक्षिणहस्तगा ।
धातुर्मूलं तथा जीवं वामे चैना विपर्ययात् ॥ ४५ ॥

હવે રેખાઓનું ફળ કહે છે—રત્નાકર એટલે મણિબંધમાંથી ગોત્રરેખા નીકળે છે અને કરભ (ટચલી આંગળીના મૂળથી આરંભી પોંચા સુધીનો હથેળીનો ભાગ) માંથી ધન અને તેજની રેખાઓ નીકળે છે આ ત્રણે રેખાઓ તર્જની (પહેલી આંગળી) તથા અંગુઠાની વચ્ચેના ભાગ આવી જાય છે ૪૨

જેઓને આ ત્રણે રેખાઓ સંપૂર્ણ દોષ વગરની હોય છે તેઓને ગોત્ર, ધન અને આયુષ્યની વૃદ્ધિ હોય છે એમાં સંશય છે જ નહિ ૪૩

यस्य हस्तपद दीर्घाङ्गुल्योर्मिलिताथवा ।
सपुमान् विरही नित्य हस्ताङ्गुल्योदरिद्रिता ॥ ३३ ॥

જેમના હાથ કે પગમાં વાસ્તવિક રીતે પત્તી આંગળીઓ હોય છે તેઓ સ્ત્રીના વિયોગ પામે છે તેમજ જેમની આંગળીઓ એક બીજા સાથે મળેલી ( મોટી ગભેલી ) હોય તેઓ પણ સ્ત્રીના વિયોગ ભોગવે છે અને જે ઓછી આંગળીઓ હોય તો દરિદ્રતા થાય છે ૩૩

अनामिकापर्व यदा विलङ्घते कर्नीनिका वर्षशतं सजीवति ।
नवत्यशीतिर्विगमे च सप्तति समानमात्रे खलुषष्टिजीवितम् ॥३४॥

આંગળીઓ ઉપરથી આયુઃપ્રમાણ—જો ટચલી આંગળી અનામિકાના ત્રીજા પર્વ કરતાં વધારે હોય તો ૭૦ ૮ ૯ અને ૧ વર્ષ જીવે છે અને જો સમાન હોય તો ૬ વર્ષ મનુષ્ય જીવે છે ૩૪

तारा स्यात्सगवत्याश्चेदधिका पर्वभिर्यवैः ।
तृतीयपर्वणस्तर्हि शतं वर्षाणि जीवितम् ॥ ३५ ॥
चतुर्भिर्नवतीरामैरशीति सप्ततिर्द्वये ।
समत्वे षष्ठिवर्षाणि हीने हीनत्वमाप्नुयात् ॥ ३६ ॥

જો ટચલી આંગળી અનામિકાના ત્રીજા પર્વથી જે આઠ જવ ( એક બીજાની પેટ અડે તેવી રીતે ગોઠવેલા ) વધારે હોય તો ૭ વર્ષ ૩ વધારે હોય તો ૮ વર્ષ ચાર વધારે હોય તો ૯૦ વર્ષ અને ૫ જવ વધારે હોય તો ૧૦ વર્ષ જીવે છે ૩૫-૩૬

पंचाशदेक यवतश्चत्वारिंशद्यवद्वये ।
यवैस्त्रिभिर्न्यूनतायां त्रिंशद्वेदैश्च विंशति ॥ ३७ ॥

જો ટચલી આંગળી અનામિકાના ત્રીજા પર્વથી એક જવ ઓછી હોય ૫ વર્ષ
…જ જેટલી ઓછી હોય તો ૪ વર્ષ ત્રણ જવ જેટલી ટુંકી હોય તો ૩ વર્ષ
…જ જેટલી ઓછી હોય તો ૨ વર્ષ જીવે ૩૭

…यैवं निर्णयमायुषि ।
रेखापंचकतोवदेत् ॥ ३८ ॥

હોય તો ૧૦ વર્ષ આ પ્રમાણે આયુષ્યનો નિર્ણય છે
-જો લલાટની અંદર પાંચ રેખાઓ હોય તો સો વર્ષનું

मणिबन्धे यवश्रेण्यास्तिस्रश्चेन्नृपतिर्भवेत् ।
यदि सा पाणिपृष्ठेऽपि ततोऽधिकतरं फलम् ॥ ३९ ॥

મણિબંધનું ફળ—જો મણિબંધમાં ત્રણ યવશ્રેણી હોય અર્થાત્ ત્રણ મણિબંધ હોય તો રાજા થાય. જો આ મણિબંધ પોંચીના પાછલા ભાગને વલયની માફક વિંટાઈ વળતા હોય તો વધારે શુભ ફળ આપે છે ૩૯

द्वाभ्यां च यवमालाभ्यां राजमन्त्री धनी बुधः ।
एकया यवपंक्त्या तु श्रेष्ठी बहुधनान्वितः ॥ ४० ॥

જો બે મણિબંધ હોય તો રાજમંત્રી, ધનવાન અને પંડિત થાય છે
એક મણિબંધ હોય તો ધનવાન શેઠ થાય છે ૪૦

धन कनककण पररत्नणपब्भुतो मणिबंधे जस्सतिनरेहाऊ ।
आभरण विहमोगो पच्छामरं च सोलहइ ॥ ४१ ॥

'કરરેખા' પ્રકરણ નામના ગ્રંથની સંમતિ—જેના મણિબંધમાં ત્રણ રેખાઓ હોય છે તેઓ ધન, કનક અને રત્નથી યુક્ત હોય છે. વિવિધ પ્રકારનાં આભરણોના ભોગવટા થઈ પાછળ પણ કલ્યાણ લેવા જાય છે ૪૧

रत्नाकरादुगोत्ररेखा करभाद्धनतेजसो ।
एता रेखा यान्ति तिस्रस्तर्जन्यङ्गुष्ठकान्तरे ॥ ४२ ॥
रेखास्तिस्रस्त्वमी येषां सम्पूर्णा दोषवर्जिता ।
गोत्रे धने जीविते च तेषां वृद्धिर्न संशयः ॥ ४३ ॥
हस्तरेखात्रयं चेतस्त्रिलोकत्रयमुदाहृतम् ।
पितृरेखोर्ध्वलोकः स्यान्मातृरेखा च मानवी ॥ ४४ ॥
पातालमायूरेखा स्यादेता दक्षिणहस्तगाः ।
धातुर्मूलं तया जीवं वामे चैना विपर्ययात् ॥ ४५ ॥

હવે રેખાઓનું ફળ કહે છે—રત્નાકર એટલે મણિબંધમાંથી ગોત્રરેખા નીકળે છે અને કરભ (ટચલી આંગળીના મૂળથી માંડી પોંચા સુધીનો હથેળીનો ભાગ)માંથી ધન અને તેજની રેખાઓ નીકળે છે આ ત્રણે રેખાઓ તર્જની (પહેલી આંગળી) તથા અંગુઠાની વચ્ચેના ભાગ તરફ જાય છે. ૪૨

જેઓને આ ત્રણે રેખાઓ સંપૂર્ણ દોષ વગરની હોય છે તેઓને ગોત્ર, ધન અને આયુષ્યની વૃદ્ધિ હોય છે એમાં સંશય છે જ નહિ ૪૩

आउ पुत्तं च धणं कुलवसं देह धम्म सम्पत्ती ।
पुव्व भव सचिआणं पुन्नाणकं हंति रेहाओ ॥ ५२ ॥
सूक्ष्मा स्निग्धास्च गंभीराः मलंनामधुपिङ्गला ।
अव्यावृत्तागतच्छेदा करेखाःशुमानृणाम् ॥ ५३ ॥
त्यागाय रक्तगंभीराःसुखाय मधुपिङ्गला ।
सूक्ष्मा श्रिये भवेयुस्ता सौभाग्याय समूलकाः ॥ ५४ ॥
छिन्ना सपल्लवास्क्षाविषमस्थानकच्युता ।
विवर्णा स्फुटितास्क्षानीलास्तन्व्यस्च नोत्तमा ॥ ५५ ॥

'કરરેહા પકરણનુ સમતિ વાક્ય—આ રેખાઓ વડે પુરુષ અને સ્ત્રી લાભાલાભ, સુખદુઃખ, જીવન મરણ અને જયવિજય પ્રાપ્ત કરે છે ૫૧

આયુષ, પુત્ર, ધન, કુલ, વંશ, દેહ, ધાન્ય, સંપત્તિ, પૂર્વભવનુ સંચિત પુણ્ય વગેરે રેખા કહે છે ૫૨

રેખાના સામાન્ય રીતે ગુણદોષ—જે રેખાઓ સૂક્ષ્મ (પાતળી) સ્નિગ્ધ (સોહામણી પાણીદાર), ગંભીર, લાંબી અને મધ જેવા પીળાશ પડતા રંગની હોય છે તેમજ વગર તુટવાએલી, વગર છેદાએલી હોય છે તે શુભ ફળ આપે છે. ૫૩

રંગ પરત્વે ફળ—લાલ રંગની અને ગંભીર રેખાઓ ત્યાગ માટે, મધ જેવી પીળાશથી સુખ માટે, સૂક્ષ્મ લક્ષ્મી માટે અને પાંખીઆવાળી સૌભાગ્ય માટે હોય છે ૫૪

છિન્નભિન્ન, પલ્લવોવાળી, બેડોળ, અસ્તવ્યસ્ત પોતાના સ્થાનથી ભ્રષ્ટ થએલી, રંગરહિત, ફાટેલી, બહુ જ લીલી અને શ્યામરંગની રેખાઓ ઉત્તમ ગણાતી નથી. ૫૫

क्लेशं सपल्लवा रेखा छिन्ना जीवितसंशयम् ।
कदन्न परुषा द्रव्यविनाशं विषमार्पयेत् ॥ ५६ ॥
रेखाभिर्बहुभि क्लेश स्वल्पाभिर्धनहीनता ।
रेखाचतुष्टयाद्यस्य वक्ररेखा दरिद्रिता ॥ ५७ ॥

પાખડીઆવાળી રેખાઓ ક્લેશ આપે છે તૂટેલી રેખાઓ આયુષ્ય માટે સંશય ઉભો કરે છે વિષમ (સ્થાન ભ્રષ્ટ) રેખાઓ ખરાબ અન્ન, ધન નાશ તથા ઝેર આપે છે. ૫૬

રેખાઓની મર્યાદા કહે છે—ચાર કે પાંચથી બહુ રેખાઓ હોય તો ક્લેશ થાય, અને થોડી હોય તો ધનહીન થાય. અતિશય રેખાઓ હોય તો દારિદ્ર્ય આપે છે ૫૭

वरपउमयत्त सरिआ अछिन्ना मसलाय संपुन्ना ।
ससणिद्धरत्तरेहा धणकणयपणिछया इत्थे ॥ ५८ ॥
पल्लवियाय छिन्ना विसम विवन्नाय निंदिआरेहा ।
हालिद् स्फुटयि विवन्तनीला रुखाय अइतणुया ॥ ५९ ॥
पल्लविये सुकिलेशो छिन्नासु पाव महादु:ख ।
विरला विवघण धम्म नाछि विसमासु ॥ ६० ॥
हलिद्दा सुपचोरधणं फुदिअ विवन्ना सुवंधनं मुदय ।
नीलासु परुसासु ससोगोय समाहिं वहुभोगो ॥ ६१ ॥
मुख्यारेखाश्चमास्तिस्त्रः सहिताऊर्ध्वरेखया ।
रेखाचतुष्टयमिदं प्रकीर्णकमतः परम् ॥ ६२ ॥
विज्जकुल धण रुवरेहतियं आउहरेहा ।
पघवि रहाओ फरे जणस्स जयंति पुन्नकय ॥ ६३ ॥

'કરરેહા' પ્રકરણની સમ્મતિ—જે લોકો ધનધાન્યથી પૂર્ણ હોય છે તેમના હાથની હથેલી માંસલ હોય છે અને રેખાઓ પદ્મપત્રની શિરાઓની માફક શોભાયુક્ત અને પ્રભાવયુક્ત હોય છે ૫૮

છિન્નભિન્ન પાંખડાંવાળી, અસ્તવ્યસ્ત તથા રંગહીન રેખાઓ નિંદાપાત્ર છે ૫૯

છિન્નવાળી રેખાઓથી હાથમાં ધન રહેતું નથી, થોડી હોય તો પાપથી આવે અથવા અનિચ્છનીય રીતે ધનનો વ્યય થઈ જાય છે જો અસ્તવ્યસ્ત હોય તો અથવા વાંકી ચૂકી હોય તો ધન મળતું જ નથી. ૬૦

હળદર જેવી પીળી હોય તો ચોરીથી ધન મળે છે કાળી અને રંગહીન અથવા શ્યામ હોય તો મનુષ્ય કારાગારમાં પડે છે વળી શ્યામ, મોટી રેખાઓ હોય તો શોક આવે છે જો શ્યામ પરંતુ સીધી રેખાઓ હોય તો મનુષ્ય અતિશય ભોગી બની જાય છે. ૬૧

રેખાઓનો સામાન્ય નિયમ—ઊર્ધ્વ રેખાની સાથે આ ત્રણ રેખાઓ જ મુખ્ય રીતે છે અને આ ચાર રેખાઓમાં જ બધું વ્યાપ્ત (ફેલાયેલું) છે ૬૨

કરરેહા' પ્રકરણની સમ્મતિ—વિદ્યા, કુલ, ધન એ ત્રણ રેખાઓ તથા આયુરેખા અને ધનરેખા એમ પાંચ રેખાઓ, મનુષ્યનું પૂર્વજન્મનું શુભાશુભ કર્મ સૂચવે છે ૬૩

દક્ષિણ દક્ષિણ વધ હોય તો અગ્નિ અને સર્પના ભયથી (તે કાળ) મૃત્યુ થાય છે, જે વામ, દક્ષિણ અને પાર્શ્વ સર્વે પ્રકારનો વેધ હોય તો મોટી બીમારીથી મૃત્યુ થાય છે ૭૦

धनरेखा यस्य दीर्घा तस्य धनं महाद्भुतम् ।
भिन्ना रेखा भवेद्भिन्नं द्रव्यव्ययसमाकुलम् ॥ ७१ ॥
न तिष्ठति चिरं काले त्रिशूलस्थानरेखया ।
मध्ये त्रिशूलं दुर्द्रव्यं छलछद्मादिसमन्वम् ॥ ७२ ॥

ધનવિચાર—જેની ધનરેખા લાંબી હોય તેને મહા અદ્ભુત પ્રકારનું ધન હોય છે જો આ રેખા વેધાએલી હોય તો દ્રવ્યનો વ્યય ઘણો કરે છે ૭૧

જો ત્રિશૂલના સ્થાનવાળી રેખા હોય તો લાંબા વખત સુધી ધન રહેતું નથી અને જો રેખાના મધ્યમાં ત્રિશૂલ હોય તો તે ધન છેતરપીંડીથી નાશ પામે છે ૭૨

मध्याङ्गुलिमूलगता धर्मरेखा निवेदिता ।
वज्ररेखा भवेद्यस्य स श्रद्धा धार्मिकोहि स॰ ॥ ७३ ॥
वज्रं अनामिका मूले तत्प्रतिष्ठाविधायकम् ।
तस्मिन्भिन्ने भवेच्छेदो मध्यरेखात्र मध्यमा ॥ ७४ ॥

ધર્મરેખા—મધ્યમા આંગળીના મૂળમાંથી જે રેખા નીકળી હોય તેને ધર્મ રેખા કહે છે આને વ્રત રેખા પણ કહે છે જેના હાથમાં આ રેખા હોય તે શ્રદ્ધાળુ અને ધાર્મિક થાય છે ૭૩

જો આ વજ્રરેખા અનામિકાના મૂળમાં પડી હોય તો તે માનસન્માન પ્રતિષ્ઠાની પ્રાપ્તિ કરાવે છે જો આ રેખા છેદાએલી હોય તો તે માનતોમાં વિઘ્ન આવે છે જો મધ્યમ પ્રકારની વજ્રરેખા હોય તો મધ્યમ પ્રકારનું માનસ માન મળે છે ૭૪

अङ्गुष्ठादेः शत्रुहांते दैवतस्यालयं भवेत् ।
लक्षण तस्य वक्ष्यामि मृत्युर्येनेह बोध्यते
तस्य मध्योन्नता रेखा विदग्धैर्ज्ञायते सदा ।
हस्ताङ्गुल्को द्वाभ्यां च त्रिभि सह मृतिर्जने
रेखाभिस्तिसृभिर्नृणां जले मृत्युश्च नान्यथा ।
चतुष्या रेखया शत्रुरोगमध्ये मृतिर्भवेत्

મૃત્યુરેખા—અંગુઠાથી લઈ તર્જની સુધીમાં દેખાતું સ્થાન છે અર્થાત્ સ્વર્ગ છે તેનું લક્ષણ સ્ત્રીએ ડાબે જેથી મૃત્યુનો બોધ થાય ૭૫

આ રેખાલક્ષ્મા (ત્રિવેણી સંગમની) ઉપર અને તર્જનીના મૂળની નીચેના ભાગમાં જો એક ઉન્નત રેખા હોય તો મનુષ્યનું એકલાનું (એક સમયમાં એકી સાથે) મૃત્યુ થાય છે જો બે રેખાઓ હોય તો બે જણનું મૃત્યુ થાય છે અર્થાત્ બહુ રેખાઓ હોય તો બહુ જણનું સાથે મૃત્યુ થાય છે ૭૬

જો તે સ્થાને ત્રણ રેખાઓ હોય તો જલમાં મૃત્યુ થાય છે જો ચાર રેખાઓ હોય તો રણમેદાનમાં મૃત્યુ થાય છે ૭૭

अङ्गुष्ठोर्ध्वं यवः पूर्णः सदा पुंसां यशस्करः ।
मध्यवेधे भवेदय पञ्चाशद्वर्षतः परम् ॥ ७८ ॥
करादौ दृश्यते रेखा लक्ष्मीसौभाग्यदायिनी ।
तस्याग्रे शृङ्खला यस्य रूपवान् धनसंयुतः ॥ ७९ ॥
यवैरङ्गुष्ठमध्यस्थैर्विद्याख्यातिविभूतयः ।
शुक्लपक्षे तदाजन्म वामाङ्गुष्ठे तु रात्रिकम् ॥ ८० ॥

યશ અને ભાગ્યરેખા—જો અંગુઠાના ઊર્ધ્વભાગમાં પૂર્ણ યવ હોય તો મનુષ્યને સદાકાળ યશ આપે છે જો તે યવ મધ્યમાં વીંધાએલો હોય તો બહુ ફળ મળે છે અને તે ૫૦ વર્ષની ઉંમર પછી મળે છે ૭૮

હથેળીના મૂળમાં એટલે કે મણિબંધમાં જે રેખા દેખાય છે તે લક્ષ્મી અને સૌભાગ્યને આપનારી રેખા છે આ રેખાની આગળ અર્થાત્ મણિબંધની ઉપર સાંકળી જેવી રેખા હોય છે તો રૂપ અને ધનની પ્રાપ્તિ થાય છે ૭૯

અંગુઠાના મધ્યમાં યવ હોય તો વિદ્યાખ્યાતિ અને વિભૂતિની પ્રાપ્તિ થાય છે તેમજ શુક્લ પક્ષમાં જન્મ હોય છે જો ડાબા હાથના અંગુઠામાં યવ હોય તો રાત્રીનો જન્મ હોય છે ૮

यवेऽत्र दक्षिणाङ्गुष्ठे दिवाजातं विनिर्दिशेत् ।
उभयाङ्गुष्ठगे तस्मिन् कृष्णपक्षे दिवाभवम् ॥ ८१ ॥

ક્યારે જન્મ થયો છે તે જાણવાની રીત—જો જમણા અંગુઠામાં યવ હોય તો દિવસે જન્મ થયો છે એમ જાણવું અને જો બન્ને અંગુઠાઓમાં યવ હોય તો કૃષ્ણપક્ષમાં દિવસે જન્મ થયો છે એમ જાણવું ૮૧

प्रान्ते जीवितरेखायास्तिर्यग्रेखा यदा भवेत् ।
तदाश्वात्पतितो ज्ञेयः सा श्यामा चेत् स्वरात्मयम् ॥ ८२ ॥
आयूरेखामध्यभागे उभे रेखे व्यवस्थिते ।
एका दीर्घा लघुश्चैका तदोर्ध्वान्निपतेद्गृहात् ॥ ८३ ॥
आयूरेखातले वक्रा या रेखाऽङ्कुशवज्रवत् ।
तदा हस्तिभयं विद्याद्रेखाछिद्रे जलाद्भयम् ॥ ८४ ॥
आयूरेखातले रक्ता तदा रक्तविकारतः ।
गंडव्रणादिघातो वा तत्तद्रूपागतो भवेत् ॥ ८५ ॥

જો મૃત્યુરેખા (અંગુઠા અને તર્જનીની વચ્ચે) ના છેડા ઉપર આડી બીજી રેખા હોય તો ઊંચા ઉપરથી પડવાથી મૃત્યુ થાય એમ જાણવું અને જો મૃત્યુરેખાને કાપનારી તે રેખા શ્યામવર્ણની હોય તો ઝેરથી મૃત્યુ થાય. ૮૨

જો આયુરેખાની વચ્ચે એક નાની અને બીજી મોટી એમ બે ઊભી રેખાઓ હોય તો ઊંચેથી પડવાથી મૃત્યુ થાય એમ જાણવું. ૮૩

આયુરેખાની નીચે વાંકી રેખા હોય કે જે અંકુશ કે વજ્ર જેવી દેખાતી હોય તો હાથી દ્વારા મૃત્યુ થાય, અને જો આયુરેખા તૂટેલી હોય (અર્થાત વચ્ચે છિન્ન પણ હોય તો) જળથી મૃત્યુ થાય. ૮૪

આયુરેખાની નીચે જો લાલબિંદુઓ હોય તો રક્તવિકાર, ગડ, ઘા, ગડગુમડ, વાતવિકાર વગેરે થાય. ૮૫

आयूरेखान्तरे शुक्ला बिन्दवः सन्निपातदा ।
अग्निर्भीर्बिन्दुभीरक्तैः श्यामैर्विषभयं भवेत् ॥ ८६ ॥

આયુરેખાની નીચે ધોળાં બિંદુઓ હોય તો સન્નિપાત થાય, અને જો લાલ કે કાળાં બિંદુઓ હોય તો [illegible] ભય થાય. ૮૬

पितृरेखाङ्गुष्ठरेखान्तरे या ऊर्ध्वरेखिका ।
तत्संख्यादारभोगः स्याच्छेदे क्लेशश्चतद्भवः ॥ ८७ ॥

ભોગરેખા—પિતૃરેખા અને અંગુઠાના મધ્યમાં જે ઊભી રેખાઓ હોય તેટલી સ્ત્રીઓ ભોગવે છે આ રેખાઓ પૈકી જેટલી કપાયેલી હોય તેટલી સ્ત્રીઓ

अङ्गुष्ठमूलादारभ्य मणेरवधिक गता ।
यावत्यो रेखिकास्तावदपत्यानि विचारयेत् ॥ ८८ ॥
पुत्रास्तु दीर्घरेखाभिर्लघुभिर्दारिकामता ।
जीवन मरणं तेपाममेदादुमेदत स्मृतम् ॥ ८९ ॥
बधुसस्या वदन्त्येके निर्णय तद्गुरोर्गिरा ।
आयूरेखापल्लवा स्युर्हीनायाङ्गुलिसम्मुखा ॥ ९० ॥

સંતાનરેખા—અંગુઠાના મૂળથી આરંભ કરીને મણિબંધ પર્યંત કર (અંગુઠાનુ મૂળ) ઉપર જેટલી રેખાઓ હોય તેટલાં સંતાન સમજવાં. ૮૮

તે રેખાઓ પૈકી જેટલી લાંબી હોય તેટલા પુત્ર અને જેટલી ટુંકી હોય તેટલી પુત્રીઓ જાણવી. અને તે રેખાઓ પૈકી જેટલી કપાયા વગરની હોય તેટલાં જીવિત અને જેટલી તૂટેલી હોય તેટલાં મરણ પામનારાં સમજવા. ૮૯

મતભેદ—કેટલાક આ રેખાઓને જ બંધુરેખાઓ (ભાઈ ભાંડુની રેખાઓ) કહે છે. આ બાબતનો ગુરુની પાસે નિર્ણય કરી લેવો જોઈએ.

આયુરેખામાંથી જે આંગળીઓ તરફ પલ્લવ નીકળેલાં હોય તો તે તે પ્રસંગે હાની થાય તેમ જાણવું. ૯૦

अङ्गुष्ठसम्मुखा सर्वे द्रव्यसम्पत्तिकारिण ।
मातृरेखापल्लवैस्तैर्लभ्यं मातुलवर्गत ॥ ९१ ॥
आयूरेखासम्मुखैस्तैर्न लभ्य मातृपक्षत ।
कनिष्ठानामिकायोगे स्नेहः स्यात्स्वजनैर्दृढः ॥ ९२ ॥
सान्तरत्वेऽनयो प्रीतेश्छेद स्यादन्तरान्तरा ।
छिद्राङ्गुलिभिर्दारिद्र्यं सान्द्राभिर्धनवान्नर ॥ ९३ ॥

અને અંગુઠા તરફ જેટલા પર્વ નીકળેલાં હોય તે બધાં દરેક સંપત્તિનું સૂચન કરનારાં છે. જો માતૃરેખામાંથી આવી રીતે પલ્લવ નીકળતો હોય તો તે ક્રમે મામાઓ તરફથી સંપત્તિનો લાભ થાય છે. ૯૧

માતૃરેખામાંથી નીકળેલા તે પાંખાઓ જો આયુરેખા તરફ જતા હોય તો માતૃપક્ષથી લાભ ન થાય.

કનિષ્ઠિકા અને અનામિકાનો જો યોગ હોય તો પોતાનાં સ્વજનો સાથે દૃઢ સ્નેહ હોય છે. ૯૨

જો તે આંગળીઓ વચ્ચે અંતર હોય તો સ્નેહની પૂર્તિ ન થાય અને જો છિદ્ર (કાણાં) રહેતાં હોય તો દરિદ્ર થાય. જો આંગળીઓ એક બીજા સાથે ખુબ મળી જતી હોય તો મનુષ્ય ધનવાન થાય છે ૯૩

तर्जन्यधस्त्रिवेण्यन्तर्यदा रेखाद्वयं भवेत् ।
आद्यदैर्घ्ये पितुर्मृत्यु प्रथमं मातुरन्यथा ॥ ९४ ॥
पितृरेखामातृरेखामिलने गृहबन्धकः ।
कलत्रमित्रसम्बन्धो वामे तत्सङ्गमे करे ॥ ९५ ॥

તર્જનીની નીચે અને ત્રિવેણીની ઉપરના ભાગમાં બે રેખાઓ હોય અને તેમાંથી જો પહેલી (ત્રિવેણી બાજુની) લાંબી હોય તો પહેલા પિતાનું અને તર્જની બાજુની લાંબી હોય પહેલાં માતાનું મૃત્યુ થાય. ૯૪

જો પિતૃરેખા અને માતૃરેખાનો ત્રિવેણીમાં સંગમ થયો હોય તો મનુષ્યને ગૃહભાર ઉઠાવવો પડે છે અને જો ડાબા હાથમાં આ સંગમ સ્પષ્ટ હોય તો સાસરા પક્ષ તરફ અને મિત્રવર્ગ તરફ વધારે સ્નેહ હોય છે ૯૫

कनिष्ठा यदि दीर्घास्यादूर्ध्वरेखासमाश्रिता ।
व्यवसायस्ततो लाभो यशस्तस्य महोज्वलम् ॥ ९६ ॥

ઊર્ધ્વરેખાવાળી કનિષ્ઠિકા (ટચલી આંગળી) જો અનામિકા કરતાં લાંબી હોય તો વેપારની અંદર લાભ તેમજ સારો યશ મળે. ૯૬

आयूरेखान्तरे छेदे जलाग्नि ज्वलनाद्भयम् ।
स्त्रीप्रसङ्गादपयशस्तथाल्पमृतिसम्भवः ॥ ९७ ॥
अन्ते यदायूरेखाया रेखांगुष्ठघनोन्मुखी ।
तदा पूर्वं सुखी पश्चाद्दुःखी वा निर्धनः पुमान् ॥ ९८ ॥
चतुष्किका स्यादङ्गुष्ठपितृरेखान्तरे यदि ।
तदा वृश्चिकदंश स्याद्दंष्ट्रायां दंष्ट्रिणोभयम् ॥ ९९ ॥
मित्रपीडा मातृरेखायूरेखामूलसङ्गमे ।
यौवने सुखभोक्ता स्यादङ्गुष्ठावयवे यवे ॥ १०० ॥

આયુરેખામાં છેદ હોય તેમજ આગળ જતાં તે સર્પાકાર જતી હોય તો પાણીથી અથવા અગ્નિથી ભય થાય છે. ડાબા હાથમાં આયુરેખામાં છેદ હોય તો સ્ત્રી પ્રસંગથી અથવા સ્ત્રી પક્ષ તરફથી અપવાદ આવે છે અને અલ્પમૃત્યુ થાય છે ૯૭

આયુષ્યરેખાના અંતર્માંથી રેખા નીકળી હોય અને તે અંગુઠા તથા ધનરેખાની વચ્ચે ચાર્વંપણે ગઈ હોય તો મનુષ્ય પહેલાં સુખી થઈ પછીથી તે દુઃખ ભોગવે છે ૯૮

અંગુઠો અને પિતૃરેખા એ બેના વચ્ચેના ભાગમાં જો ચોકડી હોય તો વીંછી કરડવાનો ભય થાય છે અને જો ત્રિકોણ હોય તો દાઢવાળાં પ્રાણી (કુતરાં, શિયાળ, વાઘ ઇત્યાદી દાઢવાળાં ધણેલા હોય તેવા)નો ભય થાય છે ૯૯

માતૃરેખા અને આયુરેખા એ મૂળમાં મળેલી હોય તો મિત્રપીડા થાય અને અંગુઠાના પર્વમાં જો જવ હોય તો યૌવનાવસ્થામાં સુખ ભોગવે છે ૧૦૦

## હસ્તચિન્હ સૂત્ર સમાપ્ત

कनिष्ठाङ्गुलिदेशाच्च रेखा गच्छति तर्जनीम् ।
अविच्छिन्नानि वर्षाणि शतमायुर्विनिर्दिशेत् ॥ १०१ ॥
कनिष्ठाङ्गुलिदेशाच्च रेखा गच्छति मध्यमां ।
अविच्छिन्नानि वर्षाणि अशीत्यायुर्विनिर्दिशेत् ॥ १०२ ॥
कनिष्ठाङ्गुलिदेशाच्च रेखा गच्छत्यनामिकाम् ।
अविच्छिन्नानि वर्षाणि षष्टिरायुर्विनिर्दिशेत् ॥ १०३ ॥
कनिष्ठाङ्गुलि देशाच्च रेखा तत्रैव गच्छति ।
त्रिंशद्वा विंशवर्षाणि तस्यायु परिकीर्त्तितम् ॥ १०४ ॥

આયુષ્યરેખાનુ સ્વરૂપ – કનિષ્ઠિકાના મૂળમાંથી (મૂળ નીચેથી) રેખા નીકળી તર્જની સુધી અવિચ્છિન્નપણે રેખા જતી હોય તો સો વર્ષનું આયુષ્ય જાણવું ૧૦૧

કનિષ્ઠિકા નીચેની નીકળેલી તે રેખા જો મધ્યમા પર્યંત જતી હોય તો એંશી વર્ષનુ આયુષ્ય જાણવું ૧ ૨

કનિષ્ઠિકાના નીચેથી નીકળેલી તે રેખા જો અનામિકા સુધી ગયેલી હોય તો ૬૦ વર્ષનુ આયુષ્ય જાણવું ૧ ૩

અને જો તે રેખા કનિષ્ઠિકાના પ્રદેશ સુધી જ હોય તો વીશ અથવા ત્રીશ વર્ષનુ આયુષ્ય જાણવું ૧૦૪

कालंगुलिह रेहापयेमिणिल्घिउण जस्सगया ।
अक्खंडा अप्फुडिआ वरिमाण सपुसोजीवे ॥ १०५ ॥
वीस तिसं चाल पन्नास मंसडि सत्ति असीइ ।
नउ इक्कणिडिया पयेमिणि जावजाणिया ॥ १०६ ॥

करजाम्वा चतुष्कांशो भागानष्टौ प्रकल्पयेत् ।
यथार्स तर्जुरेखायामायोर्ङ्घनतः शतम् ॥ १०७ ॥

કરરેખા' પ્રકરણની સંમતિ—જે રેખા એટલે મણિબંધના મૂળમાંથી નીકળેલી રેખા પ્રદેશિનીના એટલે તર્જનીના મૂળ સુધી ગએલી હોય તો ૧૦ વર્ષનું આયુર્ય જાણવું ૧ ૫

મણિબંધથી આરંભીને તર્જનીના મૂળ સુધીની રેખાના ૮ ભાગ પાડવા, અને તેમાંથી પહેલાનાં વીસ તેમજ બાકીનાનાં દરેકનાં દશ દશ વર્ષ જાણવાં ૧ ૬

સંમતિ—શાસ્ત્રમાં કહ્યું છે કે જો આયુરેખા તર્જનીનું ઉલ્લંઘન કરી જાય તો ૧ વર્ષનું આયુર્ય જો નિશ્ચિત છે તેથી પ્રત્યેક આંગળીના મૂળ પ્રદેશના નિયમ કુલ ૮ ભાગ કરવા. ૧૦૭

अस्ताचलादुद्गम्यरेखा रक्तअखंडा धनप्रदा ।
तस्यां चेत्पल्लवा जीवरेखासुम्वा अपत्यदा ॥ १०८ ॥
अङ्गुष्ठसम्मुखा ये ते तावद्वारं धनार्जनम् ।
तस्या छेदे राजदंडस्चौराद्धानिस्तु वेधत ॥ १०९ ॥

ધનરેખા—અસ્તાચલમાંથી (કરભમાંથી) રેખા નીકળી હોય અને ધનરેખા કહે છે તે જો લાલ અને અખંડ હોય તો ધન આપનારી નીવડે છે અને તેમાંથી આયુરેખા તરફ જો શાખાઓ નીકળેલી હોય તો સંતાન લાભ થાય છે ૧ ૮

તે રેખામાંથી અંગુઠા તરફ જેટલી શાખાઓ નીકળી હોય તેટલી વખત વપાર (જુદા જુદા ધંધા) કરી ધન મેળવે છે જો આ રેખા છેદાએલી હોય તો રાજદંડ થાય છે અને બીજી રેખા દ્વારા વિંધાએલી હોય તો ચોરદ્વારા ધન હાની થાય છે ૧ ૯

मणिसंघाउ पयंदा सयचामाभिमंगुली इत्यारेहा ।
साकुणइ घणसमिद्धं ससायंव आपरिघम् ॥ ११० ॥

'કરરેખા' પ્રકરણની સંમતિ—બીજા ગ્રંથોમાં પણ કહ્યું છે કે મણિબંધમાંથી નીકળીને મધ્યમા આંગળી તરફ જો રેખા ગઈ હોય તો મનુષ્યને તે રેખા સાધનસંપન્ન દેશખ્યાત અથવા આચાર્ય બનાવે છે ૧૧

गोत्ररेखाय यस्य स्यादखंडा वेधवर्जिता ।
गोत्रे स मुख्यतां याति सर्वेषामाश्रय पुमान् ॥ १११ ॥
यावन्तः पल्लवाश्चामी मायासंमुखगामिनः ।
तावन्तः पितृद्रव्यस्य भवेयुर्भागदारिण ॥ ११२ ॥

यावन्त पल्लवा राज्ञोऽभिमुखास्ते प्रियवदा ।
भ्रातर स्वजना कार्ये पुंस साहाय्यकारिण ॥ ११२ ॥

ગોત્રરેખા વિચાર—જેની ગોત્રરેખા અખંડ અને અણુનીથી હોય તે ગોત્રની અંદર મુખ્ય પુરુષ બને છે અને બધાનો આશ્રયદાતા પણ બને છે ૧૧૧

ગોત્રરેખામાંથી જેટલી શાખાઓ આગળીઓ ભણી ગઈ હોય તેટલા બાપના ધનના ભાગીદારો હોય છે ૧૧૨

જેટલી શાખાઓ અંગુઠ ભણી ગઈ હોય તેટલા પોતાના કાર્યમાં સહાયકો મળે છે ૧૧૩

मणिवंधाउ पयदा पएसिणी जावइगयरेहा ।
बहुबंधु समाइन्न कुलवंसं निद्दिसे तस्स ॥ ११४ ॥
दिहाइ लाणदीहं कुलवसमिदहियं यदहिपाये ।
छिन्नाये जाण छिन्न जाणसुभिन्न च भिन्नाये ॥ ११५ ॥
मणिवंघादूर्ध्वरेखा यात्यङ्गुष्ठादि मम्मुखी ।
असौ पञ्चविधा राजाश्रयणी राज्यसौख्यदा ॥ ११६ ॥
नृपोनृपतिमन्त्री वा भासा चेत्तर्जनीममौ ।
ज्येष्ठ्र प्राप्तौ तथाचार्य स्यातिमान् सैन्यनायकः ॥ ११७ ॥
सार्थवाहो धनी नेतोर्ध्वरेखा चेच्छित्राश्रिता ।
कनिष्ठामूर्ध्वरेखात प्रतिष्ठावान् महायश ॥ ११८ ॥

કરરેહા પ્રકરણકારનો મત—જે મણિબંધમાંથી નીકળી પ્રદેશિની પર્યંત રેખા ગઈ હોય તો મનુષ્ય મોટા કુટુંબવાળો અને ખાનદાન કુટુંબનો હોય ૧૧૪

જો આ રેખા લાંબી હોય તો વંશવૃદ્ધિ લાંબી જાણવી જો છિન્નભિન્ન હોય તો કુળવંશ છિન્નભિન્ન જાણવો અને ટુંકી હોય તો કુળવંશ ટુંકો છે એમ જાણવું ૧૧૫

ગોત્રરેખા વિમર્શન સમાપ્ત

ઉર્ધ્વરેખા ભેદ મણિબંધમાંથી નીકળી ઉર્ધ્વ પ્રદેશમાં જનારી રેખા પાંચ પ્રકારે થાય છે જો તે રેખા અંગુઠા ભણી ગઈ હોય તો રાજ્યાશ્રય મળે છે ૧૧૬

જો તર્જની ભણી ગઈ હોય તો ખુદ રાજા થાય અથવા રાજ્યમંત્ર થાય.

જો મધ્યમા ભણી ગઈ હોય તો ખ્યાતિમાન્ સૈન્યનાયક અથવા આચાર્ય થાય છે ૧૧૭

જો તે ઊર્ધ્વરેખા અનામિકા સુધી ગઈ હોય તો સાર્થવાહ બને છે અથવા નેતા થાય છે

અને જો કનિષ્ઠિકા સુધી ગઈ હોય તો ખુબ યશસ્વી અને પ્રતિષ્ઠિત થાય છે ૧૧૮

अखंडा अस्फुडिया पल्लवरहियातहाअविच्छिन्ना ।
एगावि तुह रेहा सहस्सजण पोसणी भणिआ ॥ ११९ ॥
विप्पाणां वेभकरी रज्जकरी क्त्तिआण सा रेहा ।
वेसा अत्थकरी सुख्खकरी सुद्दवम्माणम् ॥ १२० ॥
जा मणिबंधय पयामंताणामि अंगुल्लिरेहा ।
सा कुणाइजस्स समिद्धं सिद्धिं बहुवित्त सयुतम् ॥ १२१ ॥
मणिबंधाउ पयट्ठा कणिठा जाव जागया रेहा ।
सा कुणइ जममसिद्धं सिठि बहुविध संयुतं ॥ १२२ ॥
मणिबंधाउ रेहा अगुट्ठ पएसिणीणमज्जगया ।
सा कुणइ सत्य जुत विन्नाण विचक्खणं पुरिसं ॥ १२३ ॥
त्यक्तेर्ध्वं मणिबंधं या रेखा चोत्तरगामिनी ।
यशोददाति सा पुंसा श्रीदायिका न संशय ॥ १२४ ॥
ऊर्ध्वरेखास्वतसृषु अंगुलिषु भवन्ति चेत् ।
नाना भोगसुखं तेना समुद्रवचन यथा ॥ १२५ ॥

ઊર્ધ્વરેખા પ્રકરણમાં કહ્યું છે કે—અખંડ, તુટ્યા ફુટ્યા વગરની પલ્લવ રહિત અવિચ્છિન્ન એક પણ ઊર્ધ્વરેખા હોય તો મનુષ્ય હજાર માણસનું ભરણ પોષણ કરનાર નીવડે છે ૧૧૯

જો આ ઊર્ધ્વરેખા અંગુઠાના મૂળમાં હોય તો તે ધન આપનાર બને છે ક્ષત્રિયોને રાજ્ય આપનારી, વૈશ્યોને ધન આપનારી અને શૂદ્રોને સુખ આપનારી બને છે ૧૨૦

જો મણિબંધમાંથી નીકળીને અનામિકા આંગળી સુધી ગએલી ઊર્ધ્વરેખા હોય તો મનુષ્ય સાર્થવાહ તથા નૃપમાન્ય બને છે ૧૨૧

મણિબંધમાંથી નીકળીને કનિષ્ઠિકા પર્યંત રેખા ગઈ હોય તો બહુ જ ધન સમૃદ્ધિ આપે છે ૧૨૨

મણિબંધમાંથી રેખા નીકળી અંગુષ્ઠ અને તર્જનીના મધ્યભાગમાં રેખા ગઈ હોય તો મનુષ્ય વિચારક અને શાસ્ત્રજ્ઞ થાય છે ૧૨૩

મણિબંધમાંથી નીકળીને ઉત્તર તરફ જનારી રેખા યશ આપે છે અને મનુષ્યોને ધન પણ અવશ્ય આપે છે ૧૨૪

જે ચારે ચાર આંગળીઓમાં ઉર્ધ્વરેખાઓ હોય તો અનેક પ્રકારનું સુખ મનુષ્યને પ્રાપ્ત થાય છે એમ સમુદ્રનું વચન છે ૧૨૫

स्त्रीरेखा वामहस्ते स्यादायूरेखा स्वभावत ।
दक्षिणे पल्लवैस्तस्या सौख्यं दुःखं तु वामगै ॥ १२६ ॥

સ્ત્રીરેખા—પુરુષોના ડાબા હાથની આયુરેખા તે સ્વભાવથી જ સ્ત્રીરેખા છે તેમાંથી જો (ડાબા હાથની આયુરેખામાંથી) જમણી બાજુના પાંખીયાં નીકળેલાં હોય તો સ્ત્રીનું સુખ મળે છે અને જો ડાબી બાજુના પાંખીયા નીકળેલા હોય તો સ્ત્રી તરફથી દુઃખ પ્રાપ્ત થાય છે ૧૨૬

आयुर्लेखाकनिष्ठान्तर्लेखा स्युर्गृहिणीप्रदाः ।
समाभि शुभशीला स्युर्विषमाभि कुशीलका ॥ १२७ ॥

આયુરેખા અને કનિષ્ઠિકાના મૂળની વચ્ચે જે રેખાઓ હોય તે સ્ત્રી રેખાઓ કહેવાય છે આ રેખાઓ જો સીધી અને સુંદર હોય તો ચારિત્ર્યસંપન્ન સ્ત્રીઓનું સુખ હોય છે અન્યથા ચારિત્ર્યભ્રષ્ટ હોવાથી દુઃખ થાય છે ૧૨૭

कनिष्ठ कालंगुलीइ छिारेहाउ जस्स जत्तियाहुंति ।
तत्तियमित्ता पुरिमा पुरिमस्सय तत्तिया महिला ॥ १२८ ॥
दिहाहिय कौमारी फुडियाहि मणन्मयं विपाणि ।
जासन्हाहिपो मोहगा फुडियाहिं निदृहय विपाणि ॥ १२९ ॥

કરરેખા મકરધ્વજનો મત—કનિષ્ઠિકામૂળ અને આયુરેખાની વચ્ચે જેટલી રેખાઓ હોય તેટલી સ્ત્રીઓ થાય છે સ્ત્રીને તેટલા પુરુષો થાય છે ૧૨૮

જો આ રેખાઓ લાંબી હોય તો કુમારી સ્ત્રી સાથે લગ્ન થાય છે તૂટેલી ફૂટેલી રેખાઓ હોય તો વિધવા સ્ત્રી સાથે લગ્ન થાય છે (નાતરૂં થાય છે) આ રેખાઓ પૈકી જેટલી જેટલી સારી હોય તેટલીનું સુખ અને જેટલી રેખાઓ તૂટેલી હોય તેટલીનું દુઃખ થાય છે ૧૨૯

दीक्षा रेखा बल्वती पुरस्या चेन्महत्तरा ।
बाधयेद्दारेखां तु तदा मित्रोदयं वदेत् ॥ १३० ॥

દીક્ષારેખા—જો દીક્ષારેખા બળવાન હોય તો સ્ત્રીરેખાનો બાધ થાય છે સ્ત્રી ગમતી નથી. પરંતુ તે રેખાના ક્રમથી મિત્રલાભ થાય છે ૧૩

तागमूलान्मर्णि यावत् रेखा यत्संख्यया स्फुट्र ।
तावती महिला तस्य राजयोगे विनिर्दिशेत् ॥ १२१ ॥
स्युर्पावस्योऽन्तरे रेखा मणिजीवितसेस्यया ।
तावत्योमहिलास्तस्य स्त्रियस्तावन्मन प्रियाः ॥ १२२ ॥
स्त्रियो दक्षिणपाणिस्था पतिरेखा प्रकीर्त्तिता ।
आयूरेखात्र तद्भेदे योग स्याद्विधवाकरः ॥ १२३ ॥
तदावामकरे तारामूलादामणिबंधनम् ।
रेखा यावन्त उद्भूतास्त्रियस्तावत्यईरिता ॥ १२४ ॥

કનિષ્ઠિકાના મૂળથી લઈ મણિબંધ સુધી જેટલી આડી રેખાઓ હોય તેટલી સ્ત્રીઓનું સુખ જો બીજા લક્ષણોથી રાજયોગ થતો હોય તો થાય છે ૧૨૧

મણિબંધ અને આયુરેખાના વચ્ચે, જેટલી રેખાઓ હોય તેટલી પુરુષને સ્ત્રીઓ થાય છે અને સ્ત્રીને તેટલા જાર થાય છે ૧૨૨

સ્ત્રીના જમણા હાથમાંની આયુરેખા તે પતિરેખા જાણવી. જો આ રેખા વીંધાએલી હોય તો સ્ત્રી વિધવા થાય છે ૧૨૩

સ્ત્રીના હાથમાં કનિષ્ઠિકાના મૂળથી મણિબંધ સુધી જેટલી આડી રેખાઓ હોય તેટલા બીજા સ્વામી થાય છે ૧૨૪

पुंसं यदेव देहेस्याल्लक्षणं वाप्यलक्षणम् ।
इतरत्तत्राप्यते तेन बलवत्फलदो भवेत् ॥ १२५ ॥

લક્ષણો એક બીજાનાં બાધક થાય છે—શરીરની અંદર એક ચિન્હ બળવાન હોય અથવા નિર્બળ હોય, પણ જો તેનાથી વિરૂદ્ધનું બીજું લક્ષણ બળવાન હોય તો પહેલા લક્ષણનો બાધ કરે છે અને તો બીજા લક્ષણનું ફળ મળે છે ૧૨૫

तया च यागिप्रमृतेर्यस्य स्त्री सगमोनहि ।
दाररेखा भक्तशिष्यं दत्ते त्वन्या प्रभुत्वकृत् ॥ १२६ ॥

ઉદાહરણો—જે યોગી વગેરેને સ્ત્રીસંગ હોતો નથી તેઓને સ્ત્રીરેખા ભક્તશિષ્ય અથવા સેવક આપે છે ૧૨૬

लक्ष्मीराज्यं वाहनादि नृणां वामकरान्द्दि ।
ज्ञानमैश्वर्यवशादि वीक्ष्या दक्षिणपाणितः ॥ १२७ ॥

योगिन्या न सुखं पत्युस्तस्या दक्षिणपाणित ।
ज्ञानं यात्रा तप शौचं गुरुसौख्यं निरीक्ष्यते ॥ १३८ ॥

યોગીને લક્ષ્મી, રાજ્ય, વાહન વગેરેનો વિચાર ડાબા હાથની રેખાઓથી કરવો અને જમણા હાથની રેખાઓથી જ્ઞાન, ઐશ્વર્ય તપ વગેરેનું જ્ઞાન કરવું ૧૩૭

યોગિનીને પતિનું સુખ કોઈ હોઈ શકે નહિ તેથી તેને પતિરેખા દ્વારા જ્ઞાન, યાત્રા, તપ શૌચ અને ગુરુ સુખનો વિચાર કરવો. ૧૩૮

मणे स्वभावरेखान्त रेखाभि करभे नृणाम् ।
अपत्यसस्या निर्देश्या सम्प्रदायमताश्रयात् ॥ १३९ ॥

સંતાન રેખા—મણિબંધથી લઈ આયુરેખા પર્યંતના કરભના ભાગમા જેટલી રેખાઓ હોય તેટલા સંતાન કહેવા ૧૩

यावन्त्य करभे रेखा ऊर्ध्वास्तावदपत्यदा ।
ता समाङ्के तदाद्या स्त्री विषमाङ्के नरं वदेत् ॥ १४० ॥

'હસ્તબિંબ કારની સંમતિ—જેટલી કરભમાં ઊર્ધ્વરેખાઓ હોય તેટલાં સંતાન થાય. જો આ રેખાઓ સમ હોય તો કન્યાઓ અને વિષમ હોય તો પુત્રો થાય છે ૧૪૦

योगिनां तनयस्थाने शिष्यप्राप्तिर्विचार्यते ।
पत्युस्थानेऽप्य योगिन्या धर्मयोगमथाश्रम ॥ १४१ ॥

યોગિઓને સંતાનની જગાએ શિષ્યપ્રાપ્તિનો વિચાર કરવો અને યોગિનીને પતિના સ્થાને ધર્મયોગ અને આશ્રમનો વિચાર કરવો. ૧૪૧

पुत्रदा करभे रेखा कनिष्ठाधः कलत्रकृत् ।
अङ्गुष्ठमूलरेखासु भातृर्भागिनि शंसति ॥ १४२ ॥

मणेरङ्गुष्ठमूलान्तं यारेखास्तलसम्मुखा ।
सूक्ष्मास्ताहि भगिन्य स्यु भ्रातर स्थूलरेखिका ॥ १४३ ॥

तासु या अस्फुट्यरेखास्तावन्तो निधनं गता ।
या स्फुट्यस्तेऽथ जीवन्ति इति सामुद्रिकं वच ॥ १४४ ॥

'ભોજ'ની સંમતિ—કનિષ્ઠાની નીચે કરભ ઉપર જે રેખાઓ છે તે પુત્ર આપનારી છે તેમજ સ્ત્રીઓ આપનારી છે અંગુષ્ઠના મૂળમાં જે રેખાઓ છે તે ભાઈબહેનની દ્યોતક છે ૧૪૨

ભાઈભાંડુની રેખા—મણિબંધથી અંગુઠા સુધી અંગુઠાના મૂળ ઉપર જે રેખાઓ છે તે ભાઈભાંડુની દ્યોતક છે તેઓ પૈકી જેટલી સૂક્ષ્મ છે તેટલી બહેનો અને જેટલી સ્થૂલ છે તેટલા ભાઈઓ સમજવા ૧૪૩

તેઓમાંથી જેટલી અસ્પષ્ટ રેખાઓ છે તેટલાનું મરણ થાય છે અને જેટલી સ્પષ્ટ રેખાઓ હોય છે તેટલા જીવે છે ૧૪૪

आयुर्लेखावसानाभिर्लेखाभिर्मणिबन्धत ।
स्पष्टाभिर्भ्रातरोऽस्पष्टरेखाभिर्जामयस्तथा ॥ १४५ ॥
ह्रस्वाभिस्त्रुटिता ज्ञेया दीर्घाभिर्दीर्घजीविन ।
यवैरङ्गुष्ठमूलोत्थैस्तत्संख्या सूनवो नृणाम् ॥ १४६ ॥
अपत्यरेखा सर्वा स्युर्मत्स्याङ्गुष्ठतलान्तरे ।
हस्तचिन्हेऽप्येतदेव सम्मतं विदुषां मतम् ॥ १४७ ॥

વિવેકવિલાસ'કારનો મત—મણિબંધથી લઈ આયુરેખાના પર્યંત જેટલી રેખાઓ હોય તેમાંથી જેટલી સ્પષ્ટ રેખાઓ હોય તેટલા ભાઈઓ અને સૂક્ષ્મ હોય તેટલી બહેનો હોય છે ૧૪૫

જે રેખાઓ અસ્પષ્ટ અને તૂટેલી હોય છે તેટલાં ભાઈ બહેનોના મરણ થાય છે

અંગુઠાના મૂળમાં જેટલા યવ હોય છે તેટલા પુત્રો હોય છે ૧૪૬

મણિબંધ અહિતા મત્સ્યથી આરંભી અંગુઠાના મૂળ પર્યંત જેટલી રેખાઓ હોય તેટલા સંતાન થાય છે આવો પણ કેટલા શાસ્ત્રકારોનો મત છે ૧૪૭

अंगुट्ठस्सयमूले जत्तियमित्ताऊ थूलरेहाऊ ।
तेहुंति माउआ खलु तणुयाहि हुंति भइणाऊ ॥ १४८ ॥
अगुठ्ठस्सय हिग रेहाउ जस्स जत्तियाहुंति ।
तत्तियमित्ता पुत्ता मिज्जाहिय दारिया हुंति ॥ १४९ ॥
जत्तियमित्ता छिन्ना मिमा ले दारिया मुणजाण ।
अक्खंडा अछिन्ना जीवंति यत्तत्तिया सुता ॥ १५० ॥
विद्या स्यातिर्विभूति स्यायवे ह्यङ्गुष्ठमध्यगे ।
शुक्लपक्षे जन्म रात्रौ वामाङ्गुष्ठगते पुनः ॥ १५१ ॥

कृष्णपक्षे दिवाजन्म दक्षिणाङ्गुष्ठगैर्यवै ।

विद्धाविद्धविवेकेन पक्षस्य व्यत्ययः क्वचित्      ॥ १५२ ॥

'કરરેહા' પ્રકરણકારનો મત—અંગુઠાના મૂળમાં જેટલી સ્થૂલ રેખાઓ હોય તેટલા ભાઈ થાય. અને જેટલી સૂક્ષ્મ રેખાઓ હોય તેટલી બ્હેનો થાય. ૧૪૮

અંગુઠાની નીચે જેટલી રેખાઓ હોય તેટલા સંતાન થાય. અને તેમાંથી જેટલી પાતળી અને સુંદર હોય તેટલી પુત્રીઓ થાય. ૧૪૯

જેટલી છિન્નભિન્ન હોય તેટલાં સંતાન મરી જાય. અને જેટલી અખંડ અને તૂટ્યા ફૂટ્યા વગરની હોય તેટલાં જીવે. ૧૫૦

અંગુઠાના મધ્યમાં યવ હોય તો વિદ્યા, ખ્યાતિ અને વિભૂતિ મળે છે. યવ ડાબા હાથના અંગુઠામાં હોય તો શુક્લપક્ષમાં રાત્રે જન્મ હોય છે. ૧૫૧

અને જો જમણા હાથના અંગુઠામાં યવ હોય તો કૃષ્ણપક્ષમાં દિવસે જન્મ હોય છે. આ યવની વિંધાએલી તેમજ અણુવિંધાએલી સ્થિતિ પ્રમાણે કેટલીક વખત પક્ષ નિર્ણયમાં ફેરફાર પણ પડે છે. ૧૫૨

शुक्लपक्षे दिवाजन्म दक्षिणाङ्गुष्ठगैर्यवै ।

कृष्णपक्षे नृणांजन्म वामाङ्गुष्ठगतैर्यवैः      ॥ १५३ ॥

મતભેદ—જો જમણા હાથના અંગુઠામાં યવ હોય તો શુક્લપક્ષમાં જન્મ હોય છે અને ડાબા હાથના અંગુઠામાં યવ હોય તો કૃષ્ણપક્ષમાં જન્મ હોય છે. ૧૫૩

दाहिण हत्थंगुट्ठ मज्झेय जवेण दिवसजम्म ।

वामंगुट्ठजवेण नूण जाणिज्ज निसिजम्मं      ॥ १५४ ॥

अङ्गुष्ठोदरमध्यस्थे यवे भोगी सदासुखी ।

बहूनामप्यैकस्य यवस्य फलतुल्यता      ॥ १५५ ॥

'કરરેહા' પ્રકરણકારનો મત—જમણા હાથના અંગુઠામાં યવ હોય તો દિવસનો જન્મ હોય છે. અને ડાબા હાથના અંગુઠામાં યવ હોય તો રાત્રિનો જન્મ હોય છે. ૧૫૪

અંગુઠાના મધ્યમાં યવ હોય તો ભોગી અને સદા સુખ ભોગવનાર હોય છે. યવ એક હોય અથવા વિશેષ હોય તોપણ ફલ સરખું જ છે. ૧૫૫

छत्र तामरसं धनूरथवरो दम्भोलिकूर्माङ्कुशाः

वापीस्वस्तिकतोरणानि च शरः पञ्चाननः पादपः ।

छत्रं शंखगजौ समुद्रकलशौ प्रासादमत्स्यौ यवाः
यूपस्तूपकमंडलून्यवनिभृत्सचामरो दर्पणः ॥ १५६ ॥
वृषभ पताका कमलाभिषेकः सुदामकेकी घनपुण्यभाजाम्

બત્રીસ લક્ષણ-વિચાર—છત્ર, કમળ ધનુષ્ય, રથ, વજ્ર કમળો, અંકુશ, વાવ, સાથીઓ, તોરણ, ચામર, સિંહ, વૃક્ષ, ચક્ર શંખ, હાથી, સમુદ્ર કળશ મહેલ, મત્સ્ય, યવ યૂપ (યજ્ઞસ્તંભ) સ્તૂપ (પ્રભુનાં પગલાં) કમંડલુ પર્વત, દેવાલય, દર્પણ, વૃષભ, ધજા, કમળ, અભિષેક કમળ, પુષ્પમાળા, અને મોર એમ બત્રીસ લક્ષણો ધનવાનોને હોય છે ૧૫૬

मणेस्तलोन्मुखे मत्स्ये सहस्रधनवान्नर
मकरे दशसाहस्री शंखे लक्षपतिर्भवेत् ॥ १५७ ॥
आतपत्रं करे यस्य दंडेन सहितं पुन ।
ध्वजो वा चामरयुतं चक्रवर्ती स जायते ॥ १५८ ॥
ध्वजो हस्ततले यस्य मवृद्धत्वे सुखी भवेत् ।
करभो मांसल श्रेष्ठोऽङ्गुल्यिपर्व न मांसलम् ॥ १५९ ॥
करभान्निर्गता रेखा धनरेखा यदागता ।
अङ्कुशाकारभृद्यस्य स पुमान् गजवान्नृपः ॥ १६० ॥
हस्ती रेखाधरो राजा शूरः सिंहाकृतौ करे ।
वृषभे गोकुलपति कर्पके वहुरूपवान् ॥ १६१ ॥

ચિહ્નોનું 'હસ્તબિંબ'માં કહેલું ફળ—મણિબંધમાં આંગળીઓ તરફ મોંવાળો મત્સ્ય હોય તો હજારની સંખ્યાના ધનનો માલિક થાય છે મકર (મગર)નું ચિહ્ન તેવી રીતનું હોય તો દશહજારનો અને શંખ હોય તો લક્ષાધિપતિ થાય છે ૧૫૭

જેના હાથમાં દંડી સહિત કમળનું ચિહ્ન હોય છે તે, તેમજ ધજા અને ચામરના ચિહ્નવાળો ચક્રવર્તી થાય છે ૧૫૮

જેના હાથમાં ધજા હોય છે તે વૃદ્ધાવસ્થામાં સુખી થાય છે

કરભ જો માંસલ હોય તો શ્રેષ્ઠ છે અને આંગળીઓનાં પર્વ શુષ્ક હોય તો શ્રેષ્ઠ છે ૧૫૯

અંકુશ રેખાનું લક્ષણ—કરભમાંથી નીકળીને ધનરેખાને મળનારી જે રેખા હોય છે તે અંકુશના આકારની હોઈ તેને અંકુશ રેખા કહે છે અને આવી રેખા હોય તે હાથીના વાહનનું સુખ ભોગવે છે ૧૬૦

स्थूला दीर्घा मार्गं वितरत्युद्बद्धपिंडिका जंघा।
श्वसृगालकरभरासभवायसजंघोपमा त्वशुभा ॥ ५२ ॥



ચિત્ર નં ૨૭



ચિત્ર નં. ૨૮

પગની નળી ને માંસની અંદર ફૂલેલી હોય અને મૃગની જાંઘ જેવી જાંઘ (પગની પીંડીને સંસ્કૃતમાં જાંઘ કહે છે ઘુંટીથી લઈ ઢીંચણ સુધીનો ભાગ તે જાંઘ) હોય તો પુરુષોને લક્ષ્મી મળે છે તેમજ આછા ઝીણા વાળવાળી તથા સપાટ ઉપર ઉતારી હોય તેવી અથવા ગોળાકારવાળી જાંઘ પણ લક્ષ્મી આપે છે (જુઓ ચિત્ર ૨૮) જે મનુષ્યને (મજબુત) સિંહની જાંઘ જેવી જાંઘ હોય, અથવા માછલાની જેવી જાંઘ (જુઓ ચિત્ર ૨૯) (દેખાવમાં માછલા જેવી) હોય કે પછી વાઘની જાંઘ જેવી જાંઘ હોય તો તેને લક્ષ્મી પ્રાપ્ત થાય છે (જુઓ ચિત્ર ૩૦) પરંતુ જો ચીતા જેવી જાંઘ હોય તો તે વધ અથવા કેદખાનુ પ્રાપ્ત કરાવે છે અને પ્રાયઃ દરિદ્ર રાખે છે (જુઓ ચિત્ર ૩૧) જાડી પરંતુ લાંબી જાંઘ હોય તો વારંવાર મુસાફરી કરાવે છે ગાઠવાળી, કુતરો, શિયાળ, ઊંટ, ગધેડાં કે કાગડા જેવી જાંઘ અશુભ છે (જુઓ ચિત્ર ૩૨) ૫૦ થી ૫૨



ચિત્ર નં. ૨૯



ચિત્ર નં ૩૦



चित्र नं ३१ चित्र नं ३२

ललितानि स्निग्धानि भ्रमरश्यामानि देहरोमाणि ।
जायन्ते भूमिभुजां मृदूनि विलसन्ति सूक्ष्माणि ॥ ५३ ॥
सुभगो रोमयुत स्याद्विद्वा घनरोमसंयुतो मनुज ।
उद्धृत्तरोमभि पुनरंगश्च बहुभिश्च वित्तसकलितः ॥ ५४ ॥
रोमैकैकं नृपतेर्द्वयं श्रोत्रियधनाढ्यबुद्धिमताम् ।
आदीन्येतानि पुनर्निस्वानां मूर्धजेष्वेवम् ॥ ५५ ॥
रोमरहित परिव्राट् स्यादधम स्थूलरूक्षखररोमा ।
पाप पिङ्गलरोमा नि स्व स्फुटिताग्ररोमापि ॥ ५६ ॥

સુંદર, ભ્રમર જેવાં સ્નિગ્ધ રૂંવાટાં કે જે દેખાવમાં મૃદુ અને સૂક્ષ્મ (નાજુક) લાગે છે તે સજ્જનોને હોય છે (અર્થાત્ આવાં રૂંવાટાંવાળા સજ્જન થાય છે) અંગ ઉપાંગ ઉપર વધારે પ્રમાણમાં વાળ હોય તો તે શુભ લક્ષણ છે વાળવાળો સુંદર (ભાગ્યશાળી) હોય છે ઘણા વાળવાળો વિદ્વાન્ હોય છે, અને વધારે પડતા વાળવાળો ધનવાન થાય છે એક છિદ્રમાં એક જ વાળ સજ્જનોને હોય છે બે છિદ્રમાં બે વાળ વિદ્વાન્ ધનવાન્ તથા બુદ્ધિમાન્ લોકોને હોય છે, પરંતુ તેનાથી વધારે એટલે કે એક જ છિદ્રમાં ત્રણ કે ચાર રોમ દરિદ્ર પુરુષોને હોય છે આ લક્ષણ માથાના વાળ માટે પણ લાગુ પડે છે રૂંવાટાં વગરનો મનુષ્ય પરિવ્રાજક (સન્યાસી) થાય છે અધમ અને જાડા, ખરબચડા જેવાં ભૂખરાં રૂંવાટાંવાળો પાપી અને અગ્ર ભાગમાં ફાટેલાં રૂંવાટાંવાળો દરિદ્ર થાય છે ૫૩ થી ૫૬

कुञ्जरजानुर्मनुजा भोगयुतः पीनजानुरवनीशः ।
संश्लिष्टमांसजानुर्दीर्घगतायुर्भवेत्माय ॥ ५७ ॥

निम्ने स्त्रीपरवशग शशिवृत्तैर्गूढमांसले राज्यम् ।
दीर्घैर्महद्भिरायु सुभगत्वं जानुभि स्वल्पै ॥ ५८ ॥
दिशति विदेशे मरणं मनुजानां जानु मांसपरिहीनम् ।
कुम्भनिभं दुर्गततां तालफलाभ तु बहुदु खम् ॥ ५९ ॥
जानुद्वितयं हीनं यस्य सदा सेवते स वधबंधौ ।
इदमेव यस्य विषम स पुन प्राप्नोति दारिद्र्यम् ॥ ६० ॥
ऊरू यस्य समांसौ रंभास्तंभसन्निभं वितन्वाते ।
कोमलतनुरोमंचितौ स जायते भूपतिः प्राय ॥ ६१ ॥
स्निग्धावूरू मृदुलौ क्रमेण पीनौ प्रयच्छतो लक्ष्मीम् ।
विकटौ स्त्रीवल्लभतां गुणवता संहतौ कृतौ भवत ॥ ६२ ॥



ચિત્ર નં. ૩૩



ચિત્ર નં. ૩૪

હાથીના ઢીંચણ જેવા ઢીંચણવાળો ભોગી, નાના ઢીંચણવાળો રાજા અને ભાગ તથા સાથળ સાથે સારી રીતે મળેલા ઢીંચણવાળા સૌભાગ્યના (ઢીંચણ) થાય છે (જુઓ ચિત્ર ૩૪) અંદર પેસી ગએલા ઢીંચણવાળો સ્ત્રીને વશ રહે છે. ઊંચા અને માંસમાં દબાએલા ઢીંચણવાળાને રાજ્ય મળે છે મોટા ઢીંચણ દીર્ઘાયુ અને નાના ઢીંચણ સૌભાગ્ય આપે છે જો ઢીંચણ માંસ વગરના હોય તો પરદેશમાં મરણ થાય છે પણ જેમાં ઊંચા ઢીંચણ હોય તો દુર્ગતિ થાય અને જો તાડના ફળની માફક અપર ઢીંચણ હોય તો બહુ દુઃખ થાય છે જેને બન્ને ઢીંચણ નહિ જેવા જ હોય તે સદાકાળ પ્રવાસમાં રહે છે અને તેનો વધ થાય છે અને જો નાના મોટા હોય તો દરિદ્ર થાય છે જેના સાથળ માંસલ હોય અને કેળના સ્તંભ જેવા સુંદર દેખાતા હોય તેમજ રોમ સુંદર રૂંવાટાવાળા હોય તો તે પ્રાય. રાજા થાય છે (જુઓ ચિત્ર

૩૫ ) સ્નિગ્ધ, મૃદુ અને એક સરખા ઉતરતા ક્રમથી સાથળ ઉપર ઉતારેલા હોય તેવા જે સાથળ હોય તો તે લક્ષ્મી આપે છે પહોળી સાથળો હોય તો સ્ત્રીઓને પ્રિય થઈ પડે છે અને એક બીજા સાથે મળી જતા હોય તેવા સાથળ ગુણવાન માણસોને હોય છે ૫૭ થી ૬૨



ચિત્ર નં ૩૫



ચિત્ર નં ૩૬

स्थूलाग्रौ मध्यनतौ स्यातां मार्गानुसर्पिणौ पुंसाम् ।
कठिनौ चिपिटौ विपुलौ निर्मांसौ दुर्भगत्वाय ॥ ६३ ॥
यस्य कटिः स्याद्दीर्घा पीना पृथुला भवेत्स विशादप ।
सिंहकटिर्मनुजेन्द्रः शार्दूलकटिश्च भूनाथः ॥ ६४ ॥
रोमशकटिर्दरिद्रो ह्रस्वकटिर्दुर्भगो भवति मनुजः ।
श्वानमर्कटकरभकटिर्दुःखी संकटकटिः पापः ॥ ६५ ॥
मंडूकस्फिक् नृपतिः सिंहस्फिक्मंडलाधिपतिः ।
धनमांसस्फिग्धनवान्व्याघ्रस्फिक् मंडलाधिपतिः ॥ ६६ ॥
उष्ट्रप्लवंगमस्फिग्धनधान्यविवर्जितः पुमान्नियतम् ।
पीनस्फिक् निःस्वो ह्यदुर्ध्वस्फिग्व्याघ्रमृत्युः स्यात् ॥ ६७ ॥

જે સાથળ આગળના ભાગમાં સ્થૂળ અને વચ્ચેથી બેસી ગએલા હોય તો સતત મુસાફરી કરાવે છે. કઠિન, ચપટા, જાડું પહોળા અને માંસહીન સાથળ હોય તો દુર્ભાગ્યનું ચિન્હ છે જેની કમર પહોળી, લાંબી, મોટી, હોય તે ધનવાન થાય છે સિંહના જેવી કમર હોય તો નરાધિપ ( જુઓ ચિત્ર ૩૬ ) અને વાઘ જેવી કમર જમીનદાર કરે છે ( જુઓ ચિત્ર ૩૭ ) રૂંવાટીવાળી કમરવાળો દરિદ્ર, ટુંકી કમર

વાળો દુર્ભાગી થાય છે અને કુતરાં, ગધેડાં, ઊંટ જેવી કમરવાળો દુઃખી થાય છે ( જુઓ ચિત્ર ૩૮ ) સાંકડી કમરવાળો પાપી થાય છે અને પગના થાપા દેડકાના



ચિત્ર નં ૩૭



ચિત્ર નં. ૩૮

થાપા જેવા હોય તો રાજા થાય ( જુઓ ચિત્ર ૩૯ ) સિંહ જેવા હોય તો બે પ્રાંતનો અધિપતિ થાય. ( જુઓ ચિત્ર ૪૦ ) ખુબ માંસવાળા હોય તો ધનવાન થાય.



ચિત્ર નં ૩૯



ચિત્ર નં ૪૦

અને વાઘના જેવા થાપા હોય તો એક પ્રાંતનો અધિપતિ થાય. ( જુઓ ચિત્ર ૪૧ ) ઊંટ કે વાંદરા જેવા થાપા હોય તો જરૂર ધનધાન્યથી રહિત થાય. ( જુઓ ચિત્ર ૪૨-૪૩ ) અલ્પ થાપાવાળો નિર્ધન થાય છે અને જેના થાપા અકડા હોય તેનું ઘાત દ્વારા મરણ થાય છે ૬૩ થી ૬૭

पतमांसो गम्भीर सुकुमार सवृत्त शोण ।
पायु शुभो नराणां पुनरशुभो भवति विपरीत ॥ ६८ ॥

ઘન માંસવાળી, ગંભીર કોમળ, ગોળ તથા લાલ રંગની હોય તો તે શુભ લક્ષણ છે આ સિવાયનું અશુભ લક્ષણ છે ૬૮



चित्र नं ७१



चित्र नं ७२

मुष्कौ स्वय प्रलम्बा जायन्ते सुपरिष्ठिता यस्य ।
स भवति भर्ता नियतं भूमेः सप्ताब्धिवलयायाः ॥ ६९ ॥
श्लक्ष्णैः समैर्नृपत्वं चिरमायुर्भवति लम्बितैर्वृषणैः ।
जलमरणमद्वितीयैर्मनुजानां कुलविनाशोपि ॥ ७० ॥
स्त्रीलोलत्व विषमे प्राक्पुत्रोदक्षिणोन्नतैर्वृषणे ।
वामोन्नतैश्च तैरपि दुःखेन समं भवति दुहिता ॥ ७१ ॥
निःस्वः शुष्कस्थूले रम्यरमणीरतास्तुसंगसमे ।
पुनरद्धर्दिर्वृषणैर्भवंति न चिरायुष पुरुषा ॥ ७२ ॥
शिश्नमनिम्नसमुन्नतमदीर्घलघुसुसंयुतं मृदुलम् ।
उष्णं घनधान्यवतामश्लयमृदुपर्तुलं विशिरम् ॥ ७३ ॥
स्थूलग्रन्थिरतिसुखी केशनिगूढो महीपतिः शिश्नम् ।
व्याघ्रहयसिंहतुल्यो भोगी स्यादीश्वरः प्रायः ॥ ७४ ॥
स्पष्टशिरानिचितअपिलग्धीनं मेहनं कृशं विमलम् ।
लघुमृदुसुरभिपरिमलं पुंसां सौभाग्यवित्तकरम् ॥ ७५ ॥
लिङ्गे लघुनि धनाढ्यो निरपत्यो वा शिरायुतेऽल्पसुतः ।
दक्षिणविनते पुत्रो वामनते कन्यकाजनकः ॥ ७६ ॥

य॰ समचरणनिषण्णो गुल्फौ नतुशेफमा परिस्पृशति ।
स सुखी ज्ञेयो यदि पुनरवनितलं प्रायशो दु॰खी ॥ ७७ ॥
स्थूलोऽग्रो विनत॰ स्यात्तीक्ष्णाग्रो दीर्घोन्नत शिथिल॰ ।
समलो धनहीनानां शिश्नो मुम सदोन्मिषित ॥ ७८ ॥
स्थूलशिरेण विशालच्छिद्रवता प्रजनेन दारिद्र्यम् ।
अतिकोमलेन लभते नर॰ प्रमेहादिना मरणम् ॥ ७९ ॥
हरिताजनाभरेखो महामणिर्जायते समोत्तान॰ ।
मन्थानकपुष्पनिभो यस्य स भर्ता भुवो भवति ॥ ८० ॥
मणिभिर्धनिनो रक्तैः स्मेरजपापुष्पमभिर्भूपा ।
श्लक्ष्णे स्निग्धे सुखिनो मध्योत्तानैश्च पशुमन्त ॥ ८१ ॥
कलधौतरजतमुक्ताफलप्रवालोपमा महामणय ।
येषा भवन्ति दीप्तास्ते सजलधिभूमिभर्त्तारः ॥ ८२ ॥
दारिद्र्यजुष परुषै परुषाभैर्विपाण्डुरैर्मणिभि ।
मध्योन्नतैर्बहुकन्या जायन्ते दु खिन स्फुटितै ॥ ८३ ॥
विद्रुमहेमोपमया महामणौ रम्यया नरो धनवान् ।
दौर्भाग्यवात् शबल्या धूमरया जायते नि॰स्व॰ ॥ ८४ ॥



ચિત્ર નં. ૫૩



ચિત્ર નં. ૫૪

જેના વૃષણ ઉંચા અને સારી રીતે ઘાટીલા માલુમ પડતા હોય તે માન પામે

વાળી પૃથ્વીનો સ્વામી થાય છે સરખા અને સુંદર વૃષણવાળો રાજ્ય મેળવે છે લળકી પડેલા લાગતા વૃષણવાળો દીર્ઘાયુ થાય છે એક જ વૃષણ હોય તો જળમાં ડુબવાથી મૃત્યુ થાય છે અને તેવા માણસો પોતાના કુળનો નાશ પણ કરે છે. જો નાના મોટા વૃષણ હોય તો સ્ત્રીલંપટ થાય છે જેને જમણો વૃષણ ઉંચો હોય તેને પહેલો પુત્ર થાય છે અને જેને ડાબો ઉંચો હોય તેને દુઃખ પડે છે અને પ્રથમ દીકરી થાય છે સુક્ષ્મ કે લાંબા વૃષણ હોય તો નિર્ધન થાય છે જો પાડાના જેવા વૃષણ હોય તો સુંદર સ્ત્રીમાં આસક્ત રહે છે જો અડધા અડધા વૃષણ હોય તો પુરુષો અલ્પાયુ થાય છે બહુ ઉંચી ગમેલી, બહુ ઊંડાઈ ગયેલી, બહુ લાંબી કે બહુ નાની ન હોય પરંતુ સારી કોમળ દેખાતી અને ઉષ્ણ રહેતી ઇન્દ્રી ધનસંપત્તિવાળા માણસોને હોય છે વળી આવા માણસોની ઇન્દ્રી મજબુત, કોમળ, ગોળ અને નસો દેખાતી હોય તેવી હોય છે જેનું લિંગ જાસ્તી ભારે મોટી ગાંઠ વળીને લેવાએલુ હોય તે ઘણો સુખી થાય છે અને વાંકથી ઢંકએલુ રહે તો રાજા થાય. (લિંગનો ભાગ વાળવાળો હોય તે શુભ લક્ષણ છે) જેઓને વાઘ બિલાડા કે સિંહના જેવું લિંગ હોય તેઓ ઘણું ખરૂં રાજા થાય છે (લિંગ નસો વગરનું હોય તો સારૂં એમ પહેલા શ્લોક ૭૭ માં કહ્યું છે) લિંગ નસોવાળું દેખાતું હોય છતાં જો તેના ઉપરની ચામડી બહુ જ પાતળી (નહિ જેવી) હોય લિંગ ચાવળું બાજરું નાનું મૃદુ અને દુર્ગંધ રહિત તો તે સૌભાગ્ય આપનાર તેમજ ધન આપનાર છે લિંગ નાનું હોય તો ધનાઢ્ય થાય નસો તરી આવતી હોય તો સંતાન વગરનો અથવા બહુ જ થોડાં છોકરાંવાળો થાય જો જમણી બાજુ નમેલું રહેતું હોય તો પુત્રનો અને ડાબી બાજુ નમેલું રહેતું હોય તો પુત્રીનો પિતા થાય છે જેને સારી ચાલે મળતા ધનની વૃદ્ધિઓને લિંગનો સ્પર્શ ન થતો હોય તેને સુખી જાણવો જો મૈથુન પછી લિંગ જમીનને અડકતું હોય તો જાણવું કે તે દુઃખી જ થશે. દરિદ્ર પુરુષોનાં લિંગ જાડાં, લળકી પડેલાં અણીદાર, લાંબાં, શિથિલ, મેલાં, વાંકેલાં અને સદાકાળ નિદ્રાવસ્થામાં પડ્યાં રહેનારાં હોય છે મોટા માથાવાળું અને પહોળા છિદ્રવાળું લિંગ હોય તો દરિદ્ર થાય છે. અને જો લિંગ અતિ કોમળ હોય તો મનુષ્ય પ્રમેહ ઇત્યાદિ રોગથી મરણ પામે છે જેને લિંગના મણિ ઉપર લીટી રેખાઓ (નસોને લઈને) દેખાતી હોય અને મણિ સરખો ઉંચાપણાદાર તથા સ્તનીઆના આકારના જેવો દેખાતો હોય તે માણસ જમીનનો સ્વામી (રાજા, માંડલિક) થાય છે લાલ રંગના મણિથી ધનવાન, અને ખીલેલા જપાના ફૂલ (લાલ રંગનું જાસુદનું ફૂલ) જેવો હોય તો રાજા થાય છે ચિકણો અને મૃદુ મણિ હોય તો સુખી તથા વસ્ત્રથી યુક્ત અનેતો મણિ હોય તો પશુઓવાળો થાય છે જેઓને લિંગના મણિ સોનું રૂપું મોતી અગર પ્રવાલ જેવા દેખાતા હોય તેઓ સમુદ્ર પર્યન્તની ભૂમિના માલિક થાય છે જેનો મણિ ફૂલ દેખાતો હોય તે દરિદ્રવાળો જાણવો. દુઃખ જેવો લાગતો [illegible]ના ક્રિયો લાગતો હોય

તો પણ તેમજ સમજવું જો મણિ બન્નેથી જ (ક્રમ) મૂકેલો લાગતો હોય તો તેને ઘણી છોકરીઓ થાય છે અને જો આ મણિ ફાટેલો હોય તો દુઃખી થાય છે લિંગનો મણિ મોટો હોય અને તેના ઉપર હીરા કે સોનાના જેવી ચમકીલી રેખાઓ પ ની હોય તો મનુષ્ય ધનવાન થાય છે જો કાળી કે ભૂખરી રેખાઓ પડતી હોય તો દુર્ભાગ્યવાળો અને નિર્ધન થાય છે ૭૯ થી ૮૪

रेतसि पुष्पसुगन्धिनि राजा यज्वा नर सुरागन्धे ।
मधुगन्धे बहुवित्तः सुखीधनवान् मीनगन्धे स्यात् ॥ ८५ ॥
सुरभिर्व्यसुगन्धे श्रियोऽन्यगन्धे तु दारिद्रयम् ।
लाक्षागन्धे पुन्यो नैःस्वो भोगी पुन पिशितगंधे ॥ ८६ ॥
जम्बूवर्णेन सुखी दुग्धमवर्णेन रेतसा नृपति ।
धूम्रेण दुःखमहित स्याद्दःस्य श्यामवर्णेन ॥ ८७ ॥
यस्य च्यवते रेतो लघुमैथुनगामिनो बहुस्निग्धम् ।
दीर्घायुःसपत्ति पुत्रानपि विन्दते स पुमान् ॥ ८८ ॥
न पतति शुक्र स्तोर्क चिरमैथुनसंगतस्यापि ।
दारिद्रय मोल्पायुर्बहुकन्याजनकर्ता भजते ॥ ८९ ॥
द्वित्रिचतुर्धाराभि प्रदक्षिणावर्तजातिमूत्रं स्यात् ।
पिङ्गलवर्णं नृपति सुखिनो वलितैकधाराग्रम् ॥ ९० ॥
कृतशब्दमेकधार नृपस्य मूत्र त्रिधागमाद्ये च ।
निःशब्दं बहुधार तदपि दरिद्रस्य विज्ञेयम् ॥ ९१ ॥

જેને વીર્યમાંથી પુષ્પના જેવી સુગંધી આવતી હોય તે રાજા, દારૂ જેવી સુગંધ હોય તે યજ્ઞ કરનાર મધ જેવી સુગંધવાળો ધનવાન અને માછલા જેવો ગંધવાળો સુખી અને ધનવાન થાય છે વીર્યમાંથી સારી સુગંધ આવવી એ સૌભાગ્યનું લક્ષણ છે અને દુર્ગંધ આવવી તે દારિદ્રનું લક્ષણ છે લાખ જેવી ગંધ આવતી હોય તો પુત્રીઓ ઘણી કરે અને માંસ જેવી ગંધ આવતી હોય તો નિર્ધન છતાં ભોગી થાય છે જો વીર્યનો રંગ જાંબુડાના જેવો હોય તો સુખી, દૂધ જેવા હોય તો રાજા, ધુમાડીઓ રંગ હોય તો દુઃખી અને કાળો રંગ હોય તો દુઃખી થાય. થોડા મૈથુનથી જેને ઘણા વીર્યનો સ્રાવ થતો હોય અને તે વીર્ય સ્નિગ્ધ હોય તો સમજવું કે તે

પુરુષ દીર્ઘાયુ સંપત્તિ અને પુત્રોનું સુખ મેળવે છે જેને સંભોગ વખત મૈથુન કરવા છતાં વીર્યનો થોડો પણ સ્રાવ ન થાય તો તેવો પુરુષ દરિદ્રતા, અલ્પાયુ અને કન્યાઓના પિતા થવા પણાને પામે છે જેને મૂત્રની બે ત્રણ કે ચાર ધારાઓ પડતી હોય, મૂત્રના પતનની ક્રિયા દક્ષિણાવર્ત હોય, અને રજ ચીકાશવાળી હોય તે રાજા થાય અને એક જ ધાર પડતી હોય તે પણ સુખી થાય છે રાજાઓનું મૂત્ર એક ધારવાળું અને શબ્દયુક્ત હોય છે દરિદ્રોને શરૂઆતમાં બે ધારવાળું અને પછીથી ઘણી ધારાઓમાં વહેંચાઈ જતું તેમજ શબ્દ વગરનું મૂત્ર હોય છે ૮૫ થી ૯૧

स्निग्धं प्रवालतुल्यं यस्याङ्गे भवति शोणितं न चिरम् ।
स वहति स्वकीयभुजया मनुजो निखिलाम्बुधिमेखलां वसुधाम् ॥९२॥
रुधिरं यस्य शरीरे रक्ताम्बुजवर्णसमितं भवति ।
भुजवल्लिकङ्कणरणत्कारा तमनुसरति राज्यश्री ॥९३॥
किंचित् पीतं शोणं शोणितमिह भवति मध्यमे पुंसि ।
ईषत्कृष्णं रक्तं तत्तु जघन्ये परिज्ञेयम् ॥९४॥

જેના શરીરમાં પરવાળાના જેવું લાલ અને સ્નિગ્ધ રુધિર વહેતું હોય તે થોડી મુદતમાં પૃથ્વીપતિ બને છે જેના શરીરમાં લાલ કમળના જેવું રુધિર વહેતું હોય તેને પોતાના હાથનાં કંકણોનો ઝણકાર કરતી લક્ષ્મી પ્રાપ્ત થાય છે મધ્યમ કોટિના પુરુષમાં કંઈક પીળું અને લાલ લોહી હોય છે અને કંઈક કાળું અને લાલ લોહી જઘન્ય કોટીના પુરુષમાં હોય છે ૯૨ થી ૯૪

शस्ता बस्तिः पुंसां विस्तीर्णा मांसलोन्नता स्निग्धा ।
शुष्का विकटा कठिना दारिद्र्यं दिशति वा बहुदुःखम् ॥९५॥
श्वसृगालकरभसैरिभतुल्या बस्तिर्नता भवति येषाम् ।
संकीर्णच्छिन्ना ते धनहीनाः स्युर्नराः प्रायः ॥९६॥
पृथुरुभस्या नाभिर्गंभीरा चाण्डाकृतिः सौख्यम् ।
विदधाति धनं मेधां मनुजानां दक्षिणावर्त्ता ॥९७॥
शतपत्रकर्णिकाभा नाभिः स्याद्यस्य मनुजमात्रस्य ।
प्राप्नोति सपदि स पुमान् ससुवर्णां सार्णवामवनिम् ॥९८॥

पुंसां नाभिर्दीर्घा ययाक्रम पार्श्वयोस्तदूर्ध्वमघ ।
दीर्घायुरीश्वरत्वं गोस्वामित्व मदा तनुते ॥ ९९ ॥
विपमा वलिर्भेष्यस्या नैःस्व शूलं करोति नीचस्था ।
तुङ्गा स्वल्पा क्लेशं वामावर्त्ता नृणां शाठ्यम् ॥ १०० ॥

માંસલ, ઉંડાવદાર અને પહોળી, બસ્તી સારી ગણાય છે સુગર્ભ ગએલી, પહોળી થઈ ગએલી, કઠિન બસ્તી બહુ દુઃખ અને દારિદ્ર આપે છે કુતરા, શિયાળ, ઊંટ અને વાઘની બસ્તી જેવી જેમની બસ્તી હોય તેઓ ઘણું ખરૂં ધનહીન થાય છે પહોળી, ઉન્નત, ગંભીર તથા ઇંડાના જેવા આકારવાળી નાભિ સુખ આપે છે (જુઓ ચિત્ર ૪૪) અને જે આવી નાભિ દક્ષિણાવર્ત હોય તો મનુષ્યોને ધન અને બુદ્ધિ આપે છે કમળના જેવી સુંદર નાભિ ગમે તે માણસને હોય તો પણ તે ધનવાળી સમુદ્રપર્યંતની પૃથ્વી પામે છે દીર્ઘ અને પાર્શ્વભાગમાં ઉપરથી આવેલી પેટી ગએલી નાભિવાળો દીર્ઘાયુ ગોઠાઇ તથા પશુઓના સમુહનો માલિક (ગાય, હાથી ઘોડા વગેરેનો માલિક) થાય છે જે નાભિ વિષમ પ્રકારના વળીઓવાળી બનવી હોય તો દરિદ્રતા તથા શૂળવ્યાધિ કરે છે નાભિ ઠીક મધ્ય ભાગમાં ન હોતાં ઉપરની બાજુ કે એકદમ નીચે હોય અને ટુંકી કે વામાવર્ત હોય તો ક્લેશ અને શઠતા કરે છે ૯૫ થી ૧૦૦

क्षोणिपतिस्तनुकुक्षि शूर्ये भोगान्वितश्च समकुक्षि ।
धनहीन उच्चकुक्षिर्मायावी स्याद्विपमकुक्षि ॥ १०१ ॥
कुक्षिर्यस्य गभीरा विनिपातं स लभते नर प्राय ।
उत्ताना यस्य पुनर्नारीवृत्तेन जीवते सोपि ॥ १०२ ॥
पार्श्वे मांसोपचिते प्रदक्षिणावर्तरोमाणि मृदूनि ।
यस्य भवेतां वृत्ते नियतं जगतीपति स स्यात् ॥ १०३ ॥
निम्नैर्भोज्यवियुक्ता पार्श्वै पिशितोज्झितैर्धनविहीना ।
स्थूलास्थिभि पुर्मांम कुटिलै पुरुषा परप्रेष्या ॥ १०४ ॥
जठरं यस्य समं स्यादमित स पुमान्महार्थोऽपि ।
सिंहनिभं यस्य पुनः प्राप्नोति स चक्रवर्तित्वम् ॥ १०५ ॥

मेकोदरो नरपतिर्वृषभमय परदारभोगी च ।
वृत्तोदर सुखी स्यान्मीनव्याघ्रोदर सुभग ॥ १०६ ॥
पिठरजठरो दरिद्रो घटजठरो दुर्भग सदा दुःखी।
भुजगजठरो भुजिष्यो बहुभोजी जायते मनुज ॥ १०७ ॥
श्ववृकोदरो दरिद्र शृगालतुल्योदरो दरोपेत ।
पाप कृशोदर स्यान्मृगभुक्सदृशोदरश्चौरः ॥ १०८ ॥


चित्र नं ४५


चित्र नं ४६

કુક્ષી જો નાની હોય તો રાજા થાય. સરખી કુખવાળો શૂરવીર અને ભોગી થાય. ઉપસી આવતી કુક્ષીવાળો નિર્ધન અને નાની મોટી કુખવાળો માયાવી થાય છે. જેની કુક્ષી ગંભીર હોય તે મનુષ્ય આયુ: નાશ પામે છે. અને જેની કુક્ષી ઉપસેલી હોય તે પોતાની સ્ત્રીની આજીવિકા ઉપર જીવે છે. પડખાં બોળાકાર ધારણ કરનારાં અને માંસથી ભરેલા હોય અને તેના ઉપર દક્ષિણાવર્ત રૂંવાટા હોય તો તેવાં પડખાંવાળો માણસ જરૂર રાજા થાય છે (જુઓ ચિત્ર ૪૫) બેસી ગએલા પડખાંવાળાને ખાવાના પણ સાંસા પડે છે. માંસ વગરનાં પડખાંવાળા નિર્ધન થાય છે. લાંબાં અને વાંકાં દેખાવવાળાં પડખાંવાળા મનુષ્યો પારકાના સેવક થાય છે. જેનું જઠર (પેટ) સરખું દેખાતું હોય તે નિડર અને મહાધનવાન થાય છે અને સિંહના જેવા પેટવાળો મનુષ્ય ચક્રવર્તી થાય છે (જુઓ ચિત્ર ૪૬) દેડકા જેવા પેટવાળો નૃપતિ, બળદ જેવા પેટવાળો પરસ્ત્રીગામી, (જુઓ ચિત્ર ૪૭) ગોળ પેટવાળો સુખી અને માછલા કે વાઘના જેવા પેટવાળો ભાગ્યશાળી થાય છે. કોઠી જેવા પેટવાળો દરિદ્ર ઘડા જેવા પેટવાળા દુર્ભાગી અને સદા દુઃખી થાય છે. સાપ જેવા પેટવાળો માણસ બહુ ખાનાર તથા ચાકર થાય છે. કુતરા કે વરુ જેવા પેટવાળા

દરિદ્ર, શિયાળના જેવા ઉદરવાળો છિદ્રવાળો (ભૂખ્યાં પાપ કર્મ કરનાર), સુમઠ અગ્રેલા પેટવાળો પાપી, અને બીલાડા જેવા પેટવાળો ચોર હોય છે ૧૦૧ થી ૧૦૮





ચિત્ર નં ૪૭



ચિત્ર નં ૪૮

जायेत यस्य मध्य मुशलोदरसोदरं तनुत्वेन ।
म पुमान्नृपतिर्ज्ञेयो विपर्ययो भवति विपरीते ॥१०९॥
प्रहरणमरणं रमणीभोगानाचार्यपदमनेकसुतताम् ।
एकद्वित्रिचतुर्भि क्रमेण वलिभि पुमाँल्लभते ॥११०॥
अवलिर्नृपति सुखभाक्परदाररतो हि नून स्यात् ।
सरलवलि पापरतो नित्यमगम्याभिगमनमना ॥१११॥
अभ्युन्नतेन मांसोपचितेन सुसंहतेन भूमिभुज ।
हृदयेन महार्थयुजः पृथुना दीर्घायुर पुरुषा ॥११२॥

જેની કમર મુશળના મધ્ય ભાગની જેમ પાતળી હોય (દેખાવમાં પાતળી થઈને મુશળનો મધ્યભાગ જેમ દેખાય છે તેમ દેખાય) તો તેવી કમરવાળો માણસ રાજા થાય છે (જુઓ ચિત્ર ૪૮) અને જો આનાથી વિપરીત લક્ષણ હોય તો વિપરીત ફળ થાય છે જો પેટ ઉપર એક વાળી પડે તો શસ્ત્રથી મૃત્યુ (મારવાથી મૃત્યુ થાય) બે હોય તો સ્ત્રી ભોગ, ત્રણ હોય તો આચાર્યપણું અને ચાર હોય તો અનેક પુત્રોનો પિતા થાય. એક પણ વાળી જેને ન હોય તે રાજા થાય સુખી રહે પરંતુ ખરેખર તે પરદારગામી બને. સીધી વાળીવાળો પાપકર્મમાં આસક્ત રહે છે અને અગમ્યાગમનમાં રુચિવાળો થાય છે. ઉપસી આવેલા માંસલ, સુસંહિત અને વિશાળ હૃદયવાળા પુરુષ રાજા, મહાધનવાન અને દીર્ઘાયુ થાય છે ૧૦૯ થી ૧૧૨

स्थूलशिरापरिकलितं खररोमसमन्वितं पुंसाम् ।
हृदयं पुनः सकम्पं निस्स्वत्वं शश्वदादधते ॥ ११३ ॥

पृथुलं भवत्युरः स्थलमचलशिलाकठिनमुन्नतं नृपतेः ।
मृगनाभीपत्रलतासमानमुरोरोमराजिचितम् ॥ ११४ ॥

उरसा घनेन धनवान्पीनेन भटस्तथोर्ध्वरोम्णा स्यात् ।
निःस्वस्तनुना विषमेणाकालमृतिरकिंचनश्च नरः ॥ ११५ ॥

वृत्ताः स्तना प्रशस्ता सुस्निग्धाः कोमलाः समाः पुंसाम् ।
विषमाः परुषा विकटाः प्रायो दुःखाय जायन्ते ॥ ११६ ॥

मांसोपचितैर्भूपाः सुभगाः स्युश्चूचुकैरपि ठक्के ।
पीनैः सुखिनो विषमायतैः सदा निःस्वतामाज ॥ ११७ ॥

જેનુ વક્ષસ્થલ જાડી નસોથી વ્યાપ્ત થએલું માલુમ પડતું હોય, અને તેની ઉપર બરછટ રૂંવાટાં હોય, તેમજ કંપાયમાન સ્હેજ હોય તેવો માણસ નિર્ધનતા પામે છે. રાજાનું વક્ષસ્થલ વિશાલ હોય છે અને પર્વતની શિલાની માફક મજબુત તથા ઉન્નત હોય છે અને તે છાતી પર કસ્તુરીની કુંડી ઉપરની રોમાવલી જેવા આછા પાતળા વાળ હોય છે. જો ઘન વક્ષસ્થલ હોય તો ધનવાન, ભરાવદાર અને ઉર્ધ્વગામી રોમયુક્ત હોય તો સુભટ થાય છે પરંતુ જો નાનીથી જડી હોય તો નિર્ધન થાય છે. વિષમ છાતી હોય તો મનુષ્ય નિર્ધન થાય છે અને અકાળ મૃત્યુ પામે છે. પુરુષના ગોળ સુસ્નિગ્ધ, કોમળ તથા સરખા સ્તન હોય તો વખાણવા લાયક છે. વિષમ, કઠિન, વાંકાચૂકાં અથવા સ્તન ઘણું ખરું દુઃખ આપે છે. જો બંને સ્તનોનાં ચૂચુક (અગ્રભાગ) ભરાવદાર હોય તો મનુષ્ય ભાગ્યશાળી અને રાજા થાય છે. ઓછા ચૂચુક હોય તો સુખી થાય છે અને નાનાં મોટાં ચૂચુક હોય તો નિર્ધન થાય છે. ૧૧૩ થી ૧૧૭

पीनेन धनाधिपतिर्जत्रुयुगेनान्नतेन भोगी स्यात् ।
विषमोन्नतेन दुःखी नतास्थिबन्धेन धनहीनः ॥ ११८ ॥

स्कन्धावनुन्नतौ मूले पीनौ समुन्नतौ किंचित् ।
वृषककुदसमौ दत्तो लक्ष्मीं दृढसंहतिं वहतः ॥ ११९ ॥

हुडवक्रीर्वौ स्कंधौ निर्मांसौ भारवाहकौ पुमाम् ।
कुटिलौ कृशावतितनू खेदकरौ रोमशौ बहुश ॥१२०॥
भुग्नौ मासविहीनावसौ नतरोमशौ कृशौ यस्य ।
निर्लक्षणेन लक्ष्म्या नामापि नाकर्णितं तेन ॥ १२१ ॥
अत्युच्छ्रितौ च अंसौ किंचिदुबाहोः समुन्नतिं दधत ।
सुश्लिष्टसंधिबन्धौ वपुपोर्धनिशूरयो स्याताम् ॥१२२॥
मृदुतनुरोमे कक्ष प्रस्वेदमलोज्झिते सुरभिगन्धी ।
पीनोन्नते धनवतामतोन्यया वित्तहीनानाम् ॥ १२३ ॥



ચિત્ર નં ૪૮



ચિત્ર નં. ૦

ગળાની હાંસડીઓ પુષ્ટ હોય તો ધનવાન થાય. ઉંડાવદાર હોય તો ભોગી થાય. એક ઉંચી અને બીજી નીચી એવી હોય તો દુઃખી થાય અને ઢીલા પડી ગએલા અસ્થિગ્રંથવાળી હોય તો મનુષ્ય ધનહીન થાય. ખભા મૂળમાં જાડા અને સરખા ઉતરતા કમના કોઈ માંસલ અને ઉન્નત હોય તેમજ બળદની ખાંધ જેવા દેખાતા હોય ( જુઓ ચિત્ર ૪૯ ) અને પ્રમાણમાં દૃઢ હોય તો લક્ષ્મી અને વિશાળ કુટુંબ સમુદાયને મેળવે છે. બાકીના ? । લાંબા અને માંસ રહિત ખભા ભાર વહન કરનાર માણસોને હોય છે અને વાંકાચૂંકા, કૃશ, પાતળા નાના તથા ખડું, રૂંવાટાંવાળા ખભા ખેદ કરાવનાર છે. ખભાના અગ્રભાગ ભાંગી ગયા જેવા માંસહીન, નમી પડેલા તથા રૂંવાટાવાળા અને કૃશ હોય તો ( આ એક એવું નિધનતાનું પ્રબળ લક્ષણ છે કે ) આવા ખભાવાળા દુર્ભાગી પુરુષ લક્ષ્મીનું નામ સાંભળ્યું હોતું નથી. ધનવાન અને શૂરા પુરુષોને ખભાના અગ્રભાગ થોડા ઉંચી આવેલા, હાથને પણ ઉંચાઈ આપનારા, અને મજબુત સંધિયુક્ત હોય છે. ધનવાનોની બગલો ઝીણા અને કોમળ

વાળવાળી, પરસેવા અને મેલથી રહિત, તથા સુગંધીવાળી પુષ્ટ તથા ઉન્નત હોય છે આનાથી વિપરીત જાણવી ધનહીન માણસોને હોય છે ૧૧૮ થી ૧૨૩

वाहू वामविवल्गितौ वृत्तावाजानुलंबितौ पीनौ ।
पाणी फणछत्रांकौ करिकरतुल्यौ समौ नृपतेः ॥१२४॥
गोपुच्छाकृतिपीनं हीनं खरोमवहुलरोमभिर्दीर्घम् ।
निर्मग्नशिरासन्धि प्रशस्यते भुजयुगं पुंसाम् ॥१२५॥
दुष्टः प्रोदग्रुद्ध्भुजो वहुरोमा वहुभुजिष्यः स्यात् ।
विषमभुजश्चौर्यरतिः समपीनभुजो नरो दुःस्थः ॥१२६॥
पाणी नृपते श्लक्ष्णौ निःस्वेदौ मांमलौ तयाच्छिद्रौ ।
अरुणावकर्मकठिनावुष्णौ दीर्घांगुली स्निग्धौ ॥१२७॥
विस्तीर्णौ ताम्रनखौ स्यातां कपिवत्करौ घनादपस्य ।
शार्दूलवद्विरूक्षौ विकृतौ निःस्वस्य निर्मांसौ ॥१२८॥
रेखाभिः पूर्णाभिस्तिसृभि करमूलमंकितं यस्य ।
धनकणधनरत्नयुतं श्रीः पतिमिव भजति लुब्धेव ॥१२९॥

પાછળની બાજુ વળ આવનાર, ગોળ, ઢીંચણ પર્યંત લાંબા, પુષ્ટ, સાપની ફેણની માફક (હાથનો પંજો આવવાથી) છત્રને ધારણ કરનાર, હાથીની સૂંઢ જેવા બાહુ રાજાઓને હોય છે. પહોંચાને ગાયના પૂંછડા જેવા દેખાવ, ખરબચડા કે વાંકાવાળ વગરના લાંબા, જેમાં નસો તથા સંધિઓ ઢંકી ગઈ હોય તેવા બાહુ વખણાય છે. ટૂંકા બાહુવાળો દુઃખ પામે છે. ઘણા વાળવાળા જેના હાથ હોય તે ભુજ આનાર થાય છે. લાંબા ટુંકા હાથવાળો ચોરવૃત્તિનો થાય છે. અને સરખા તેમજ પુષ્ટ હાથવાળાને યોગ્ય સ્થાન મળતું નથી. (અહીં સરખાનું સમજવું પોંચાથી ખભા પર્યંત બહુ ઉતરતા ચઢતા સરખા દેખાવના હોય તે એમ સમજવાનું છે.) રાજાના હાથ (પોંચાથી આંગળીઓ પણ તેનો કરવ) સમાકાર, પરસેવા વગરના, માંસલ, છિદ્રરહિત, લાલાશ ઉપર, શ્રમ ન કરવા છતાં કોમળ, ઉષ્ણ, લાંબી આંગળીઓવાળા તથા સ્નિગ્ધ હોય છે. ધનવાન પુરુષના હાથ પહોળા, લાંબા જેવા લાલ નખવાળા, અને દેખાવમાં વાંદરાના હાથ જેવા હોય છે અને દરિદ્રના હાથ વાઘના પગ જેવા, વિરૂપ તેમજ માંસ વગરના હોય છે. જેનું કાંડું (હથેળી) ત્રણ આખી રેખાઓથી શોભતું હોય તેવા ધન, સુવર્ણ તથા રત્નથી યુક્ત પુરુષનું આસક્ત બનેલી સ્ત્રીની માફક લક્ષ્મી સેવન કરે છે ૧૨૪ થી ૧૨૯

करमूलैर्निगूढैः सुदृढं सुश्लिष्टसंधिभिर्भूपा ।
निःस्वा श्लथै सशब्दे पाणिच्छेदान्वितैर्हीना ॥ १३० ॥
अवहस्त करपृष्ठं विस्तीर्ण पीनमुन्नतं स्निग्धम् ।
विनिगूढशिरं परित क्षोणिपते फणिफणाकारम् ॥१३१॥
मणिवन्धसमं निम्न निर्मांस रोमसचितं सशिरम् ।
करपृष्ठं निःस्वानां रूक्षं परुषं विवर्णं स्यात् ॥ १३२॥
संवृत्तनिम्नेन घनी पाणितलेनोन्नतेन दानरुचि ।
निम्नेन जनकवित्तत्यक्तो विषमेण धनहीन ॥१३३॥
अरुणेनाढ्य पीतेनागम्यस्त्रीरति करतलेन ।
सितासितेन दरिद्रो नीलेनापेयपायी स्यात् ॥१३४॥
बहुरेखापरिकलितं पाणितलं भवति यस्य मनुजस्य ।
यदि वा रेखाहीनं सोल्पायुर्दुःखितो निःस्व ॥ १३५ ॥

જેનું કરમૂલ (પહોંચાની સંધિ) ઢંકાઈ ગએલી (માંસમાં ડુબી ગએલી) સંધીઓવાળું, મજબુત, અને બરાબર જોડેલા સાંધાવાળું હોય તો તેવા લક્ષણવાળો પુરુષ રાજા થાય છે પરંતુ જો તે કરમૂલ શિથિલ (ઢીલું) તથા હલાવતા શબ્દ કરતું હોય વા ઢીલું પડી ગએલું હોય તો તે નિર્ધનનું લક્ષણ છે રાજાના હાથની પીઠ પહોળી, ભરેલી, ઉંચાવદાર ચિકણ ડુબી ગએલી નસોવાળી, તેમજ સાપની ફેણ જેવી હોય છે નિર્ધનોના હાથની પીઠ મણિબંધના જેટલી જ નીચી, માંસ રહિત, રુંવાટીવાળી, નસોવાળી, રુક્ષ, કાંતિ હીન તથા રંગ વગરની હોય છે જો હથેળી ચોમેર ગોળાકાર ઉન્નત પ્રદેશને લઈ વચ્ચેથી ખાડાવાળી જણાતી હોય તો ધનવાન થાય. જો ઉન્નતદાર હોય તો દાની થાય. જેનું વચ્ચે નીચી હોય તો બાપના ધન વગરનો અને વિષમ હોય તો ધનહીન થાય. લાલાશ પડતી હથેળી હોય તો ધનવાન, પીળી હોય તો અગમ્ય સ્ત્રીમાં આસક્ત, ધોળી કે કાળી હથેળીવાળો દરિદ્ર અને ભૂરા રંગની હથેળી હોય તો અપેય (નહિ પીવા લાયક પીણાંઓ) પદાર્થોનું પાન કરનાર થાય છે બહુ રેખાઓથી વ્યાપ્ત જેની હથેળી હોય તે માણસ તથા રેખા વગરની હથેળીવાળો માણસ અલ્પાયુ નિર્ધન તથા દુઃખી થાય. ૧૩૦ થી ૧૩૫

अधुना मीनाद्याकृतिरेखानां लक्षणं स्फुटं वक्ष्ये ।
वामकरे नारीणां दक्षिणकरे नराणा तु ॥ १३६ ॥

जीवितमरणं लाभालाभं सुखदु खमिह जगत्यखिलम् ।
करेखाभि प्राय प्राप्नोति नरोऽथवा नारी ॥ १३७॥
अन्तर्मुखेन मीनद्वयेन पूर्णेन पाणितलमध्यम् ।
यस्याङ्कित भवेदिह स धनी स चाप्रदो मनुज ॥ १३८ ॥
अच्छिन्ना गंभीरा पूर्णा रक्ताब्जदलनिभा मृदुला ।
अन्तर्वृत्ता स्निग्धा कररेखा शस्यते पुंसाम् ॥ १३९ ॥
मधुपिङ्गाभि सुखिन शोणाभिस्त्यागिनो गभीराः स्यु ।
सूक्ष्माभिर्धीमन्त समाप्तमूलाभिरथ सुभगाः ॥ १४० ॥
पल्लविता विच्छिन्ना विपमा पुरुषा समास्फुटितरूक्षा ।
विक्षिप्ताश्च विवर्णा हरिताः कृष्णाः पुनरशुभा ॥ १४१ ॥
पल्लवितायां क्लेशश्छिन्नायां जीवितस्य सन्देह ।
विपमायां धननाश परुषायां कदशनं तस्याम् ॥ १४२ ॥

હવે મીન (મત્સ્ય) આદિ આકૃતિઓનાં લક્ષણ સ્પષ્ટપણે કહીએ છીએ. ડાબા હાથમાં સ્ત્રીઓને તથા જમણા હાથમાં પુરુષોને લક્ષણોની પરીક્ષા કરવી. આ જગતમાં જીવન-મરણ, લાભ અલાભ, સુખ-દુઃખ વગેરે બધું જ સ્ત્રી અગર પુરુષ ઘણું ખરું હસ્તરેખાઓના આધાર મુજબ જ પામે છે જે માણસની હથેળીના મધ્ય ભાગમાં અંદર પડતાં મુખવાળાં બે માછલાઓનાં આખા ચિન્હ હોય તે માણસ ધનવાન થાય છે (જુઓ ચિત્ર ૫) અને તે કંજુસ હોય છે જે રેખા તૂટ્યા વગરની, ગંભીર (ઉંડી) પુરી, લાલાશ પડતી કોમળ, અંદર ઉંડી ઉતરી જતી હોય તેવી હોય અને સ્નિગ્ધ હોય તે રેખા વખાણવા લાયક છે મધ જેવી પીળાશ વાળી રેખાઓ હોય તો સુખી, લોહી જેવા રંગની હોય તો ત્યાગી અને ગંભીર સ્વભાવની, બારીક રેખાઓ હોય તો બુદ્ધિમાન અને આદિથી અંત સુધીની પુરી રેખાઓ હોય તો સૌભાગ્યશાળી થાય છે જે રેખાઓ શાખાઓવાળી, તૂટેલી વિષમ લાગતી, રૂખી હોઈ જવાથી તેજહીન લાગતી, અસ્તવ્યસ્ત પડેલી ફીકી લીલી કે કાળા રંગની હોય તે રેખાઓ અશુભ છે શાખાઓવાળી રેખાઓથી ક્લેશ થાય છે તૂટેલી રેખા આયુષ્ય તૂટી જવાનો ભય બતાવે છે અસ્તવ્યસ્ત હોય તો ધનનો નાશ થાય છે અને ફીકી રેખાઓ ખરાબ ભોજન (ખાધાખોરાકીનું દુઃખ) આપે છે. ૧૩૬ થી ૧૪૨

आपाणिकरमूलभागानि सृत्यांगुष्ठतर्जनीमध्ये ।
आद्या भवन्ति तिस्रो गोत्रद्रव्यायुषां रेखा ॥ १४३ ॥
प्रविच्छिन्नाभिच्छिन्नाभि स्वल्पानि भवन्ति कुलधनायूंषि ।
रेखाभिर्दीर्घाभिर्विपरीताभिर्भवति विपरीतम् ॥ १४४ ॥
मणिबन्धनान्निर्गच्छति रेखा यस्य प्रदेशिनीमूलम् ।
बहुबन्धुजनाकीर्णं तस्य पुनर्जायतेऽभिजन ॥ १४५ ॥
लब्ध्या पुनर्नराणां लघुरिह दीर्घोऽथ दीर्घया वश ।
परिभिन्नो विज्ञेय प्रतिभिन्नया च्छिन्नया च्छिन्न ॥ १४६ ॥
रेखा कनिष्ठिकाया ज्येष्ठमुल्लंघ्य यस्य याति परम् ।
अच्छिन्ना परिपूर्णा स नरो वत्सरशतायु स्यात् ॥ १४७ ॥
यावन्मात्रास्छेदाज्जीवितरेखा स्थिरा भवन्ति नृणाम् ।
अपमृत्यवोऽपि तावन्मात्रा नियतं परिज्ञेया ॥ १४८ ॥
पुंसामायुर्भागे प्रत्येकं पंचविंशति शरदाम् ।
कल्प्या कनिष्ठिकाङ्गुलिमूलादिह तर्जनीपरतः ॥ १४९ ॥
रेखा मणिबन्धार्थानि यात्यङ्गुष्ठप्रदेशिनीमध्यम् ।
ऋद्धियुत स्थापयति विज्ञामविचक्षणं पुरुषम् ॥ १५० ॥
चेदंगुष्ठं गच्छति सैवं ततो वितनुते महीशत्वम् ।
यदि सैव तर्जनी वा साम्राज्य मंत्रिपदमथवा ॥ १५१ ॥
निष्क्रान्ता मणिबन्धात्प्राप्ता यदि मध्यमांगुलीररेखा ।
नृपतिं सेनाधिपतिं सा कुरुते वा तमाचार्यम् ॥ १५२ ॥
न च्छिन्ना न स्फुटिता दीर्घतरा विगतपल्लवा पूर्णा ।
ऊर्ध्वा रेखा कुरुते सहस्रजनपोषमेकाऽपि ॥ १५३ ॥
सा ब्राह्मणस्य रेखा वेदकरी क्षत्रियस्य राज्यकरी ।
वैश्यस्य महार्थकरी सौख्यकरी भवति शूद्रस्य ॥ १५४ ॥

આ ઊર્ધ્વરેખા (ઉપર કહ્યા તેવાં શુભ લક્ષણોવાળી) જો બ્રાહ્મણને હોય તો તેને વેદોનો જ્ઞાતા (મોટો વિદ્વાન) બનાવે છે ક્ષત્રિયને રાજ્ય અપાવે છે વૈશ્યને મહા ધનવાન બનાવે છે અને શૂદ્રને (સંપૂર્ણ રીતે) સુખી કરે છે સૂર્ય ઉપર જનારી ઊર્ધ્વરેખા સૂર્યરેખા—મણિબંધમાંથી નીકળીને એક રેખા જો અનામિકાના મૂળમાં જાય તો તે રેખા ધનાઢ્ય અને રાજ્યમાન્ય સાર્થવાહ (મોટો વેપારી, સંઘાધિપતિ, વેપારી મંડળનો પ્રમુખ) કરે છે બુધ પ્રત્યે જનારી ઊર્ધ્વરેખા બુધરેખા—મણિબંધમાંથી નીકળીને રેખા જો કનિષ્ઠિકા આંગળીના મૂળમાં ગઈ હોય તો તે રેખા યશસ્વી અને ધનસંપત્તિથી યુક્ત શ્રેષ્ઠિ (શેઠ) બનાવે છે ધનનાશ—જેને ધનરેખામાં દેખાવમાં કરપત્ર જેવું ચિહ્ન પણ હોય તે મનુષ્ય ધન પેદા કરે છે, અને વળી તેનો વ્યય કરી દે છે ૧૫૩ થી ૧૫૭

त्रिपरिक्षेपाव्यक्ता यवमाला यस्य मणिबन्धे ।
नियत महार्थपति स सार्वभौमो नराधिपति ॥ १५८ ॥
करमूले यवमाला द्विपरिक्षेपा मनोहरा यस्य ।
मनुज स राजमत्री विपुलमतिर्जायत मतिमान् ॥ १५९ ॥
सुभगैकपरिक्षेपा यवमाला यस्य पाणिमूले स्यात् ।
स भवति धनधान्ययुत श्रेष्ठिजनपूजितो मनुज ॥ १६० ॥
यदि तिस्रोयवमाला मणिबधादुभयतो विनि सृत्य ।
परिविष्टयन्ति पृष्ठ तदधिकनममिह फलं ज्ञेयम् ॥ १६१ ॥
इह नाभि पूर्णाभि पूर्णां प्राप्नाति सपद सुटभि ।
मध्याभिवा मध्या ह्रस्वाभिर्वा पुमान ह्रस्वाम् ॥ १६२ ॥

મણિબંધ—જેના મણિબંધમાં ત્રણ સારા આરેથી યવમાળા પડી હોય (મણિબંધમાં ત્રણ યવમાળાઓ જેવી રેખાઓ હોય) તો નક્કી તે મહાધનવાન સાર્વભૌમ નરેશ થાય છે જેને હાથના મૂળ ભાગમાં (મણિબંધમાં) બે મનોહર યવમાળાઓ હોય તે મનુષ્ય રાજમંત્રી અને મહાન બુદ્ધિશાળી થાય છે જેને સારી મનોહર શાસ્ત્રી એક જ યવમાળા મણિબંધમાં હોય તે મનુષ્ય ધનધાન્ય યુક્ત અને શ્રેષ્ઠિ જનોથી પૂજા પામનાર થાય છે જો ત્રણ યવમાળાઓ મણિબંધની બંને બાજુમાંથી નીકળી પૂઠને વળ વીંટાઈ ગયી હોય તો ઉપરોક્ત ફળમાં અધિકતા જાણવી આ ત્રણે મણિબંધની રેખાઓ પૂર્ણ હોય તો પૂર્ણફળ મળે મધ્યમ હોય તો મધ્યમ ફળ મળે અને ટુંકી હોય તો અલ્પ ફળ મળે છે ૧૫૮ થી ૧૬૨

आयुर्लेखानामांगुलिमूलान्तर्गता भवेदूर्ध्वा ।
यस्य व्यक्तारेखा स धर्मनिरत सतत स्यात् ॥ १६३ ॥
यदि रेखा सर्वांगुलिसमस्तपर्वान्तरे स्थिता व्यक्ता ।
स्पष्टो यत्नोपि पुसा महीयता तन्महीशत्वम् ॥ १६४ ॥
रेखा कनिष्ठिकायुर्लेखामध्ये नरस्य यावत्य ।
तावन्त्यो महिला स्युर्महिलाया पुनरपि मनुष्या ॥ १६५ ॥
रेखाभिर्विषमाभिर्विषमा समाभिरथ सुदीर्घाभि ।
सुभगा सूक्ष्माभि स्यात्स्फुटिताभिर्दुर्भगा नारी ॥ १६६ ॥
मूलेंगुष्ठस्य नृणां स्थूला रेखा भवन्ति यावन्त्य ।
तावन्त पुत्रा स्युः सूक्ष्माभिः पुत्रिकास्ताभि ॥ १६७ ॥
यावन्त्यो मणिबंधायुर्लेखान्त प्रतीक्षिता स्थूला ।
तावत्तस्याकान्वैभ्रातॄन् वदन्ति सूक्ष्मा पुनर्भगिनी ॥ १६८ ॥
रेखाभिश्छिन्नाभिर्भिन्नाभिर्भाविमृत्यवो ज्ञेया ।
यावन्त्यस्ता पूर्णा नियत जीवन्ति रेखाभिस्ताभि ॥ १६९ ॥

**ધર્મરેખા**—જેને આયુરેખા અને અનામિકાના અંતરાલમાં સ્પષ્ટ ઊર્ધ્વરેખા હોય તે મનુષ્ય સતત ધર્મપરાયણ રહે છે આંગળીઓના દરેક પર્વમાં સ્પષ્ટ રેખા હોય અને અખંડિત પણ સ્પષ્ટપણે પડેલી હોય તો એશ્વર્યના લાભ થાય છે **સ્ત્રીરેખા**—કનિષ્ઠિકા અને આયુરેખાના મધ્ય ભાગમાં જેટલી રેખાઓ હોય તેટલી સંખ્યામાં પુરુષને સ્ત્રી અને સ્ત્રીને પુરુષ (પતિ) થાય છે જો આ રેખાઓ વિષમ (ખરાબ) પ્રકૃતિની અને સરલ સૂક્ષ્મ તેમજ દીર્ઘરેખાઓ હોય તો ભાગ્યશાળી સુંદર સ્ત્રી મળે છે પરંતુ જો ફાટી ગઈ હોય તો દુર્ભાગી સ્ત્રી મળે અંગુઠાના મૂળ ભાગમાં જેટલી જાડી રેખાઓ હોય તેટલા પુત્ર થાય અને જેટલી પાતળી રેખાઓ હોય તેટલી પુત્રીઓ થાય. મણિબંધથી આરંભી આયુરેખા પર્યંત જેટલી સ્થૂલ રેખાઓ હોય તેટલી સંખ્યામાં ભાઈ અને જેટલી ઝીણી રેખાઓ હોય તેટલી બ્હેનો હોય છે આ ભાઈબ્હેનોની રેખાઓ પૈકી જેટલી તૂટેલી હોય યા કપાએલી હોય તે રેખાઓથી સૂચિત ભાઈબ્હેનોનો ભવિષ્યમાં નાશ થાય છે અને જેટલી રેખાઓ પૂર્ણતયા હોય તેટલી સંખ્યામાં ભાઈબ્હેનો જીવે છે ૧૬૩ થી ૧૬૯

मीनो मकर शङ्ख पद्मो वातमुख सदा फलद ।
पाणौ यद्विमुखो यदि तत्फलं पश्चिमे वयसि ॥ १७० ॥
मीनाङ्कः शतभागी सहस्रभागी सदैव मकराङ्क ।
शंखाङ्को लक्षपति कोटिपतिर्भवति पद्माङ्क ॥ १७१ ॥
छिन्नैर्भिन्नै स्फुटितैरव्यक्तैः किमपि नास्ति फलमेतै ।
अविमुखा जायते पाणितले प्रायोऽमी सार्वभौमानाम् ॥ १७२ ॥
शैलः प्रायस्तले यस्य विस्फुट स्फुरति स पुमान् ।
प्रायो राज्यं लभते निजभुजसहायोऽपि ॥ १७३ ॥
रथयानकुंजरवाजिनृपाद्या स्फुटा करे येषाम् ।
परसैन्यजयनशीलास्तेसैन्याधिपतय पुरुषा ॥ १७४ ॥
उडुपो वा वेडी वा पोतो वा यस्य करतले पूर्ण ।
धनकांचनरत्नानां पात्रं सांयात्रिक स स्यात् ॥ १७५ ॥
श्रीवत्साभा सुखिनां धनाभा भूभुजा करे रेखा ।
वज्राभा विभववता सुमेधसा मीनपुच्छाभा ॥ १७६ ॥
वापीकूपजलाशैर्धर्मपर स्यात्त्रिकोणरेखाभि ।
सीरेण नर कृषिमानुलूखलप्रभृतिभिर्यज्वा ॥ १७७ ॥
करवालाङ्कुशकार्मुकमार्गणशक्त्यादय करे यस्य ।
नियत स क्षोणिपतिर्वीर शत्रुभिरजेय स्यात् ॥ १७८ ॥
जायन्ते श्रीमंत प्रासादैदामभि स्फुट मनुजा ।
निधिनायका कमण्डलुकलशस्वस्तिकपताकाभि ॥ १७९ ॥
यस्य मदड छत्र चामरयुग्म प्रतिष्ठित पाणौ ।
सोऽम्बुधिरशनावासा भुनक्ति भूमिं भुजिष्योऽपि ॥ १८० ॥
विषमस्य यस्य भूपो वेदनिभ क्रतार्थमपि हस्ते ।
विश्वाधिपतिर्नियतं स भवत्यत्रामिहोत्री ॥ १८१ ॥

હાથમાં માછલી, મગર, શંખ, પદ્મ આ ચિન્હો જો અંતર્મુખ હોય તો તેમનું ફળ સત્વર મળે છે અને જો બહિર્મુખ હોય તો તેમનું ફળ પાછલી વયમાં મળે છે જેના હાથમાં માછલીનું ચિન્હ હોય તેનું ધન સેંકડોમાં, મગરના ચિન્હવાળાનું હજારોની સંખ્યામાં પરિમિત હોય છે શંખવાળો લક્ષાધિપતિ અને પદ્મવાળો કરોડાધિપતિ થાય છે આ ચિન્હો જો છિન્નભિન્ન, ફાટેલાં, કે અસ્પષ્ટ હોય તો તેમનું કંઈપણ ફળ નથી. આ ચિન્હો સઘળા સુખના પ્રાપ્ય. સાર્વભૌમ રાજાઓને જ હોય છે જેની હથેળીમાં ઉંચા પહાડ સ્પષ્ટ દેખાતો હોય તેને કોઈની સહાય ન હોય છતાં પ્રાપ્ય. રાજ્ય મેળવે છે જેઓના હાથમાં રથ, પાલખી હાથી, ઘોડો, બળદ ઇત્યાદિ આકૃતિઓ હોય, તેવા પુરૂષોને બીજાના ઉપર વિજયની પ્રસિદ્ધ સત્તા કરે છે અને તે વળી ખરૂ સૈન્યાધિપતિ થાય છે જેના હાથમાં દોઢી વહાણ કે મોટું જહાજ સંપૂર્ણ દેખાતું હોય તે માણસ ધન સુવર્ણ અને રત્નનો અધિકારી બને છે અને મોટો વહાણવટી થાય છે (પરદેશના વેપારીનો મોટો શાહ સોદાગર બને છે) સુખી મનુષ્યોને શ્રીવત્સ જેવું રાજાઓના હાથમાં આ જેવું વૈભવવાળા મનુષ્યોના હાથમાં વજ્ર જેવું અને બુદ્ધિમાન્ પુરૂષોના હાથમાં માછલાની પૂછડી જેવું ચિન્હ હોય છે વાવ, કુવો વગેરે જળાશયનાં ચિન્હોથી ધર્માત્મા થાય છે ત્રિકોણરેખાથી પણ ધર્માત્મા થાય છે હળના ચિન્હવાળો જમીનદાર (ખેતી કરનાર) થાય છે અને આહુતિઓ આદિ યજ્ઞપાત્રોનાં ચિન્હોવાળો યજ્ઞો કરનાર થાય છે તરવાર, અંકુશ, ધનુષ્ય, બાણ શક્તિ આદિચિન્હો જે માણસના હાથમાં હોય તે ખરેખર પૃથ્વીપતિ થાય છે અને આવો પુરુષ વીર કોઈ શત્રુથી અજેય રહે છે પ્રાસાદ (મહેલ) રજ્જુ, કમંડલુ, ધ્વજ સ્વસ્તિક પદ્મ ઇત્યાદિ ચિ હ્નોવાળા શ્રીમંત અને નિધિપતિ થાય છે જેના હાથમાં દંડ સહિતનું છત્ર અને બે ચામરોનું ચિન્હ હોય તે નોકર હોય તો પણ પૃથ્વીનાથ થાય છે જે બ્રાહ્મણના હાથમાં યૂપનું (યજ્ઞના સ્તંભનું) ચિન્હ હોય અને વેદના પુસ્તક જેવું તથા પ્રણાલીય (જળાશય ?)નું ચિન્હ હોય તે જરૂર વિશ્વનો સ્વામી (રાજાધિરાજ) અથવા અગ્નિહોત્રીઓમાં મુખ્ય થાય છે ૧૭૦ થી ૧૮૧

भाग्येन भवन्ति यवा पुंसामगुष्ठपर्वसु स्पष्टा ।
पोपविशेषनिमित्त कर्मकर्त्त यशस्तुरंग स्यात् ॥१८२॥
सुतवंतः श्रुतवन्तो जायन्तेऽगुष्ठमूलगैस्तु यवै ।
मध्यगतैर्धनकाञ्चनरत्नाढ्या भोगिन सततम् ॥१८३॥
त्रिपरिक्षपा मूलेऽङ्गुष्ठगता भवति यस्य यवमाला ।
द्विपसुसमृद्ध स पुमान्राजा वा राजसचिवो वा ॥१८४॥

यस्य त्रिपरिक्षेपा सैव नरो राजपूजित स स्यात् ॥
यस्यैकपरिक्षेपा यवमाला सोपि वित्ताढ्य ॥ १८५ ॥
यस्यांगुष्ठाधस्तात्काकपद भवति विस्पष्टम् ॥
स नर पश्चिमकाले शूलेन विपद्यते सद्य ॥ १८६ ॥
अव्यक्ता स्युस्तनव खंडा रेखाऽथ करे स्थिता यस्य ॥
तिग्मांशोरिव रजनी श्रीस्तस्य पलायते सततम् ॥ १८७ ॥
एवमपरापि पाणौ शुभसंस्थाना शुभावहा रेखा ॥
किंबहुना मनुजानामशुभा पुनरशुभसंस्थाना ॥ १८८ ॥

જે બીજાનું પાલન કરવામાં તત્પર રહે છે અને જે યશરૂપી પીઠ ઉપર ભારી કરે છે એવા પુરુષોને પોતાના ભાગ્યથી અંગુઠાના પર્વની અંદર સ્પષ્ટ યવનાં ચિન્હ હોય છે અર્થાત અંગુઠામાં યવનાં ચિન્હવાળા ભાગ્યશાળી, પરોપકારી તથા કીર્તિમાન્ થાય છે અંગુઠાના મૂળભાગમાં યવ હોય તો પુત્રોવાળા અને જ્ઞાની થાય છે અને અંગુઠાના મધ્યભાગમાં યવ હોય તો ધન, સુવર્ણ અને રત્નોથી યુક્ત ભોગીપુરુષો થાય છે જેઓને અંગુઠાના મૂળમાં ત્રણ યવમાળાઓ હોય તે પુરુષો હાથીઓની સમૃદ્ધિથી યુક્ત રાજા અથવા પ્રધાન થાય છે બે યવમાળા હોય તે પણ રાજપૂજિત થાય છે અને એક યવમાળા હોય તો પણ ધનવાન તો થાય છે જ જેને અંગુઠાના નીચે કાકપાદનુ સ્પષ્ટ ચિન્હ હોય તે માણુસ પાછલી અવસ્થામાં શૂળના રોગથી જલદી મરી જાય છે જેના હાથની રેખાઓ અસ્પષ્ટ, ઝીણી અને તૂટેલી હોય તેની લક્ષ્મી જેમ સૂર્યથી રાત્રી નાસી જાય છે તેમ નાસી જાય છે આ પ્રમાણે જ હાથમાં સારી રીતની પડેલી રેખાઓ સારૂં ફળ આપનારી હોય છે અને અશુભ રીતે પડેલી રેખાઓ અશુભ ફળ આપે છે ૧૮૨ થી ૧૮૮

ऋजुरंगुष्ठ स्निग्धस्तुगो वृत्त प्रदक्षिणावर्त्त ॥
अंगुष्ठेऽपि धनवतां सुघनानि समानि पर्वाणि ॥ १८९ ॥
सतत भवति वलिता सौभाग्यवतां सुमेधसां सूक्ष्मा ॥
पाण्यंगुलय सरला दीर्घा दीर्घायुषां पुंसाम् ॥ १९० ॥
नियतं कनिष्ठिकांगुलिरनामिकापर्व उल्लंघ्य ॥
यद्यधिकतरा पुंसां धनमधिकं जायते प्राय ॥ १९१ ॥

दीर्घायुरंगुलीभि सौभाग्ययुत सुदीर्घपर्वाभिः ॥
विरलाभि कुटिलाभि शुष्काभिर्भवति धनहीन ॥१९२॥
स्थूल धनोज्झितानां शस्त्रान्वितानां वहिर्नता पुंसाम् ॥
ह्रस्वांगुल्यश्चिपिटाश्चेटानां हन्त जायन्ते ॥१९३॥
अंगुष्ठांगुलयो वा संख्या न्यूनाधिका स्फुटं यस्य ॥
धनधान्यै परिहीन सोऽल्पायुर्भूतले भवति ॥१९४॥
छिद्रं मिथ कनिष्ठनामामध्यप्रदेशिनीनां स्यात् ॥
वृद्धत्वे तारुण्ये वाल्ये क्रमशो नरस्य सुखम् ॥१९५॥
विद्रुमरुचय श्लक्ष्णा पाणिनखा कच्छपोन्नता स्निग्धाः ॥
सशिखाः क्रमेण विपुलाः पर्वार्द्धमिता महीशानाम् ॥१९६॥
दीर्घा कुटिला रूक्षा शुक्तिनिभा यस्य करनखा विशिखाः ॥
तेजोभृजाविहीना स हीयते धान्यधनभोगैः ॥१९७॥
पुष्पयुतैर्दुःशीलाः श्वेतै श्रमणास्तुपोपमै क्लीवाः ॥
परतर्कका विवर्णैश्चिपिटै स्फुटितैर्नखैर्निःस्वाः ॥१९८॥
अपसव्यसव्यकरयोर्नखेषु मितबिंदवश्चरणयोर्वा ॥
आगन्तवः प्रशस्ताः पुरुषाणां भोजराजमतम् ॥१९९॥

અંગુઠો સીધો, સ્નિગ્ધ, ઉંચો, ગોળ અને દક્ષિણાવર્ત હોય તે સારો ગણાય છે ધનવાન પુરુષોને અંગુઠામાં પણ સરખા જવાકાર પર્વ હોય છે. હંમેશાં ભાગ્યશાળી પુરુષોની આંગળીઓ ગોળ હોય છે બુદ્ધિમાન પુરુષોની આંગળીઓ અણીદાર હોય છે. અને દીર્ઘાયુ પુરુષોની આંગળીઓ લાંબી તેમજ સીધી હોય છે ટચલી આંગળી અનામિકાના ઉપરના પર્વને ઓળંગી આગળ વધી હોય તો નાની તેના લક્ષણવાળા પુરુષને ઘણું ધન મળે છે લાંબા પર્વવાળી આંગળીઓથી મનુષ્ય દીર્ઘાયુ અને ભાગ્યશાળી થાય છે આછી આછી, વાંકીચુંકી તથા શુષ્ક આંગળીઓથી મનુષ્ય ધનહીન થાય છે ધનહીન પુરુષોની આંગળીઓ જાડી હોય છે શસ્ત્ર ધારણ કરનારાઓની આંગળીઓ પાછળ નમી ગઈ હોય છે ચપટી અને ટુંકી આંગળીઓ નોકરોને હોય છે. જેને હાથની આંગળીઓની સંખ્યા વધતી ન્યૂનાધિક હોય તે ધનધાન્યહીન

અને અલ્પાયુ થાય છે જો કનિષ્ઠિકા અને અનામિકા વચ્ચે છિદ્ર હોય તો વૃદ્ધત્વમાં, અનામિકા અને મધ્યમામાં હોય તો તરુણાવસ્થામાં, મધ્યમા અને તર્જની વચ્ચે હોય તો બાલ્યાવસ્થામાં માણસને સુખ હોય છે રાજાઓના હાથ ઉપર પરવાળા જેવા લાલરંગના, ચિકણા, કાચબાની પીઠની માફક ઉપસેલા, સ્નિગ્ધ, અને અણીદાર તથા આંગળીના નખવાળા પર્વના અર્ધ જેવડા મોટા નખ હોય છે લાંબા, વાંકાચૂંકા, તેજહીન, ખરી વગરના અને તેજ કે મૃદુતાથી રહિત નખવાળો ધનધાન્યહીન થઈ જાય છે જેના નખોને પુષ્પ આવ્યા હોય અર્થાત્ નખ ઉપર ડાઘ પડતા હોય તેઓ દુશ્ચરિત્ર હોય છે પીળા નખવાળા સન્યાસી થાય છે અનાજના ફોતરાં જેવા હોય તો તે પુરુષો ક્લીબ ( હીજડા ) થાય છે રંગ વગરના હોય તો પારકી પંચાત કરનાર, અને ચપટા કે ફાટેલા નખવાળા દરિદ્ર થાય છે ભોજરાજાના મતમાં કાળા કે જાંબલી પણ કે હાથના નખો ઉપર આકસ્મિક પીળા ડાઘ પડતા હોય તો તે શુભ લક્ષણ છે ૧૮૯ થી ૧૯૯

कच्छपपृष्ठो राजा हयपृष्ठो भोगभाजनं भवति ॥
धनसंपत्तिसुसेनाऽधिपतिः शार्दूलपृष्ठोऽपि ॥ २०० ॥
लभते शिरालपृष्ठो निर्धनतां भुमवंशपृष्ठोऽपि ॥
कण्ठं रोमशपृष्ठः पृथुपृष्ठो कम्बुविच्छेदम् ॥ २०१ ॥
नियतं कृकाटिकोरोमशिरासयुता नृणां सा ॥
कुरुते कुटिला विकटा विसंकटा रोगदारिद्रयम् ॥ २०२ ॥
ह्रस्वग्रीवः शस्तो वृत्तग्रीवः सुखी धनी सुभगः ॥
कम्बुग्रीवस्तु भवेदेकातपवारणो नृपतिः ॥ २०३ ॥
महिषग्रीव शूरो लम्बग्रीवोऽपि घस्मरः सततम् ॥
पिशुनो वक्रग्रीव शस्त्रविनाशो महाग्रीव स्यात् ॥ २०४ ॥
रासभकरभग्रीवो दुःखीस्याद्धार्मिको ह्रस्वग्रीवः ॥
शुष्कशिरालग्रीवश्चिपिटग्रीवश्च धनहीन ॥ २०५ ॥

કાચબાના જેવી પીઠ ( શરીરની પીઠ બરડો ) હોય તો રાજા ( જુઓ ચિત્ર. ૫૧ ) ઘોડાના જેવી પીઠ હોય તો ભોગ ભોગવનાર થાય છે ( જુઓ ચિત્ર. ૫૨ ) અને વાઘ જેવી પીઠવાળો ધનસંપત્તિ તથા સુભટ સેનાના અધિપતિ થાય છે ( જુઓ ચિત્ર. ૫૩ ) જેને નસો તરી આવતી હોય તેની પીઠ હોય તે નિર્ધનતા

પામે છે લાંબેલા કપોળવાળો પણ નિર્ધન થાય છે મોટાં રૂંવાટાંવાળી પીઠવાળો કષ્ટ ભોગવે છે અને પહોળી પીઠવાળો પોતાના બંધુઓથી જુદો પડે છે જેની ગરદન ( ડોકી ) રૂંવાટાંવાળી, નસો દેખાઈ આવે તેવી અથવા વાંકીચૂકી આકૃતિને



चित्र नं ५१



चित्र नं ५२

વિચિત્ર હોય તે રોગ અને દારિદ્ર પામે છે ગળાનો ભાગ ટુંકો હોય તે વખાણવા લાયક છે જેને ગોળ ગળું હોય તે સુખી, ધની અને આબરૂવાળો થાય છે અને શંખના જેવા ગળાવાળો એક છત્રપતિ રાજા થાય છે પાડાના જેવા ગળાવાળો શૂરવીર થાય છે લાંબા ગળાવાળો અગ્નિ જેવો થાય છે વાંકા ગળાવાળો ચાડીઓ અને મોટા ગળાવાળો મુખ્ય માણસોનો નાશ કરનાર થાય છે ચપટા કે ઊંટ જેવા ગળાવાળો દુઃખી થાય છે બગલા જેવા ગળાવાળો દંડીક થાય છે સુક્કા, નસોવાળા અને ચપટા ગળાવાળો ધનહીન થાય છે ૨૦ થી ૨૫



चित्र नं ५३



चित्र नं ५४

पुण्यवतामिह चिबुकं वृत्तं मांसलमदीर्घल्पु मृदुलम् ॥
अतिकृशदीर्घस्थूलं द्विधाग्रभागं दरिद्राणाम् ॥ २०६ ॥
हनुयुगलं सुश्लिष्टं चिबुकोभयपार्श्वमस्थि पुमाम् ॥
दीर्घचक्रं शस्तं पुनरशुभं भवति विपरीतम् ॥ २०७ ॥

कूर्चमलम्नघुज्ज्वलमस्फुटिताग्रं निरंतरं मृदुलम् ॥
स्निग्ध पूर्णं सूक्ष्मं मेचक तु विशिष्यते पुसाम् ॥ २०८ ॥
परदाररताश्चौरा श्मश्रुभिरस्थैर्नयानरा स्थूले ॥
रूक्षे सूक्ष्मे स्फुटिते कापिले क्लेशान्विता बहुश ॥ २०९ ॥
सांतर्द्वितीयदशामिह शुक्रो द्वयेकोऽधिक क्रमेण नृणाम् ॥
तदयं श्मश्रुभेदस्तद्विकृति षोडशे वर्षे ॥ २१० ॥

જેઓ પુણ્યશાળી હોય છે તેમનું ચિબુક ( દાઢીનો ભાગ ) ગોળ, માંસલ બહુ નાનું કે બહુ મોટું નહિ એવું મધ્યમ કદનું તેમજ મૃદુલ હોય છે જ્યારે દરિદ્ર પુરુષોને ઘણું નાનું કે ઘણું મોટું જાડું તથા અગ્ર ભાગમાં બે ભાગમાં વહેંચાઈ ગયું હોય છે ચિબુકની બન્ને બાજુએ આવેલા બે જડબાં સારી રીતનાં હોય ( ઢીલાં પડી ગએલાં ન હોય ) છે આ જડબાંનો ગોળાવો વિશાળતા પકડ્યો હોય તો તે શુભ લક્ષણ છે અન્યથા વિપરીત લક્ષણ છે દાઢીના વાળ લાંબા, ચળકતા, અગ્ર ભાગમા ફાટ્યા વગરના અને કોમળ સ્નિગ્ધ, ઝીણા, કાળા ભ્રમર જેવા હોય તે વખાણવા લાયક છે જો દાઢીના વાળ હોઠ ઉપર ( બહારથી ) હોય તો માણસ પરદારગામી અને ચોર થાય છે જો વાળ લાંબા, રૂક્ષ, ઝીણા ( પાતળા ) ફાટેલા તથા કાબરચિત્રા ( પહેલેથી જ ધુળણા રંગના ) હોય તો માણસ નટ ( એક્ટર ) થાય છે, અને બહુ ક્લેશ ભોગવે છે વીસમા વર્ષની આજુબાજુ બે ચાર વર્ષ પહેલાં કે પછી પુરુષના શરીરમાં શુક્ર ( વીર્ય ) નો ઉદ્ભવ થાય છે દાઢી મૂછ આવવાં એ વીર્યોત્પત્તિનું પૂર્વ લક્ષણ છે અને તે લગભગ સોળમા વર્ષે બને છે ૨૦૧ થી ૨૧૦

सुस्निग्ध समुन्नते स्यु परिपूर्णा भोगयुताश्च मांसयुते ॥
सिंहद्विपेन्द्रतुल्यैर्गंडैर्नराधिपा नरा धन्या ॥ २११ ॥
निम्नौ यस्य कपोलौ निर्मांसौ स्वल्पकूर्चरोमाणौ ॥
पापास्ते दुःखजुषो भाग्यविहीना परप्रेष्या ॥ २१२ ॥
समवृत्तममलं सूक्ष्म स्निग्धं सौम्यं सम सुरभि वदनम् ॥
सिंहेभनिभं राज्ञा संपूर्णं भोगिना चेति ॥ २१३ ॥
जननीमुखानुरूपं मुखकमल भवति यस्य मनुजस्य ॥
प्रायो धन्य स पुमानित्युक्तमिदं समुद्रेण ॥ २१४ ॥

दौर्भाग्यवतां प्रथुलं पुंसां स्त्रीमुखमपत्यरहितानाम् ॥
चतुरस्रं धूर्तानामतिह्रस्वं भवति कृपणानाम् ॥ २१५ ॥
भीरुमुखं पापानां निम्नं कुटिलं च पुत्रहीनानाम् ॥
दीर्घं निर्द्रव्याणां भाग्यवतां मण्डलं ज्ञेयम् ॥ २१६ ॥
रासभकरभच्छगव्याघ्रमुखा दुःखभागिन पुरुषा ॥
जिह्ममुखा विकृतमुखाः शुष्कमुखा हयमुखा निःस्वाः ॥ २१७ ॥

જે જડ ચપટ હોય તો માણસ સુખી થાય છે. માંસલ હોય તો માણસ ભોગ વિલાસ ભોગવનાર થાય છે. જે સિંહ કે હાથીના જેવા જડ હોય તો તે મનુષ્યો નરાધિપ અને ધન્ય પુરુષો થાય છે. જેમના કપોલ માંસહીન, અને દુઃખનાશોથી યુક્ત હોય તેમજ બેસી ગએલા હોય તે મનુષ્યો પાપી, દુઃખી, ભાગ્યહીન અને બીજાના ચાકર બને છે. ગોળમટોળ નિર્મલ, નાનુ સ્નિગ્ધ, સૌમ્ય, સરખુ સુગંધી યુક્ત તથા સિંહ કે હાથીના જેવું મુખ રાજાઓ તથા પુણ્યશાળી ભોગ ભોગવી શકે તેવા માણસોને હોય છે (જુઓ ચિત્ર ૫૪-૫૫) સમુદ્રે કહ્યું છે કે જે માણસનું મોં પોતાની માતાના મોંના જેવું હોય છે તે ભાગ્યશાળી હોય છે. દુર્ભાગી માણસોના મો પહોળાં હોય છે. વાંઝીયાઓનાં મોં સ્ત્રી જેવાં હોય છે. ધૂર્ત



ચિત્ર નં ૫૫



ચિત્ર નં ૫૬

પુરુષોના મોં ચોરસ હોય છે અને કૃપણ પુરુષોનાં મોં એકદમ નાનાં હોય છે. ડરપોક મોં પાપી પુરુષોને હોય છે. નમી ગએલું તેમજ વાંકુ મોં પુત્રહીન માણસોને હોય છે. નિર્ધન પુરુષોના મોં લાંબાં હોય છે અને ભાગ્યશાળી માણસોનાં મો ગોળ હોય છે. ગધેડ, ઊંટ, બકરાં તથા વાઘ જેવા મોંવાળા પુરુષો દુઃખી થાય છે. વાંકા મોં વાળા, વિકૃત મો વાળા, સુકા મો વાળા તેમજ ઘોડા જેવા મોં વાળા નિર્ધન થાય છે ૨૧૧ થી ૨૧૭

बिम्बाधरा धनाढ्य प्रज्ञावान् पाटलाधरो भवति ॥
भायो राज्यं लभते प्रवालवर्णाधरस्तु नरः ॥ २१८ ॥

यस्याधरोत्तरोष्ठौ द्व्यंगुलमानौ सुकोमलौ मसृणौ ॥
मृदुसममसृक्काणौ स जायते प्रायशो धनवान् ॥ २१९ ॥
पीनोष्ठः सुभगः स्याल्लंबोष्ठो भोगभाजनं मनुजः ॥
अतिविषमोष्ठो भीरुर्ल्हस्वोष्ठो दुःखितो भवति ॥ २२० ॥
रूक्षैः कृशैर्विवर्णैः प्रस्फुटितैः खंडितैरतिस्थूलैः ॥
ओष्ठैर्धनसुखहीना दुःखिनः प्रायशः प्रेष्याः ॥ २२१ ॥

પાકા બીલોડા જેવા અર્થાત્ બીંબફળ જેવા હોઠવાળો ધનવાન થાય છે સુંવાળી હોઠવાળો બુદ્ધિમાન્ થાય છે અને પરવાળા જેવા રંગના હોઠવાળો પુરુષ પ્રાય. રાજ્ય પ્રાપ્ત કરે છે જેના ઉપલા અને નીચલા બન્ને હોઠ બે આંગળ લાંબા કોમળ ચિકણા, મૃદુલ સુંવાળા અને સરખા હોય તે માણસ પ્રાય. ધનવાન થાય છે જાડા હોઠવાળો સુભગ, લાંબા હોઠવાળો ભોગી, ઘણા લાંબા ટુંક હોઠવાળો ડરપોક તથા નાના હોઠવાળો દુઃખી થાય છે લુખ્ખા, સુકાઈ ગએલા ફીક્કા, ફાટી ગએલા, તૂટેલા અને ઘણા જાડા હોઠ હોવાથી (જેમને આવા હોઠ હોય તે) માણસો મોટે ભાગે ધનસુખથી રહિત અને પારકાના ચાકર બને છે ૨૧૮ થી ૨૨૧

कुंदमुकुलोपमाः स्युर्यस्यारुणपीठिकासमाः सुघनाः ॥
दशनाः स्निग्धाः श्लक्ष्णास्तीक्ष्णा दंष्ट्रा स वित्ताढ्यः ॥ २२२ ॥
धनिनः खरदिपरदा निःस्वा भल्लूकवानरा रदाः स्युः ॥
निंद्याः करालविरलद्विपंक्तिशितिविषमरूक्षरदाः ॥ २२३ ॥
द्वात्रिंशता नरपतिर्दशनैस्तैरेकविरहितैर्भोगी ॥
स्यात्त्रिंशता तनुघनोऽष्टाविंशत्या सुखी पुरुषः ॥ २२४ ॥
दारिद्र्यदुःखभाजनमेकोनत्रिंशता सदा दशनैः ॥
ऊर्ध्वमधस्तैरपि विहीनमस्यैर्नरो दुःखी ॥ २२५ ॥
स्यातां द्विजावधः प्राक् द्वादशगे मासि राजदन्तास्यौ ॥
शस्तावूर्ध्वावथुभौ जन्मन्येवाढ्यतौ तद्वत् ॥ २२६ ॥
सर्वे भवन्ति दशनाः पूर्णे वर्षद्वये जनिप्रभृति ॥
आसप्तमदशमान्तं नियतं पुनरुद्यमं यान्ति ॥ २२७ ॥

જેને મોગરાની કળી જેવા, લાલ રંગની પીઢીઓના જેવા જ એક બીજા સાથે મળી ગએલા, દાંત તથા સ્નિગ્ધ, ચિકણા અને અણીદાર દાંત હોય તે પુરુષ ધનવાન થાય છે. ચપટા કે હાથીના જેવા (બહાર ધસી આવેલા) દાંતવાળા ધનવાન થાય છે. રીંછ કે વાનર જેવા દાંતવાળા નિર્ધન થાય છે. બીભત્સ અને આછા, વિરલ મોટા, ઊંચા નીચા અસ્તવ્યસ્ત અને રૂક્ષ દાંતવાળા નિંદ્ય પુરુષો હોય છે. બત્રીશ દાંતવાળો રાજા, એકત્રીશ દાંતવાળો ભોગી, ત્રીશ દાંતવાળો થોડા ધનવાળો અને અઠ્ઠાવીસ દાંતવાળો સુખી થાય છે. જો ઓગણત્રીસ દાંત હોય તો સદા દરિદ્ર અને દુઃખી થાય છે. ઉપર અને નીચેના મળી દાંત જો ઉપરની સંખ્યા કરતાં ઓછા હોય તો તે માણસને દુઃખી સમજવો. જન્મ પછી બાર મહીને નીચેની પેઢીમાં બે દાંત ઉગે છે જેને રાજાત કહે છે. જો સર્વ પ્રથમ નીચેની બાજુ દાંત ન આવતાં ઉપરની બાજુ આવે તો તે અશુભ છે. તેમજ જો જન્મની સાથે જ દાંત હોય તો તે પણ અશુભ લક્ષણ છે. જન્મ પછી બીજા વર્ષની અંદર બધા જ દાંત ઉગી જાય છે અને સાતમાથી દશમાની અંદર પડી જઈ ફરી ઉગે છે. ૨૨૨ થી ૨૨૭

रसना रक्ता दीर्घा सूक्ष्मा मृदुला तनुसमा येषाम् ॥
मिष्टान्नमोजिनस्ते यदि वा त्रैविद्यवक्तार ॥ २२८ ॥
संकीर्णाग्रा स्निग्धा रक्ताम्बुजपत्रसन्निभा रसना ॥
न स्थूला न च पृथुला यस्य स पृथ्वीपतिर्मनुजः ॥ २२९ ॥
शौचाचारविहीना सितजिह्वा सतत भवन्ति नरा ॥
धनहीना शितिजिह्वा पापोपगताः शबलजिह्वा ॥ २३० ॥
सूक्ष्मा रूक्षा परूषा स्थूला समपृथुला मलसमन्विता यस्य ॥
जिह्वा पीता स पुमान् मूर्खो दुःखाकुल सततम् ॥ २३१ ॥

જીભ લાલ લાંબી, સૂક્ષ્મ, કોમળ, પાતળી જેમને હોય તેઓ ત્રણે વેદના જાણનાર અને મિષ્ટાન્ન ભોજન કરનાર હોય છે. જેને જીભ અગ્રભાગમાં અણીદાર, સ્નિગ્ધ, લાલ કમળની પાંખડી જેવી બહુ જાડી નહિ તેમ બહુ પાતળી નહિ તેવી હોય તે માણસ પૃથ્વીપતિ થાય છે. ધોળા રંગની જીભવાળા પવિત્રતા રહિત હોય છે. કાળી જીભવાળા ધનહીન હોય છે અને કાબરચિતરી જીભવાળા પાપી હોય છે. નાની, રૂક્ષ, કઠોર, જાડી, અગ્રભાગ પર્યંત એક સરખી પહોળી મેલી અને પીળા રંગની જીભ જેમને હોય તે પુરુષ મૂર્ખ હોય છે અને દુઃખથી આકુળ-વ્યાકુળ રહે છે. ૨૨૮ થી ૨૩૧

रक्ताम्बुजतालुदरो भूमिपतिर्विक्रमी भवति मनुजः ॥
वित्ताढ्य सिततालुर्गर्जताल्वुर्मंडलाधीशः ॥ २३२ ॥
रूक्षं शबलं परुषं मलान्वितं न प्रशस्यते तालु ॥
कृष्णं कुलनाशकरं नीलं दुःखावहं पुंसाम् ॥ २३३ ॥
अरुणतालुर्गुणयुक्तस्तीक्ष्णाग्रा घटिका शुभा स्थूला ॥
लम्बा कृष्णा कठिना सूक्ष्मा चिपिटा नृणां न शुभा ॥ २३४ ॥

લાલ કમળ જેવા તાળવાવાળો ભૂમિપતિ થાય છે અને તે પરાક્રમી હોય છે ધોળા તાળવાવાળો ધનવાન હોય છે અને હાથીના તાળવા જેવા તાળવાવાળો માણસ માંડલિક રાજા થાય છે રૂક્ષ કર્બુર રંગનું કઠોર, મેલું તાળવું વખણાતું નથી. કાળું તાળવું કુલનો નાશ કરાવે છે અને નીલરંગનું તાળવું દુઃખ આપનાર છે લાલ રંગનું તાળવું (અશ્વોત્થના રંગ જેવા રંગનું તાળવું) હોય તો માણસ ગુણવાન થાય છે ગળાની ઘંટડી (જેને હૈડિયો કહે છે અથવા ટોટો કહે છે) અણીદાર અને જાડી હોય તો શુભ છે પરંતુ લાંબી, કાળી, કઠિન, સૂક્ષ્મ અને ચપટી હોય તો તે સારી નથી. ૨૩૨ થી ૨૩૪

हसितमलक्षितदशनं किंचिद्विकसितकपोलमतिमधुरम् ॥
पुंसां धीरमकंपं प्रायेण स्यात् प्रधानानाम् ॥ २३५ ॥
उत्कंपितांसकशिरः समीलितलोचनं निपतदश्रु ॥
विकृष्टस्वरमुद्धतं मध्यमानामसकृद्धसितं स्यात् ॥ २३६ ॥

જે પુરુષો પ્રધાન હોય છે તેમનું હાસ્ય ઘણું ખરું જેમાં દાંત ન દેખાતા હોય, કપોલ સ્હેજ સ્હેજ વિકસિત થયા હોય, બહુ મધુર હાસ્ય હોય, ધીરતા દેખાતી હોય, કંપ ન હોય તેવું હોય છે મધ્યમ કોટિના પુરુષોનું હાસ્ય ખભા તથા માથાને કંપાવતું આંખો બીડાઈ જાય અને તેમાંથી આંસુ પડે, અને વારંવાર કે અંતર્માં વિચિત્ર અવાજવાળું તથા ઉદ્ધત પ્રકારનું રહે છે ૨૩૫–૨૩૬

चतुरंगुलप्रमाणा स्थूलपुटांतस्तनुच्छिद्रा ॥
न च प्रपीना त्ववलिना चिरायुषां भोगिनां नासा ॥ २३७ ॥
उन्नतनासः सुभगो गजनासः स्यात्सुखी महार्योदयः ॥
ऋजुनासो भोगयुतश्चिरजीवी शुष्कनासः स्यात् ॥ २३८ ॥

तिलपुष्पतुल्यनासः शुकनासो भूपतिर्मनुजः ॥
आदर्शोऽग्रवक्रनासो लघुनासः शीलधर्मपरः ॥ २३९ ॥
क्रमविस्तीर्णसमुन्नतनासा महीशितुर्भवति ॥
द्वेधा स्थिताग्रभागातिदीर्घह्रस्वा च निःस्वस्य ॥ २४० ॥
कुचत्या चौर्यरतिर्नासिकया चिपिटया युवतिमृत्यु ॥
छिन्नानुरूपया स्यादगम्यरमणीरतः पापः ॥ २४१ ॥
विकृता मध्यविहीना स्थूलाग्रा पिच्छिला सा दुःखस्य ॥
दक्षिणवक्रा नासा अभक्ष्यभक्षकक्रूरयोर्ज्ञेया ॥ २४२ ॥
निर्ह्रादि सानुनासादसकृत्क्षुतं भोगिनां धनवतां द्वि ॥
दीर्घायुषां प्रयुक्त सुसहित त्रिर्भवति पुंसाम् ॥ २४३ ॥
स्वस्ति लघु च नराणां क्षुत चतुर्भवति भोगवताम् ॥
ईषदनुनादसहितं करोति कुशल निरंतरं पुंसाम् ॥ २४४ ॥

સમાં નસકોરાં અને અલ્પછિદ્રવાળી ચાર આંગળના પ્રમાણની, જાડી નહીં કે પાતળી ન હોતાં મધ્યમ પ્રકારની હોય તેવી નાસિકા દીર્ઘાયુ અને ભોગી પુરુષોને હોય છે ઉન્નત નાસિકાવાળો ભાગ્યશાળી હોય છે હાથીની માફક મોટી નાસિકાવાળો સુખી અને ધનવાન થાય છે (જુઓ ચિત્ર ૫૭) સીધા નાકવાળો હોય સુખી અને સુઘડ બનેલા નાકવાળો દીર્ઘાયુ થાય છે તલના ફૂલ જેવી નાસિકાવાળો તેમજ પોપટની ચાંચ જેવી નાસિકાવાળો માણસ ભૂપતિ થાય છે અગ્ર ભાગમાં સહેજ વાંકી વળી નાસિકાવાળો ધનવાન થાય છે અને ટૂંકી નાસિકાવાળો ચારિત્રસંપન્ન હોય છે ક્રમપૂર્વક પહોળી થયેલી અને ઉન્નત નાસિકા રાજાઓને હોય છે અને નિર્ધનને આગલા ભાગમાં બે ભાગ પડેલા હોય તેવી અને ઘણી મોટી કે ઘણી નાની નાસિકા હોય છે અણીદાર બનતી નાસિકાથી ચોરવૃત્તિ થાય છે ચપટી નાસિકા સ્ત્રીનું મૃત્યુ કરે છે કપાયેલા જેવી દેખાતી નાસિકાથી અગમ્યાગમનમાં આસક્ત અને પાપી થાય છે વિકૃત બનેલી, વચલા ભાગમાં બેસી ગયેલી, અગ્રભાગમાં જાડી થયેલી, તથા અગ્રભાગમાં વળી દેખાતી નાસિકા દુઃખનું કારણ બને છે જમણી બાજુ વાંકી વળેલી નાસિકા અભક્ષ્ય ભક્ષણ કરનાર તથા ક્રૂર પુરુષને હોય છે ભોગી પુરુષોને આનંદદાયક અવાજવાળી છીંક, ધનવાનોને બે, અને દીર્ઘાયુ પુરુષોને ત્રણ છીંકો થાય છે ભોગી પુરુષોને સાથોસાથ અને હલકા પ્રકારની ચાર છીંક પણ થાય છે અને થોડા સ્વરવાળી છીંક પુરુષોને કુશળ બનાવે છે ૨૩૭ થી ૨૪૪

अक्षिणी निर्मलनीलस्फटिकारुणमये ईपत्स्निग्धे ॥
स्यातामतमेचकक्ष्शान्तशोणे दृशौ धनिनः ॥२४५॥
हृग्तिालमैर्नयनैर्जायन्ते चक्रवर्तिनो नियतम् ॥
नीलोत्पलदलतुल्यैर्विद्वांसो मानिनो मनुजा ॥२४६॥
लाक्षारुणैर्नरपतिर्नयनैर्मुक्तासितैः श्रुतज्ञानी ॥
भवति महार्थ पुरुषो मधुकांचनलोचनै पिङ्गै ॥२४७॥
सेनापतिर्गजाक्षश्चिरजीवी जायते सुदीर्घाक्ष ॥
भोगी विस्तीर्णाक्ष कामी पारावताक्षोपि ॥२४८॥
श्यावदृशां सुभगत्व स्निग्धदृशां भवति भूरिभोगित्वम् ॥
स्थूलदृशां धीमत्त्व दीनदृशा धनविहीनत्वम् ॥२४९॥
नकुलाक्षमयूराक्षा जायन्ते जगति मध्यमाः पुरुषा ॥
अधमा मण्डूकाक्षाः काकाक्षा धूसराक्षाश्च ॥२५०॥
बहुवयसो धूम्राक्षा समुन्नताक्षा भवन्ति तनुवयस ॥
विष्कम्भवर्तुलाक्षा पुरुषा नातिक्रामन्ति तारुण्यम् ॥२५१॥
ऋजु पश्यति सरलमनाः पश्यत्यूर्द्ध्वं सदैव पुण्यादयाः ॥
पश्यत्यधः सपापस्तिर्यक्पश्यति नर क्रोधी ॥२५२॥
सततमनद्धो लक्ष्म्या विघूर्णते कारण विना दृष्टिः ॥
यस्य म्लाना रूक्षा मपापकर्मा पुमान् नियतम् ॥२५३॥
अंधात्क्रूर काण काणादपि केक्रये मनुजात् ॥
काणात्केकरतोऽपि क्रूरतर कातरो भवति ॥२५४॥
अहिदृष्टि स्याद्रोगी बिडालदृष्टि सदा पाप ॥
दुष्टो दारुणदृष्टि कुक्कुटदृष्टि कलिप्रियो भवति ॥२५५॥
अतिदुष्टा घूकाक्षा विषमाक्षा दुःखिताः परिज्ञेया ॥
हंसाक्षा धनहीना व्याघ्राक्षा कोपना मनुजा ॥२५६॥

नियतं नयनोद्धारः पुंसामत्यन्तकृष्णतारार्णाम् ॥
भूरिस्निग्धदृशः पुनरायु स्वल्पं भवेत्प्राज्ञः ॥ २५७ ॥
अतिपिङ्गलैर्विवर्णैर्विभ्रान्तैर्लोचनैश्चलैरशुभम् ॥
अतिदीनारुणरूक्षे सजले समलैर्नरा निःस्वा ॥ २५८ ॥



ચિત્ર નં ૫૭



ચિત્ર નં ૫૮

ધનવાન પુરુષને સ્વચ્છ નીલમણિ જેવી અને કાંઈક લાલાશ ઉપર સ્નેહ સ્નેહ સ્નિગ્ધ તેમજ કીકીના ભાગમાં કાળી તથા ખુણાઓમાં લાલ આંખો હોય છે કટવાલ જેવા રંગની આંખોવાળા માણસો ચક્રવર્તી થાય છે નીલકમળની પાંખડી જેવી આંખોવાળા માણસો અભિમાની તેમજ વિદ્વાન હોય છે ( જુઓ ચિત્ર. ૫૭ ) વાઘના જેવી લાલ આંખોવાળો નરેશ મોતીના જેવી સફેદ આંખોવાળો વિદ્વાન અને જ્ઞાની થાય છે તેમજ મધ જેવી અથવા સુવર્ણ જેવી પીળી આંખોવાળો માણસ પુષ્કળ ધનવાળો થાય છે હાથીના જેવી નાની આંખોવાળો સેનાપતિ થાય છે ( જુઓ ચિત્ર ૫૮ ) સારી લાંબી આંખોવાળો દીર્ઘજીવી થાય છે પહોળી આંખોવાળો ભોગી થાય છે અને કબુતર જેવી આંખોવાળો કામી થાય છે હરણના બચ્ચા જેવી આંખોવાળો ભાગ્યશાળી થાય છે સ્નિગ્ધ આંખોવાળો ઘણો જ ભોગવિલાસ વાળો



ચિત્ર નં. ૫૯





ચિત્ર નં ૬૦

થાય છે ઊંડી આંખોવાળા બુદ્ધિમાન અને ગરીબડી આંખોવાળા ધનહીન થાય છે નોળીયા કે મોરના જેવી આંખોવાળા જગતમાં મધ્યમ કોટિના પુરુષો થાય છે

( જુઓ ચિત્ર. ૫૯ ) દેડકા જેવી તેમજ મગરના જેવી કે મદ્ય રંગની આંખોવાળા અધમ કોટિના માણસો હોય છે ધૂમાડા જેવા રંગની આંખોવાળા દીર્ઘાયુ થાય છે ઉંચી આંખો ( કીકી ઉંચી ચઢી ગઈ હોય તે ) વાળા અલ્પાયુ થાય છે સ્થિર અને ગોળ આંખોવાળા પુરુષો મુખાની આગળ ગી શકતા નથી. સરલ મનવાળા સીધી નજરે જુએ છે પુણ્યશાળી પુરુષોની દૃષ્ટિ ઉંચે જામી રહે છે જે નીચી નજરે જુએ તે પાપી હોય છે અને જે તિરછી નજરે જુએ તે માણસ ક્રોધી હોય છે જેની નજર કારણ વગર આડીઅવળી ફર્યા કરે તે મનહીન થાય છે અને જેની નજર મ્લાન, અને રૂક્ષ હોય છે તે પુરુષ પાપકર્મ કરનાર હોય છે આંધળો માણસ ક્રોધી હોય છે આધળાથી કાણો અને કાણાથી પણ કેકરાક્ષ વધુ ક્રોધી હોય છે ( ભુખરી આંખોવાળાને સંસ્કૃતમા કેકરાક્ષ કહે છે ) પરંતુ કાણા અને ભુખરા કરતાંય જેને દૃષ્ટિ ફેરવી લેવાની આદત હોય છે ( ઘણા માણસોની એવી આદત હોય છે કે કોઈ તેમના સામુ જુએ કે તરતજ પોતાની દૃષ્ટિ ફેરવી નાખે યા તો આંખો બંધ કરી લે આવી બીજાની નજર સાથે નજર ન મેળવનારા અથવા પોતાની નજર ઉપર બીજાની નજર પડતા પોતાની નજરને છુપાવનારા માણસો કાતર દૃષ્ટિવાળા કહેવાય છે ) તેઓ વધારે ક્રોધી હોય છે સાપના જેવી નજરવાળો રોગી, બીલાડા જેવી નજરવાળો પાપી ભયંકર નજરવાળો પાપી અને કુકડા જેવી નજરવાળો કલહ કરનાર હોય છે ઘુવડ જેવી આંખોવાળો ઘણો દુષ્ટ હોય છે ( જુઓ ચિત્ર ૬૦ ) નાની મોટી આંખોવાળાઓને દુઃખી જાણવા. હંસ જેવી આંખોવાળા નિર્ધન થાય છે અને વાઘ જેવી આંખોવાળા ક્રોધી થાય છ ( જુઓ ચિત્ર ૬૧ ) જેઓની આંખની કીકી ઘણી જ કાળી હોય તેમની આંખો જરૂર ( કોઈને કોઈ કારણસર ) બહાર કાઢી નાખવામા આવે છે ઘણીજ સ્નિગ્ધ ( સ્નેહ યુક્ત ) નજરવાળા કામી હોય છે પરંતુ અલ્પાયુ થાય છે ઘણાં પીળાં કીડાં, વાદળ, અને ભ્રમમાં પડ્યાં હોય તેવાં નેત્રોવાળો માણસ ખરાબ હોય છે ઘણીજ નાની, લાલ અને ફીક્કી તેમજ પાણીવાળી રહેતી આંખોવાળા નિર્ધન થાય છે ૨૪૫ થી ૨૫૮


ચિત્ર નં. ૬૧


ચિત્ર નં ૬૨

इह वदनमर्द्धरूपं वपुषो यदि वा समनुरूपमिदम् ॥
तत्राऽपि वरा नासा ततोऽपि मुख्ये दृशौ पुंसाम् ॥ २५९ ॥

सुहृदैः कृष्णैर्नयनच्छेदस्थितैः पक्ष्मभिर्घनैः सूक्ष्मैः ॥
सौभाग्यं चिरमायुर्लभते मनुजो धनेशत्वम् ॥ २६० ॥
पक्ष्मभिरधमा विरलैः पिङ्गैः स्थूलैर्विवर्णैश्च ॥
पक्ष्मततिविरहिता पुनरगम्यनारीरताः पापाः ॥ २६१ ॥
अनिमेषो धन रहित पुरुषः स्यादेकमात्र निमेषोऽपि ॥
नियतं द्विमात्रनिमेषः परजन्माश्रित्य जीवति स ॥ २६२ ॥
धनिनस्त्रिमात्रनिमेषास्तथा चतुर्मात्रनिमेषवंतोऽपि ॥
न तु पंचमात्रनिमेषाश्चिरायुषो भोगिनो धनिनः ॥ २६३ ॥
नयननिमेषैरल्पैर्मध्यैर्दीर्घैश्च जायते पुंसाम् ॥
आयुः स्वल्पं मध्यं सुदीर्घमथानुपूर्विकया ॥ २६४ ॥
जानु प्रदक्षिणीकृत्य यावत् करो घण्टिकामादत्ते ॥
तदिदमिह समयमान मात्राशब्देन निगदति ॥ २६५ ॥

અહીં સામુદ્રિકશાસ્ત્રમાં મુખને શરીરનું અર્ધું અથવા સંપૂર્ણ શરીર ગણવામાં આવ્યું છે (અર્થાત્ સમસ્ત મુખ ઉપરના શુભાશુભ લક્ષણોમાં જ બધું સમાઈ જાય છે) મુખમાં પણ નાસિકા શ્રેષ્ઠ છે અને નાસિકાથી પણ આંખો ઉત્તમ છે અનુક્રમે કાળી, આંખોના બન્ને છેડાઓ સુધી ખીલેખીલ કોમળી અને ઝીણી પાંપણોથી માણસ સૌભાગ્ય, દીર્ઘાયુ અને ધનસંપત્તિ પામે છે આછી પાંપણોથી માણસ અધમ થાય છે પીળી, જાડી અને રંગહીન પાંપણોથી પણ માણસ અધમ થાય છે જેઓને પાંપણો જ ન હોય એવા માણસો અગમ્યાગમન કરવામાં આસક્તિવાળા અને પાપી હોય છે જેને આંખના નિમેષ (પલકારા) ન થતા હોય અથવા એક માત્રા જેટલા વખતના અંતરે નિમેષ થતા હોય તે નિર્ધન થાય છે બે માત્રાના અંતરે થતા હોય તે પારકાના આશ્રયે જીવન વ્યતીત કરે છે ત્રણ માત્રાના અંતરે નિમેષ થતા હોય તેવો માણસ અથવા ચાર માત્રાના અંતરે જેને નિમેષ થતો હોય તે ધનવાન થાય છે પરંતુ જેમને પાંચ માત્રા જેટલા સમયના અંતરે નિમેષ થતા હોય તેઓ દીર્ઘાયુ ધનવાન કે ભોગી થતા નથી. બહુ ઓછો નિમેષ થતો હોય, મધ્યમ પ્રકારનો હોય કે મોટો હોય (બહુ ઓછા સમયમાં જે નિમેષ થાય તે અલ્પ નિમેષ, તેથી વધારે વખતવાળો મધ્યમ નિમેષ અને ઠીકઠીક વખતવાળો દીર્ઘ નિમેષ કહેવાય છે) તો અનુક્રમે અલ્પ, મધ્યમ અને દીર્ઘ આયુ ભોગવે છે હાથ ઢીંચણની પ્રદક્ષિણા કરી

પાછી અળાની ઘટિકાનો સ્પર્શ કરે તેટલા સમયને માત્રા કહેવાની પરિપાટી સામુદ્રિકશાસ્ત્રમાં છે ૨૫૯ થી ૨૬૫

मन्दरमन्थानकमथ्यमानजलराशिघोषगंभीरम् ॥
वालस्य यस्य रुदितं स महीं महीयान् सपालयति ॥ २६६ ॥
बाष्पाम्बुविनिर्मुक्तं स्निग्धमदीनरोदनं शस्तम् ॥
रूक्षं दीनं घर्घरमश्रु पुनर्दुःखदं पुंसाम् ॥ २६७ ॥
बालेन्दुनते वित्त दीर्घे पृथुलोन्नते श्यामे ॥
नासावंशविनिर्गतदले इव भ्रूदले दिशतः ॥ २६८ ॥
नृणामयुते स्निग्धे मृदुतनुरोमान्विते भ्रुवौ शस्ते ॥
हीने स्थूले सूक्ष्मे खरपिङ्गलरोमके न शुभे ॥ २६९ ॥
ह्रस्वान्ता बहुदुःखानामगम्यगोपाङ्गिना च मध्यनताः ॥
स्तोकायुषामतिनता विषमा खण्डा भ्रुवो दरिद्राणाम् ॥ २७० ॥
धनवन्तः सुतवन्तः शिखरैः पुरुषा समुन्नतैर्विशदैः ॥
निम्नैः पुनर्भवन्ति द्रव्यसुखापत्यपरिहीनाः ॥ २७१ ॥

મંદરાચલ રૂપી રવૈયાથી વલોવાતા સમુદ્રના અવાજ જેવું ગંભીર જે બાળકનું રૂદન હોય તે મોટી પૃથ્વીનું પાલન કરે છે. પરસેવો તથા આંસુઓ વગરનું સ્નિગ્ધ અને ભવ્ય રૂદન હોય તે સારૂં ગણાય છે. દુઃખી, ઝીણું, ઘર્ઘર અવાજવાળું અને ખુબ આંસુ પડતાં હોય તેવું રૂદન દુઃખ આપે છે. નાકના ઉપલા છેડામાંથી બે પાંદડાં નીકળ્યાં હોય તેમ બીજના ચંદ્રના જેવી વાંકી, લાંબી, જાડી શ્યામ રંગની ભ્રમરો હોય તો ધન આપે છે. એક બીજાથી અળગી ભમરની, સ્નિગ્ધ, મૃદુ કોમળ વાળની બનેલી ભ્રમરો વખાણવા લાયક છે. ટુંકી જાડી, વધી પતલી ખરબચડા અને પીળાશ ઉપરના વાળવાળી ભ્રમરો સારી ગણાવી નથી. જેમને ઘણું દુઃખ પડવાનું હોય તેવા માણસોની ભ્રમરો ટુંકા છેડાવાળી હોય છે. જે લોકો અગમ્યા ગમન કરે છે તેમની વચમાંથી નમી ગએલી હોય છે. અલ્પાયુ પુરુષોની ભ્રમરો ઘણી નમેલી હોય છે અને દરિદ્ર પુરુષોની ભ્રમરો નાની મોટી અને વાંકેલી હોય છે. જો આંખની ભ્રમરોની ઉપરનો ભાગ ઉન્નત તથા વિશાળ હોય તો માણસ ધનવાન, પુત્રવાન, થાય છે અને જો તે ભાગ નીચો ગએલો હોય તો ધનસુખ અને પુત્રથી રહિત થાય છે ૨૬૬ થી ૨૭૧

परिपूर्णकणपाली पिप्पलिकाद्यवयव: सुसंस्थानः ॥
लघुविवरो विस्तीर्णः कर्णः प्रायेण भूमिभुजाम् ॥ २७२ ॥
आद्य प्रलम्बकर्ण: सुखी स्वभावपीनमृदुकर्णे ॥
मतिमान्मूषककर्णश्चमूपति: शङ्खकर्णः स्यात् ॥ २७३ ॥
चिपिटश्रवणैर्भोगी दीर्घायुर्दीर्घरोमाभि श्रवणे ॥
अतिपीनैरतिभोगी श्रवणैर्जननायको भवति ॥ २७४ ॥
ह्रस्वैर्नि:स्वा: कर्णैर्निर्मांसै: पापमृत्यवो ज्ञेया ॥
व्यालंबिभि शिरालै: क्रूरा: स्यु: प्रायश कुटिलैः ॥ २७५ ॥
येषां पृथुला: क्षुद्रा कर्णा: स्यु: कर्णशष्कुलीहीनाः ॥
स्वल्पायुषो दरिद्रा विलोक्यमाना विरूपास्ते ॥ २७६ ॥

પુરેપુરી કાનપટ્ટીવાળો, અલ્પ છિદ્રવાળો કાન ઘણું ખરું રાજાને હોય છે લાંબા અને, સ્વભાવથી જ કોમળ તથા પહોળા કાનવાળો સુખી અને અમેસર થાય છે ઉંદરના જેવા કાનવાળો બુદ્ધિમાન હોય છે ( જુઓ ચિત્ર ૬૨ ) અને શંખ જેવા કાનવાળો સેનાપતિ થાય છે ( જુઓ ચિત્ર ૬૩ ) ચપટા કાનવાળા ભોગી થાય છે લાંબા વાળવાળા કાન હોય તો દીર્ઘાયુ થાય. ઘણા જાડા કાન હોય તો ઘણો ભોગી થાય અને જનનાયક થાય. ટુંક કાન હોય તો નિર્ધન થાય. માંસ વગરના કાન હોય તો પાપકર્મથી મૃત્યુ પામનાર થાય. લાંબા અને નસો તરી આવતા અને વાંકાચુંક કાન હોય તો ઘણું ખરું આયુષ્ય ક્રૂર થાય છે જેઓને ઘણા પહોળા કે ઘણા નાના, વચ્ચેના છિદ્ર વગરના અને દેખાવમાં ખરાબ લાગે તેવા કાન હોય તેઓ અલ્પાયુ અને દરિદ્ર થાય છે ૨૭૨ થી ૨૭૬



ચિત્ર નં ૬૨



ચિત્ર નં. ૬૩

विपुलमृदुर्ध्वमधिकमुन्नतमर्द्धेन्दुसम्मित राज्यम् ॥
प्रदिशत्याचार्यपदं शुक्तिविशालं नृणां भालम् ॥ २७७ ॥

स्वल्पैर्धर्मप्रवणा धनहीना संवृतैस्तथाविषमै ॥
निम्नै केवलबंधनवधभाज क्रूरकर्माण ॥२७८॥

भालस्थलस्थिताभि सुशिराभिरधमा सदैव पापकृत ॥
अभ्युन्नताभिराढ्यास्ताभिरपि स्वस्तिकाकृतिभि ॥२७९॥

रेखाभिर्वर्षशत पञ्चभिरायुर्ललाटसंस्थाभि ॥
पुरुषाणां स्त्रीणा वा कर्मकरत्व करोति श्री ॥२८०॥

भालस्थलस्थितेन स्फुटेन रेखाचतुष्टयेन नृणाम् ॥
वर्षाण्यशीतिरायुर्वसुधेशत्व पुनर्भवति ॥२८१॥

स्यादायुर्लेखाभिस्तिसृभिर्द्वाभ्यामथैकया नियतम् ॥
शरदा सप्ततिषष्टिं चत्वारिंशदपि क्रमश ॥२८२॥

भाले लेखाहीने पञ्चाधिकविंशतिसमा ॥
आयु स्यान्नूनमखिल जायंते संपन्मपदि ॥२८३॥

यदि वा तिर्यग्दीर्घास्तिस्रो रेखा शतायुर्षा भाले ॥
भूमिभुजा तु चतस पुनरायु पञ्चहीनशतम् ॥२८४॥

जीवति वर्षाण्यशीति केशान्तोपगते रेखे ॥
भाल्येन वर्षनवति पुरुषो रेखाचितेन पुन ॥२८५॥

रेखा सप्ततिरायु पंचैवाग्रस्थिना पुन षष्टि ॥
वक्रपो नृणां शतार्द्ध दशोनमपि भगुरा ददते ॥२८६॥

भ्रूयुग्मोपगताभिस्त्रिंशद्वर्षाणि जीवति शरीरी ॥
विंशत्यब्दानि पुनर्लेखाभिर्वा च वक्राभि ॥२८७॥

छिन्नाभिरगम्यस्त्रीगामी क्षुद्राभिरपि नगेऽल्पायु ॥
रेखाभिर्मनुज स्यादित्याह सुमतिविमेन्द्र ॥२८८॥

श्रीवत्सकार्मुकाद्या यस्य शिरारोममिं कृता भाले ॥
स्वामिर्वा नृपतिर्भोगी वा जायते सपदि ॥ २८९ ॥
मस्तकमिभकुम्भनिभं भूमिभुजां मंडलं गवाद्यानाम् ॥
मोगवतां भवति मर्मं क्रमोन्नतं मण्डलेशानाम् ॥ २९० ॥
विकसच्छत्राकारं यस्य शिरो युवतिकुत्तनिभं वापि ॥
नृपतिः स सार्वभौमो निम्नं वा यस्य स महीश ॥ २९१ ॥
विषमो धनहीनाना करोटिकाभश्चिरायुषो मूर्द्धा ॥
द्राघिष्ठो दुःखवतां चिपिटो मातृपितृघ्नानाम् ॥ २९२ ॥
धनविरहितो द्विमौलि पापरतो मीनमौलिस्तिदुःखी ॥
अधमस्त्रिचिर्घमौलिर्धननतमौलिः सदा निन्द्य ॥ २९३ ॥

વિશાળ, માથાવાળુ ઘણું ઉન્નત, અર્ધ ચંદ્રના જેવું કપાળ હોય તો સન્માન આપે છે અને આવું માથું ને (મોટી) છીપના જેવું વિશાળ ઊંચું હોય તો આચાર્ય પદવી આપે છે નાનું કપાળ હોય તો મનુષ્યો ધર્માત્મા થાય છે કપાળમાં વચ્ચે ખાડો પડતો હોય અથવા કપાળ ઊંચું નીચું હોય તો માણસ ધનહીન થાય. નમી ગએલા કપાળવાળા ક્રૂર કર્મ કરનારા તથા જેલખાનાની અને વધની સજા ભોગવનારા હોય છે જેઓને કપાળમાં નસો દેખાઈ આવતી હોય તે માણસો હંમેશ પાપકર્મ કરનારા હોય છે ઉન્નત કપાળવાળા ધનવાન હોય છે અને જો કપાળમાં પડતી નસો દ્વારા સ્વસ્તિક બનતો હોય તો પણ માણસો ધનવાન થાય છે કપાળમાં પાંચ રેખાઓ પડતી હોય તો સો વર્ષનું આયુ થાય છે આવા લક્ષણવાળા પુરુષની અથવા સ્ત્રીની લક્ષ્મી ચાકર બને છે કપાળમાં ચાર રેખાઓ પડતી હોય તો માણસ એંશી વર્ષનું આયુષ્ય ભોગવે છે તેમજ સત્તાઓ ભોગવે છે કપાળમાં ત્રણ બે કે એક રેખા પડતી હોય તો અનુક્રમે સિત્તેર સાઠ તથા ચાલીસ વર્ષનું આયુ થાય છે જો કપાળમાં એક પણ રેખા ન હોય તો પચીસ વર્ષનું આયુ થાય. અને આવા પુરુષને દરેક પ્રકારની સંપત્તિ મળે છે અથવા કપાળમાં ત્રણ મોટી આડી રેખાઓ પડતી હોય તો સો વર્ષનું આયુ જાણવું પૃથ્વીપતિઓને આવી મોટી આડી ચાર રેખાઓ હોય છે અને તેમનું આયુ પંચાણું વર્ષનું થાય છે. ફક્ત બેજ રેખાઓ કપાળમાં હોય, પરંતુ તે છેક વાળ સુધી પહોંચી જતી હોવી જોઈએ. જો આવી રેખાઓ હોય તો એંશી વર્ષનું આયુ થાય ને આગળ પડતી પાંચ રેખાઓ (જાડી લાંબી) હોય તો સિત્તેર અથવા સાઠ વર્ષનું આયુ થાય. અને જાડી પણ તૂટેલી રેખાઓ હોય તો

પચાસ અથવા ચાલીસ વર્ષનું આયુ થાય. અને ભ્રમરો ઉપર આડી રેખાઓ માલુમ પડતી હોય તો ત્રીસ વરસનું આયુ થાય છે અને આ રેખાઓ વાંકી હોય તો વીસ વર્ષનું આયુ થાય છે કપાળમાં તૂટી ગએલી કેટલીક રેખાઓ પડી હોય તો ગમનાગમન કરે છે નાની નાની રેખાઓ પડી હોય તો માણસ અલ્પાયુ થાય છે એમ સુમન્ત નામના આચાર્યનો મત છે જેના કપાળમાં રૂવાટાથી શ્રીવત્સ (સ્વસ્તિક) ધનુષ્ય ઇત્યાદિ ચિન્હો પડતાં હોય તે માણસ રાજા અથવા ભોગી થાય છે રાજાઓનાં માથાં હાથીના કુંભસ્થળ જેવા હોય છે જેઓને ઘણું મોટું પણ ધન હોય છે તેમનાં માથાં ગોળ હોય છે ભોગી પુરુષોના માથા સપાટ હોય છે અને માંડલિક રાજાઓના માથા ચડતા ગોળાઆવાળા હોય છે જેનું માથું ઉઘાડેલી છત્રી જેવું (જુઓ ચિત્ર ૧૪) અથવા સ્ત્રીના સ્તન જેવું હોય તે સાર્વભૌમ નરપતિ થાય. અને જેમનું માથું વચ્ચેથી બેઠી ગયું હોય તે જમીનદાર થાય. ઉંચા નીચા માથાવાળો ધનહીન હોય છે કલશ જેવા માથાવાળો દીર્ઘાયુ થાય છે દુઃખી માણસનું માથું લાંબુ હોય છે અને માબાપનો ઘાત કરનારનું માથું ચપટું હોય છે બે માથાવાળો (માથના બે ભાગ થઈ ગયા હોય) ધનહીન થાય. ખાડાવાળા માથા જેવા માથાવાળો પાપી અને ઘણો દુઃખી થાય. ઘડા જેવા માથાવાળો અધમ વ્યક્તિનો થાય. મોટા અને બેઠી ગએલા માથાવાળો નિંદ્ય પુરુષ હોય છે ૨૭૭ થી ૨૯૩

अस्फुटिताग्रा स्निग्धा ऋजवो मृदव समास्तनीयांस ॥
अस्तोकदीर्घवहवस्तरङ्गिणो भूभुजां केशा ॥ २९४ ॥
ऊर्ध्वा रूक्षा कपिला स्थूला विषमा खरविभिन्नाग्रा ॥
अतिह्रस्वदीर्घकुटिला जटिला विरला दरिद्राणाम् ॥ २९५ ॥

રાજાઓના વાળ અખંડ, સ્નિગ્ધ, સીધા, મૃદુ અને સરખા તેમજ પાતળા હોય છે વળી તે ઘણા લાંબા અને સમુદ્રના તરંગોની માફક ઉંચા નીચા તરંગવાળા પણ હોય છે દરિદ્ર પુરુષના કેશ ઉભા, રૂક્ષ, ભૂખરા, જાડા, લાંબા ટુંક તથા ખરબચડા અને અગ્રભાગમાં ફાટેલા, ઘણા નાના, ઘણા મોટા, વાંકડીયા તથા ઘણા ગુચ્છવાળા કે જટુ જ આછા હોય છે ૨૯૪-૨૯૫

अंग यद्यपि पुंसां स्त्रीणां वा पिशितविरहितं सूक्ष्मम् ॥
परुषं शिरावनद्धं तत्तदनिष्टं परं ज्ञेयम् ॥ २९६ ॥
आयुः परीक्षा पूर्वं नृणां लक्षण तत्र ज्ञेयम् ॥
व्यर्थं लक्षणज्ञानं लोके क्षीणायुषां यस्मात् ॥ २९७ ॥

यल्लक्ष्म पुन शुभमपि करे रेखाप्रभृतिकं च संवदति ॥
बाह्याभ्यन्तरमपरं तत्र समुद्रेण निर्दिष्टम् ॥ २९८ ॥

સ્ત્રી કે પુરુષનું શરીર માંસ વગરનું નાનું, કોમળ અને નસો વડે આવરી લીધેલું હોય તેવું હોય તો તે પણ જ અશુભ લક્ષણ છે. આયુષ્યની પરીક્ષા કર્યા પછી જ લક્ષણ જોવાં. કારણ અલ્પાયુ પુરુષોનાં લક્ષણોનું જ્ઞાન વ્યર્થ છે. હાથમાં રેખાદિથી અનેક શુભ લક્ષણ બાહ્ય અને આભ્યંતર શરીરનાં શુભ લક્ષણોનું (કે જે વિસ્તારથી કહેવામાં આવ્યાં છે તેમનું) પણ દ્યોતક બને છે. ૨૯૬ થી ૨૯૮

ઇતિ મહત્તમ શ્રી નૃસિંહના પુત્ર દુર્લભરાજે બનાવેલા સામુદ્રિકતિલક નામના નરસ્ત્રીલક્ષણ શાસ્ત્રનો પહેલો શરીરાધિકાર સંપૂર્ણ

---

## અધિકાર બીજો

संहतिसारानूकस्नेहोन्मानप्रमाणमानानि ॥
क्षेत्राणि प्रकृतिरथो मिश्रमेतदपि शारीरम् ॥ १ ॥
यत्र मिथः श्लिष्टत्वं मांसस्नाय्वस्थिसंधिविधानाम् ॥
संहननं संघात संहतिरिति कथ्यते सद्भि ॥ २ ॥
यत्रास्थिभिर्वागं प्रत्यगं दृश्यते देहे ॥
संस्थानेन सुरूप संहतिर्भवति सा महेच्छ ॥ ३ ॥
मांसास्थिसन्धिबंधो ह्यशिथिलो हि लक्ष्यते यस्य ॥
स च संहतिमान्धन्यो दीर्घायुर्जायते नियतम् ॥ ४ ॥
संहतिरहितो रूक्ष पिशितविहीनः शिरायुतः शिथिल ॥
स्थूलास्थिसन्निवेशो भवति क्लेशावह स पुमान् ॥ ५ ॥

ક્ષેત્ર—સંહતિ, સાર, અનૂક, સ્નેહ, ઉન્માન, પ્રમાણ, માન અને પ્રકૃતિ એ આઠ ક્ષેત્ર ભાગવાથી ક્ષેત્ર કહેવાય છે અને બધાંનું મિશ્રણ થઈ ગયું હોય તે પણ શરીરના અંતર્વર્તી જ ભાગ. સંહતિ.—માંસ, સ્નાયુ, હાડકાં, સાંધા વગેરેનું મિલાવટ સાથે જે જોડાણ હોય છે તેને સંહતિ, સંહનન કે સંઘાત કહે છે. જેની માફક અવયવ બરાબર યથાસ્થાન જોડાયેલાં હોય, અને દૃઢ માલુમ પડતાં હોય, તેને સંહતિ કહે છે જેને માંસ હાડકાં તથા શરીરના સાંધા મજબૂત હોય, તે સંહતિવાળો કહેવાય. સંહતિવાળો પુરુષ ધન્ય (ભાગ્યશાળી) તેમજ દીર્ઘાયુ થાય છે જેવા અને

પ્રત્યગ્રનાં બેસણુ ઢીલાં હોય, શરીર માંસ વગરનું હોય, મોટી મોટી નસો દેખાતી હોય, સ્થૂલ હાડકાં દેખાતાં હોય—હાડકાં પ્રમાણમાં મોટાં દેખાતાં હોય, તે માણસ ક્લેશ ભોગવે છે ૧ થી ૫

त्वग्रक्तमांसमेदोऽस्थिमज्जाशुक्राण्यनुक्रमेण नृणाम् ॥
सारा सप्त भवेयु समासतस्तत्फलं ब्रुवे ॥ ६ ॥
स्निग्धत्वचो नोघनादघा स्तनुत्वच कुबुद्धयो मनुजा ॥
सुभगा मृदुत्वच स्यु प्रागुक्तत्रित्वच सुखिन ॥ ७ ॥
रसनोष्ठदन्तपीठकराघ्रिगुदतालुलोचनान्तेन ॥
रक्तेन रक्तसारा धनतनयस्त्रीसुखोपेता ॥ ८ ॥
सर्वाङ्गीणेन चितो यथाप्रदेशं घनेन मांसेन ॥
उक्तः स मांससारो विद्याधनरूपपरिकलितः ॥ ९ ॥
नखदन्तदृष्टिस्निग्धो मेदःसार सुखान्वित सुतवान् ॥
स्थूलास्थिरस्थिसार कान्तो विद्या गत सबल ॥ १० ॥
घनगात्रोपचययुतः संस्थितिर्यो महाबलः स्निग्धः ॥
कथित समज्जसारो बहुतनय स्त्रैणसुखभागी ॥ ११ ॥
यो भवति शुक्रसारो विद्यासौभाग्यरूपपरिकलित ॥
प्रायेण सप्तसारः सर्वोत्कर्षप्रद पुरुषः ॥ १२ ॥

સાર—ચામડી, લોહી, માંસ, મેદ, અસ્થિ (હાડકાં) મજ્જા અને વીર્ય એમ સાર સાત પ્રકારનો ગણવામાં આવે છે તેમના ફળ (નીચે મુજબ) કહીશ. ત્વ—ચીકણી ચામડીવાળા બુદ્ધિમાન્ પાતળી ચામડીવાળા દુષ્ટ બુદ્ધિવાળા, મૃદુલ ચામડીવાળા ભાગ્યશાળી, અને જો આ ત્રણે પ્રકાર એકી સાથે હોય તો તે સુખ આપનાર સમજવાં. રક્ત—જીભ, હોઠ, દાંતનાં પેઢુઓ, હાથ, પગ, ગુદા, તાળવું અને આંખના ખુણાઓમાં જે લાલી દેખાય છે તેનું નામ રક્તસાર છે અર્થાત્ તે લોહીના સારવાળા ગણાય. જે રક્તસાર પુરુષો હોય, તે સ્ત્રી, ધન તેમજ પુત્રનું સુખ ભોગવે છે ૯—આખા પ્રત્યંગમાં માંસ ભરાએલું માલુમ પડે તેનું નામ માંસસાર. માંસસાર પુરુષ વિદ્યા, ધન અને રૂપથી યુક્ત હોય છે ૯—નખ, દાંત અને દૃષ્ટિમાં જે ચિકાશ દેખાય આવે છે તે મેદસાર લક્ષણ છે મેદસાર પુરુષો સુખી અને સંતતિવાળા થાય છે. ૯—ચીકણાં મોટા મોટા હાડકાં માલુમ પડતાં હોય, તે અસ્થિસાર કહેવાય. અસ્થિસાર

માણસ રૂપાળો, વિદ્વાન અને બળવાન હોય છે ૮—જે સંપૂર્ણ ખીલેલા અવયવો અને સારા દેહ પ્રમાણનો બળવાન અને સ્નિગ્ધ ( ચીકણાં અવયવો ) માણસ થતો હોય, તે મજ્જાસાર સમજવા. મજ્જાસાર પુરુષ સંતતિવાળો અને વિલાસી થાય છે ૧૧—જેનામાં વીર્ય પુષ્ટ હોય તે શુક્રસાર કહેવાય અને તે વિદ્વાન, ભાગ્યશાળી તથા રૂપાળો હોય છે જ્યારે આ સાતે ભેદ ભેગા સાથે હોય, ત્યારે સમજવું કે તે સર્વોત્તમ લક્ષણ છે ૧ થી ૧૨

पूर्वभवे ह्यनवरतं सत्त्वस्वरूपगतिभिरभ्यस्तम् ॥
पुनरिह यदनुक्रियते तदनूकं कथ्यते सद्भिः ॥ १३ ॥
सिंहव्याघ्रगरुत्मद्वृषभमानूका भवन्ति ये मनुजाः ॥
अप्रतिहतप्रतापा जितरथास्ते नराधीशा ॥ १४ ॥
वानरमहिषक्रोडच्छागानूका सुखार्थसुतरहिताः ॥
रासभकरमानूका धनहीना दुःखिताः प्राय ॥ १५ ॥

અનુ૦—આત્માએ પાછલા ભવોમાં જે કર્મ અભ્યાસ કર્યો હોય છે ( જેવું આચરણ કર્યું હોય છે ), તેના સંસ્કાર રહી જવાથી તે આ જન્મમાં પણ ચોક્કસપણે પ્રમાણમાં ( જેટલા પ્રમાણમાં સંસ્કાર રહી ગયા હોય તેટલા પ્રમાણમાં ) તેવું આચરણ કરે છે તેના આ જ પ્રકૃત સ્વભાવને અનુરૂપ કહે છે જે મનુષ્યો સિંહ, વાઘ, ગરુડ અને વૃષભના અનુરૂપ હોય છે તે સુખી, વિજયી અને રાજા થાય છે જે વાનર, પાડા, ભૂંડ અને બકરાના અનુરૂપ હોય છે, તે સુખ, ધન અને પુત્ર રહિત હોય છે અને જે ઊંટ, ગધેડા વગેરે અનુરૂપ હોય છે તે દુઃખી અને નિર્ધન થાય છે ૧૩ થી ૧૫

चित्तप्रसत्तिजननं प्रीणनमिति कथ्यते स्नेहः ॥
तन्मूलमिह ज्ञेयं सुखसौभाग्यादिकं सर्वम् ॥ १६ ॥
रसनाया दशनेषु त्वचि लोचनपार्नखेषु केशेषु ॥
पुण्यवतां प्रायेण स्नेहोयं षड्विधो ज्ञेयः ॥ १७ ॥
प्रियभाषित्वं रसनास्निग्धत्वं सुभोजनं रदा स्निग्धा ॥
*अतिसौख्यं त्वक् स्निग्धो नियतं भजते भुजिष्योऽपि* ॥ १८ ॥
जनस्निग्धो नयनस्निग्धः समधिकधनं नखस्निग्धः ॥
केशस्निग्धो बहुविधसुगन्धमाल्य नरो लभते ॥ १९ ॥

સ્નેહ.—ચિત્તને પ્રસન્ન કરવાવાળું જે કંઈ સામા મનુષ્યના અંગ પ્રત્યંગોમાં અને ગતિ, બોલી ઈત્યાદિમાં માલૂમ પડે છે, તેને સ્નેહ કહે છે અને સ્નેહવાળા મનુષ્યો બહુધા સુખી થાય છે આ સ્નેહ ભાગ્યશાળી પુરુષોને જીભ દાંત, ચામડી, આંખો, નખ અને વાળ એમ છ સ્થાનોમાં કોઈ, છ પ્રકારનો જોવામાં આવે છે જેમની જીભમાં સ્નેહ હોય તેઓ પ્રિયભાષી હોય છે દાંતમાં સ્નેહવાળા મિષ્ટ ભોજન કરનાર નિવડે છે ચામડીમાં સ્નેહવાળો દાસી પુત્ર હોય છતાં ખુબ સુખ ભોગવે છે જેની આંખોમાં સ્નેહ હોય છે તે જનપ્રિય થાય છે અને નખમાં સ્નેહવાળા ખુબ ધનવાન થાય છે ને જનપ્રિય થાય છે અને નખમા સ્નેહવાળા ખુબ ધનવાન થાય છે તેમજ કેશમાં સ્નેહવાળા બહુ પ્રકારના ભોગ ભોગવે છે ૧૧ થી ૧૯

मंजिष्ठादीनामिव तुल्या यत्तोल्न भवति पुसाम् ॥
उन्मीयतेऽत्र नियतं तदुच्यते सम्भिरुन्मानम् ॥ २० ॥
यो धर्द्धभारदेहः स विश्वम्भरेश्वरो भवति ॥
भारवपुर्य पुनरिह जगति स कोटिध्वजो भवति ॥ २१ ॥
भारार्द्धं यस्याङ्ग म सुखादणो भोगभाजनवान् ॥
भारार्द्धार्द्धतनुर्यः स दुर्गतो दु खित प्राय ॥ २२ ॥
काष्ठेपु मणिपु वज्रेष्वाकरधातुपु तथान्यवस्तुपु च ॥
स्निग्धं यत्तद्गुरु यद्रूक्ष च लघु तद्वदिदम् ॥ २३ ॥

૬ માન.—જેવી રીતે ઈતર મજીઠ આદિ પદાર્થોનું તોલ કરવામાં આવે છે તેવી જ રીતે મનુષ્યનું પણ તોલ કરવામાં આવે છે અને તેના ઉપરથી પણ કેટલીક ભવિષ્યત્ વાતોનો નિશ્ચય થાય છે આને ઉન્માન કહે છે જેનું શરીર અર્ધી ભાર વજનનું હોય તે રાજા થાય છે એક ભાર જેના શરીરનું વજન હોય તે કરોડપતિ થાય છે અડધા ભારના શરીરવાળો સુખી અને ભોગી થાય છે પા ભાર શરીરવાળો દરિદ્રી અને દુઃખી થાય છે પૂર્વાચાર્યો માને છે કે લાકડું, મણિ આદિ રત્નો, તેમજ ખાણમાંથી નિપજતી ધાતુઓ અને બીજી વસ્તુઓમાં જેમ તેમની અંતર્ગત સ્નિગ્ધતાના કારણે વજન હોય છે તેમ મનુષ્યમાં પણ શરીરાન્તર્ગત તત્ત્વોના કારણે વજન રહે છે જેમ વજન વધારે રહે છે, તેમ તે વધારે સુખી થાય છે. ૨૦ થી ૨૩

आपार्ष्णितलशिरोन्तं यदिह वपुर्मीयते प्रकर्षेण ॥
प्रवदन्ति तत्प्रमाण केप्यायामं पुन प्राहुः ॥ २४ ॥

शतमष्टमि समधिकं ज्येष्ठ स्यान्मध्यमोपिषण्णवतिः ॥
चतुरधिकाशीतिरथांगुलानिदैर्घ्यात्पुमानधम ॥ २५ ॥
दैर्घ्या गुल्फोपगता चतुरंगुलिका भवेदथो जंघा ॥
दैर्घ्ये चतुर्विंशतिस्योश्चतुलचतुष्टयं जानु ॥ २६ ॥
ऊरू जंघातुल्यौ बस्ति स्याद्वादशांगुलायामा ॥
तदर्द्धमितं नाभियुतमुदरं च कुचसहितम् ॥ २७ ॥
चत्वारि ग्रीवा स्याच्चिबुकाकुचान्तमंगुलानि मुखंच ॥
द्वादश पुंसां भवतीत्यायामोष्टाधिकं शतकम् ॥ २८ ॥
एतदपि मतं केषामष्टोत्तमस्युत्तमस्य भवति शतम् ॥
मध्यस्याष्टविहीन ततो दशोनं जघन्यस्य ॥ २९ ॥
इदं मतमप्यन्यस्योत्तममुत्तमे नरे भवति ॥
मध्ये मध्यं हीने तदपि विहीनं परिज्ञेयम् ॥ ३० ॥
उत्तममध्यमहीनाः कालक्षेत्रानुमानतो ये स्युः ॥
निजपर्वांगुलिसंस्था नियतं तेषां विमोद्धव्या ॥ ३१ ॥
रामो दशरथसूनुर्बलिरपि विंशतिशतांगुलौ चैव ॥
पूर्वं मानाधिक्यात्तावपि पुनरेतौ दुःखितौ तदिह ॥ ३२ ॥

પ્રમાણ—ચરણથી તે શિખા સુધીની ઉંચાઈને પ્રમાણ કહે છે કેટલાક આને આયામ કહે છે મનુષ્યની ઉંચાઈ ૧૦૮ આંગળની છે (અર્થાત્ ૪।। હાથ ઉંચાઈ છે) અને આ ઉંચાઈનો પુરુષ શ્રેષ્ઠ છે ૯૬ આંગળની ઉંચાઈનો મધ્યમ છે અને ૮૪ આંગળની ઉંચાઈનો અધમ છે પગતળીએથી ઘુંટણની ઉંચાઈ ૪ આંગળ, જંઘા (પીંડીઓ)ની લંબાઈ ૨૪ આંગળ, ઢીંચણની લંબાઈ ૪ આંગળ, સાથળ ૨૪ આંગળ પેડુ ૧૨ આંગળ, અને નાભિથી લઈ સ્તન પર્યન્તનું (પેટ સાથે) અંતર ૧૨ આંગળ, સ્તનથી ગળા સુધી ૧૨ આંગળ, ગળું ૪ આંગળ, અને હડપચીથી ઉપરનો મોઢાનો ભાગ ૧૨ આંગળ, આમ કુલ ૧૦૮ આંગળ ઉંચાઈ થાય છે કેટલાક આચાર્યો માને છે કે ૧૦૮ આંગળની ઉંચાઈ શ્રેષ્ઠ છે અને ૧૦૦ ની ઉંચાઈ મધ્યમ છે અને ૯૦ આંગળની ઉંચાઈ અધમ છે અને શ્રેષ્ઠ ઉંચાઈવાળા શ્રેષ્ઠ મધ્યમવાળા મધ્યમ તેમજ અધમવાળા અધમ થાય છે આ બધી ઉંચાઈ દેશકાળને અનુસરીને હોય છે, અને

તેથી ૨ માણસને માપવો જેમ તેના પોતાના આંગળથી ( આંગળના વેઢાની લંબાઈથી ) માપવો જોઈએ. દશરથના પુત્ર રામ તથા બલિરાજ એ બંને જણ ૧૨૦ આંગળની ઉંચાઈવાળા હતા. આથી તેઓ દુ:ખી થયા, માટે ૧૦૮ થી વધારે ઉંચાઈનું ફળ સારૂં નથી હોતું ૨૪ થી ૩૨

जलमृतकटाहमध्यासीनस्य चतुर्दिशं नरस्य वहिः ॥
पतति यदम्बुद्रोण परिहाणत्वेन तन्मानम् ॥ ३३ ॥
मानोपेतशरीराश्चिरायुषः संपदान्विता पुरुषाः ॥
तद्धीनाधिक्ययुताः पुनर्भजन्ते सदा दुःखम् ॥ ३४ ॥
यदि वा तिर्यग्मानं नरस्य पद्मासनोपविष्टस्य ॥
जानुयुगलबाह्यपक्षांतराश्रित सोऽत्र परिणाह ॥ ३५ ॥
आमनतो मालान्त शरीरमध्ये तथोपविष्टस्य ॥
यन्मानं स्यादूर्ध्वं सचोच्छ्रय कथ्यते सद्भिः ॥ ३६ ॥
यस्योच्छ्रयः समः स्यात्परिणाहेणोदितेन भाग्यवशात् ॥
नियतं जगति भायः स पुमान् पुरुषोत्तमो भवति ॥ ३७ ॥
अंगोपांगानामिह विस्तारायामपरिधिभेदेन ॥
मान यथानुरूप संक्षेपेण प्रवक्ष्यामि ॥ ३८ ॥
आपार्ष्णिज्येष्ठान्तं तल्मत्र चतुर्दशांगुलायामम् ॥
विस्तारेण षडंगुलमंगुष्ठे त्र्यंगुलायाम ॥ ३९ ॥
पञ्चांगुलपरिणाहः पादान्त तन्नखागुल दैर्घ्यात् ॥
अंगुष्ठसमा ज्येष्ठा मध्या तत्षोडशांशोना ॥ ४० ॥
अष्टांशोनानामा कनिष्ठिका षष्ठभागपरिहीना ॥
सर्वासामप्यासां नखाः स्वस्वपर्वत्रिभागमिता ॥ ४१ ॥
सर्वांगुलपरिणाहा प्रथमांगुलविस्तृतांगुली भवति ॥
अणष्टभागहीनाः शेषा क्रमशः परिज्ञेया ॥ ४२ ॥

जंघात परिणाहो ध्रुवमष्टाधिकदशांगुलानि स्यात ॥
त्रिंशतिरेकोपगतो जानुर्द्वात्रिंशदूरूपि ॥ ४३ ॥
अष्टदशांगुलमिता विस्तारा जायते कटिः ॥
पुंसां नाभेरन्तः परिधि पञ्चत्वारिंशदंगुलत ॥ ४४ ॥
पुंसां द्वादश कुचयोरभ्यन्तरमंगुलानि दैर्घ्येण ॥
उरसि च युगोपनिष्पात्तषडंगुलो भवति कक्षांतः ॥४५॥
विंशत्युरःस्थल स्याद्विस्तारादंगुलानि चतुरधिक ॥
पृष्ठ्या सह परिणाहे षडधिक पचाशदंगुलिकम् ॥ ४६ ॥
पर्वे प्रथमं बाहोरष्टदशांगुलानि दैर्घ्येण ॥
षोडश पुनर्द्वितीयं ससतलं मध्यमांगुलिका ॥ ४७ ॥
इति समुदायेन भुजः पञ्चत्वारिंशदंगुलानि स्याद् ॥
पञ्चांगुलविस्तार पाणितलं शस्तरेखान्तम् ॥ ४८ ॥
मध्यांगुलीविहीना प्रदेशिनी भवति पर्वणार्द्धेन ॥
तत्समनामानामा कनिष्ठिका पर्वपरिहीना ॥ ४९ ॥
अंगुष्ठस्यायामोंगुलानि चत्वारि जायते पुंसाम् ॥
निजपर्वार्द्धपरिमिता भवन्ति सर्वेपि पाणिनखा ॥ ५० ॥
ग्रीवाया परिणाहोंऽगुलानि चतुरधिकविंशतिः शस्तः ॥
नासापुटद्वयान्तर्विस्तारो द्व्यंगुलं मानम् ॥ ५१ ॥
आनिम्नकपश्चिमकचप्रान्तं द्वात्रिंशदंगुलो मूर्द्धा ॥
कर्णद्वयस्य मध्ये पुनरष्टाधिकदशांगुलिक ॥ ५२ ॥
पुंसामगे मानं स्पष्टं शिष्टैः पुरा विनिर्दिष्टम् ॥
इह पुनरुपयोगाढ्ये दिङ्मात्रमिद मयाप्युक्तम् ॥ ५३ ॥
विंशतिवर्षा नारी स पञ्चविंशतिसमो नरो योग्य ॥
जीवति तुर्यांशो वा मानोन्मानप्रमाणानाम् ॥ ५४ ॥

માન —એક મોટા વાસણમાં છલોછલ પાણી ભરી તેમાં મનુષ્યને, (કે જેની ઉંમર ૨૫ વર્ષની થઈ હોય તેને) બેસાડવો અને તેમ કરતાં વાસણમાંથી જેટલા દ્રોણ પાણી બહાર નીકળી જાય, તેટલો માનપ્રાપ્ત પુરુષ કહેવાય, (દ્રોણ એટલે સોળ મણ) જેમનું શરીર માનપ્રાપ્ત હોય તેઓ સંપત્તિશાળી થાય છે અને માનથી ઓછાવત્તા પ્રમાણવાળા દુઃખ ભોગવે છે. મનુષ્યને પદ્માસનવાળી બેસાડવા, અને એક ઢીંચણથી બીજા ઢીંચણ સુધીની જે લંબાઈ તેનું નામ પરિણાહ અને આસનથી (જમીનથી) કપાળના અંત ભાગ સુધી (મસ્તક સુધી)ની જે ઉંચાઈ તેનું નામ ઉચ્છ્રાય શાસ્ત્રવશાત્ જે મનુષ્યના પરિણાહ અને ઉચ્છ્રાય સરખા હોય તે ઉત્તમ પ્રકારનો પુરુષ છે આવું ક્વચિત જ બને છે. અંગ અને ઉપાંગનાં વિસ્તાર તથા (લંબાઈ પહોળાઈ) દ્વારા જ માન હોય છે તે સંક્ષેપમાં હું કહીશ. પગના તળીની લંબાઈ (એડીથી અંગુઠા સુધીની) ૧૪ આંગળ અને પહોળાઈ ૬ આંગળ હોય છે. અંગુઠાની લંબાઈ ૨ આંગળ સુધી હોઈ શકે છે. અંગુઠાની જાડાઈ (પરિધિ) પાંચ આંગળ (સુધીની) હોય છે. પહેલી આંગળી અંગુઠા જેવડી, બીજી અંગુઠાથી એક પંચમાંશ નાની, ત્રીજી ૧/૮ નાની અને ચોથી ૧/૮ નાની હોય છે અને તે દરેક આંગળીઓના નખ તેમના પોતાના વેઢાના ૧/૨ જેટલા હોય છે. પહેલી આંગળી ૩ આંગળના પરિણાહવાળી અને ૧ આંગળ વિસ્તારવાળી હોય છે. બીજી આંગળીઓ અનુક્રમે એક બીજાથી ૧/૮ જેટલી નાની હોય છે. પ્રથમાંગુલીનો જે પરિણાહ બતાવ્યો, તે તેના આંગળ મુજબ હોય છે. જાંઘ (પીંડીઓ)નો પરિણાહ (ગરાસરી પરિધિ) ૧૮ આંગળ, ઢીંચણનો ૨૧ આંગળ, અને સાથળનો ૩૨ આંગળ હોય છે. સાથળના સાંધાથી નાભિપર્યંતની ઉંચાઈ ૧૮ આંગળ હોય છે. નાભિ આગળનો પરિણાહ ૪૬ આંગળ હોય છે. બે કુચ વચ્ચેનું અંતર ૧૬ આંગળ અને છાતી (બંને બગલ-સ્તનથી તિરછા સરખા ૬ આંગળના અંતરે હોય છે ત્યાં સુધી)ની પહોળાઈ ૨૪ આંગળ થાય છે અને ત્યાં આગળનો પીઠ સાથેનો પરિધિ ૫૬ આંગળ થાય છે. ખભાથી લઈ કોણી પર્યંત ૧૮ આંગળ, કોણીથી પોંચા સુધી ૧૬ આંગળ, અને પોંચાથી મધ્યમા આંગળીના મૂળ સુધી ૭ આંગળ હોય છે. આમ કુલ હાથ ૪૧ આંગળનો હોય છે. હથેલી ૫ આંગળની હોય છે. મધ્યમા આંગળીના વેઢાના અર્ધા જેટલી ઓછી મધ્યમાથી તર્જની હોય છે. અનામિકા પણ તેવડી જ હોય છે અને કનિષ્ઠિકા અનામિકા વેઢા જેટલી ઓછી હોય છે. અંગુઠો ૪ આંગળનો હોય છે. દરેકના નખ પોતાના પર્વના ૧/૨ જેટલા હોય છે. ગળાની પરિધિ ૨૪ આંગળ હોય છે. નાકની પહોળાઈ ૨ આંગળ હોય છે. ૬ ચક્ષુથી લઈ પાછળના ભાગના વાળના છેડા સુધીનું અંતર ૩૨ આંગળ હોય છે અને તેટલું માથું કહેવાય છે. બે સ્તનના વચ્ચેનું અંતર ૧૮ આંગળનું હોય છે. આ પ્રમાણે પૂર્વાચાર્યોએ શરીરનું પ્રમાણ બતાવ્યું છે અને ઉપયોગી હોઈ પ્રસંગવશાત મેં પણ કહ્યું છે. આ પ્રમાણ ૨૦ વર્ષની સ્ત્રી તેમજ ૨૫ વર્ષના પુરુષને લાગુ પડે છે. અર્થાત તેટલી ઉંમરના સ્ત્રી પુરુષોનું માપ આટલું

હોય છે. માન અને ઉન્માનનાં જે લક્ષણ આયુષ્ય વધુ ગણવામાં જોવામાં આવે છે ૩૩ થી ૫૪

वर्षाणां शतमायुस्तस्यैवं दश दशा विभागेन ॥
क्षेत्राणि दश नगणां तदाश्रितं लक्षणं ज्ञेयम् ॥ ५५ ॥
आद्य पादौ सगुल्फौ सजानु जंघाद्वय द्वितीयं स्यात् ॥
ऊरू गुह्यं मुष्कत्रितयं क्षेत्रं तृतीयमिदम् ॥ ५६ ॥
नाभि कटिश्चतुर्थं पंचममपि जायते पुनर्जठरम् ॥
षष्ठं स्तनान्वितमुरः सप्तममसौ सजत्रुयुगौ ॥ ५७ ॥
ओष्ठौ ग्रीवाष्टममिह नवमं स्याद्भ्रूयुगं नयनयुगलम् ॥
सल्ललाटमुत्तमांगं दशमं लक्षणविद: प्राहुः ॥ ५८ ॥
क्षेत्रवशाज्जायन्ते मनुजानां जगति दश दशाः क्रमश ॥
क्षेत्रेष्वशुभेष्वशुभा दशा शुभेषु च शुभा प्रायः ॥ ५९ ॥
बाल्यं वृद्धिरय बलं धीत्वक्शुक्रविक्रमाः पुंसाम् ॥
दशकेन निवर्त्तन्ते चेतः कर्मेन्द्रियाणि तथा ॥ ६० ॥

ક્ષેત્ર.—મનુષ્યનું પૂર્ણાયુ ૧૦૦ વર્ષનું માનવામાં આવેલું છે અને તેના ૧૦ ભાગ પાડતાં શરીરના ૧૦ ભાગ પડે છે અને તેટલાં ક્ષેત્રો કહેવામાં આવે છે જેમકે - પહેલો વિભાગ—પગના તળીયાથી ઘુંટન સુધી. બીજો વિભાગ—જાંઘ અને જાનુ (પીંડીઓથી લઇ ઢીંચણ સુધી) ત્રીજો વિભાગ—ઉરુ ગુહ્યાંગ, અને વૃષણ સુધી. ચોથો વિભાગ—નાભિ સુધી કમરનો ભાગ. પાંચમો વિભાગ—પેટ. છઠ્ઠો વિભાગ—સ્તન સાથે છાતીનો ભાગ. સાતમો વિભાગ—ખભા (હાંસડી સાથે). આઠમો વિભાગ—ગરદન, હોઠ મુખોનો ભાગ. નવમો વિભાગ—આંખો અને ભમરો. દશમો વિભાગ—કપાળ અને માથુ

આ દશ ક્ષેત્રો ઉપરથી દશ પ્રકારની દશાઓ બને છે જે ક્ષેત્ર અશુભ હોય તેની દશા અશુભ જાણવી. અને શુભ ક્ષેત્રની દશા પ્રાય. શુભ નીવડે છે પ્રથમના દશ વર્ષો સુધીમાં બાલ્યાવસ્થાની, દશથી વીસ સુધીમાં વૃદ્ધિની, વીસથી ત્રીસ સુધીમાં બળની, ત્રીસથી ચાલીસ સુધીમાં બુદ્ધિની, ચાલીસથી પચાસ સુધીમાં ત્વચાની, પચાસથી સાઠ સુધીમા વીર્યની, સાઠથી સિત્તેર સુધીમાં પરાક્રમની, સિત્તેરથી એંસી સુધીમાં ચિત્તની, એંસીથી નેવુ સુધીમાં કર્મની અને નેવુથી સો સુધીમાં ઇન્દ્રિયોની નિવૃત્તિ થઈ જાય છે. ૫૫ થી ૬૦

क्षितिजलशिखिपवनांबरसुरनररक्ष पिशाचतिर्यग्भि ॥
तुल्या प्रकृति पुंसा क्रमेण तल्लक्षण ब्रूम ॥ ६१ ॥
सुरभि प्रसूनगंध सुखवान्भोगी स्थिर क्षितिप्रकृति ॥
प्रियवाग्घनाम्बुपायी नीरप्रकृतिर्नरो रसभुक् ॥ ६२ ॥
चपल चण्डस्तीक्ष्ण क्षुधावान् घनभोजन शिखिप्रकृति ॥
चटुल क्षाम क्षिप्र सकोपन स्यान्मरुत्प्रकृति ॥ ६३ ॥
विद्वान्सुस्वरकुशलो विवृतास्य शिक्षितोम्बरप्रकृति ॥
त्यागरति सस्नेह सुरस्वभावेन पृथुकोप ॥ ६४ ॥
भूषणगीतप्रवणो नर स्वभावेन सविभागी स्यात् ॥
दुर्जनचेष्ट पापो रक्ष प्रकृति खरक्रोध ॥ ६५ ॥
भवति पिशाचप्रकृति स्थूलो मलिनश्चल प्रलापी च ॥
क्षुद्रानुगतस्तिर्यक्प्रकृतिर्बहुभुग्भवेन्मनुज ॥ ६६ ॥
इति दशविधा नराणा निर्दिष्टा प्रकृतयो यथा दृष्टा ॥
किञ्चिन्मिश्रकलक्षणमधुनावक्ष्याम्यता लोके ॥ ६७ ॥

પ્રકૃતિ—પૃથ્વી, જલ, અગ્નિ, પવન, આકાશ, દેવ, મનુષ્ય, રાક્ષસ, પિશાચ અને તિર્યંચ (ઢોર ઇત્યાદિ) ના પ્રમાણે દસ પ્રકારની પ્રકૃતિ હોય છે અને ક્રમથી તેના લક્ષણો કહીએ. જે મનુષ્યના શરીરમાંથી ચંદન અને પુષ્પો જેવી સુગંધી આવતી હોય, તેની પૃથ્વી પ્રકૃતિ સમજવી અને પૃથ્વી પ્રકૃતિવાળા માણસ સ્થિર વૃત્તિવાળા, સુખી અને ભોગી હોય છે. જે મનુષ્યની વાણી મીઠી હોય, અને તેને પાણી વધારે પીવા જોઈતું હોય તો તેની પ્રકૃતિ જલની કહેવાય છે. જલની પ્રકૃતિવાળા મીઠા રસોને વધારે પસંદ કરે છે તે વસ્તુ ભેળવ પણ છે. જે મનુષ્યો અતિ ચપળ હોય છે, તીક્ષ્ણ સ્વભાવના, ભુખાળવા અને ઘણું ખાનાર હોય છે તેઓ અગ્નિ પ્રકૃતિવાળા હોય છે (ચપળતા સાથે તેઓ પ્રતાપી હોવા જોઈએ). મીઠું બોલનારો, સુખી, ઉતાવળો અને ક્રોધી હોય તે વાયુ પ્રકૃતિનો જાણવો. જે મનુષ્યો સુસ્વરકુશળ હોય છે (ગાયન તેમજ વાજીંત્રના સુસ્વરોને ઓળખનારા) અને ખીલેલી આંખોવાળા હોય છે તેઓ આકાશપ્રકૃતિના સમજવા. આકાશ પ્રકૃતિવાળા વિદ્વાન અને શિક્ષિત હોય છે. જે મનુષ્યોમાં ત્યાગવૃત્તિ (દાનશીલતા) હોય છે તેઓ દેવ પ્રકૃતિના જાણવા, અને તે લોકો પ્રેમાળ, તેમજ ક્રોધી પણ હોય છે (તેમનો ક્રોધ

ક્ષમિક અને ક્લેશરહિત હોય છ ) જે મનુષ્યો આભૂષણ, ગીત વગેરેમાં પ્રીતિ રાખનારા હોય, તેઓ મનુષ્યપ્રકૃતિવાળા મોક્ષના સ્વભાવમાં કુશળ હોય છે જે મનુષ્યો મદ્ય પીવાવાળા અને ક્રોધી હોય છ તેમને રાક્ષસપ્રકૃતિના સમજવા. અને તેઓ પાપી નિવડે છે જે વધારેમાં મારવા કરનાર અને જડ હોય છે તેઓ પિશાચ પ્રકૃતિના જાણવા. પિશાચ પ્રકૃતિવાળા મેલા સ્વભાવના. અને ગદ્યવૃત્તિવાળા હોય છે અને જેઓ નીચ પુરુષોની સોબત કરનારા હોય છે તેઓ તિર્યંચપ્રકૃતિના જાણવા વળી તેઓ ખુબ ખાનારા હોય છે અર્થાત તેઓ ઢોર જેવા સ્વભાવના જ હોય છે આ પ્રમાણે દશ પ્રકારની પ્રકૃતિઓ જેમ પૂર્વાચાર્યોએ કહી છે તેમ મે પણ કહી. હવે વિભાગલક્ષણ કહીએ. ૬૬ થી ૬૭

विभवसमृद्धिपरत्व व्यंजनलाभ प्रभुत्वमव्याजम् ॥
वयसि भवन्ति प्रथमे प्राय स्वल्पायुर्षा पुंसाम् ॥ ६८ ॥
अंगानि धीपटुत्वं शक्तिर्देशनाः शनैर्विशीर्यते ॥
निखिलेन्द्रियाणि येषां चिरायुषस्ते नरा ज्ञेयाः ॥ ६९ ॥
शुभलक्षणमंगेभ्य सौन्दर्येणाधिकं मुखं यस्य ॥
स्वज्ञातिप्राधान्यं प्राप्नोति स धान्यधनवत्त्वम् ॥७०॥
अतिकृष्णेष्वतिगौरेष्वतिपीनेष्वतिकृशेषु मनुजेषु ॥
अतिदीर्घेष्वतिलघुषु प्रायण न विद्यते सत्यम् ॥ ७१ ॥
चपलः स्थूलो रुक्ष पुरुषो घनमांसलः शिरोविचित ॥
स पुमान्वितरणास्यसमुद्रमपि गोपयत्यखिलम् ॥ ७२ ॥
यस्य शरीरं पुष्टिं गृह्णात्यन्नेन येनकेनापि ॥
स नरो दुंदुभकास्य कल्पयति कल्याणवैराग्यम् ॥ ७३ ॥
सत्त्वं रजस्तमश्चेत्यमी नराणां त्रयो भवंति गुणा ॥
क्वचिदेकः क्वत्र द्वौ त्रय सर्मं क्वापि दृश्यन्ते ॥ ७४ ॥
य सत्त्वगुणोपतः स दयालु सत्यवाक् स्थिरः सरलः ॥
दवगुरुभक्तियुक्तो व्यसनेभ्युदय च कृतधैर्य्य ॥ ७५ ॥
काव्यकलासु प्रवण कुलनारीरतनरतिस्मिता शूर ॥
प्रायेणैवं सततं रजोधिकः कथ्यत स पुमान् ॥ ७६ ॥

मूर्खस्तमोन्वित स्यान्निद्रो कुर्वंश्च मालम क्रोधी ॥
एतैर्मिश्रैर्बहुशो भेदाश्चान्यैर्नृणां मिथा ॥ ७७ ॥

મિશ્રલક્ષણ—જેઓને નાની ઉંમરમાં જ વૈભવ તથા સમૃદ્ધિની ખુબ ચાહના હોય, અને સત્તા તથા ખાનપાન આદિનું ખુબ સુખ મળે, તેઓ ઘણું ખરૂં અલ્પાયુષી હોય છે જેમનાં અંગ, નાસાદિ, જીભ, આંખ તથા બીજી ઇન્દ્રિયો ધીમે ધીમે નાશ પામે તે દીર્ઘાયુ હોય છે જેનું મુખ બીજા અંગો કરતાં સુન્દરતામાં અને શુભ લક્ષણોમાં ચઢી જતું હોય, તેને ધન, ધાન્ય અને જ્ઞાતિમાં અગ્રપણું મળે છે જેઓ બહુ ઊંચા હોય, બહુ મોટા હોય, બહુ સ્થૂલ હોય, બહુ જ સુક્ષ્મ હોય, ખુબ ટૂંકા હોય અથવા ખુબ ઠીંગણા હોય તેઓમાં સત્વ હોતું નથી જે ચપળ, જાડો, ગ્રન્થિસહિત ( ઘુંટી આગળવાળો ), ખુબ ( માંસથી ) ભરેલા શરીરવાળો અને નસો દેખાઈ આવતી હોય તેવો હોય, તેને વૈતસ્ત્વ સંજ્ઞા આપવામાં આવી છે આ વૈતસ્ત્વ સંજ્ઞક પુરુષો લોભી અને અસંતોષી હોય છે જેનું શરીર સમે તે અન્ન ખાવાથી પણ પુષ્ટ થતું હોય, તે દુર્બળ કહેવાય છે અને તે કલ્યાણકારી તથા વૈરાગ્યવાળો થાય છે સમસ્ત દુનિયામાં સત્વ, રજ અને તમ. એ ત્રણ ગુણો જ જોવામાં આવે છે કોઈનામાં એક તો કોઈનામાં બે અથવા કોઈનામાં ત્રણે જોવામાં આવે છે અને તેમના ઓછાવત્તા પ્રમાણને અનુસરી મનુષ્યના ગુણો બંધાય છે જે દયાળુ, સત્યવાદી, સ્થિરવૃત્તિનો અને સરલ હોય છે તેમજ દેવગુરુની ભક્તિ કરનારો, અને સુખદુઃખમાં સરખી બુદ્ધિ રાખનારો હોય છે તેને સત્વગુણી જાણવો. જે કામક્રીડામાં પ્રવીણ, ખાનપાન સ્ત્રીઓને ચાહનાર અને શૂરો હોય છે તે રજોગુણ ધરાવે છે એમ સમજવું અને તે કાર્યને પ્રાપ્ત કરે છે જે નિદ્રાળુ, આળસુ ક્રોધી અને મૂર્ખ હોય છે તે તમોગુણી જાણવો. તે ઘણું ખરૂં કોપને જ પ્રાપ્ત કરે છે આ સત્વ રજ અને તમોગુણના મિશ્રપણાથી ઘણા ભેદ પડે છે ૬૮ થી ૭૭

प्रायो रजोगुणः स्यात्मासोत्कर्पस्तमोगुण कोपः ॥
पुंसां विशेपः पुरास्यास्यामो ह्यप्रत सत्त्वम् ॥ ७८ ॥
देहस्थितेपु सततमशुभेपु शुभेपु लक्षणेपु नृणाम् ॥
ज्ञात्वानवरतभावं तत्फलमपि निर्दिशेत्प्राज्ञ ॥ ७९ ॥
शुद्धियुतो यो दीर्घो ह्रस्वो यो जायते नरो मूर्ख ॥
पिङ्ग शुचि सुशीलः कालाक्षो यस्तदाश्चर्यम् ॥ ८० ॥
यद्दन्तुरोपि मूर्खो रोमयुतो जायते यदल्पायु ॥
यश्चिप्पिटः स दीर्घस्तदद्भुतं जृम्भते भुवने ॥ ८१ ॥

न च दुर्भग सुनेत्र सुग्रीवो भास्वाहको न स्यात् ॥
रूक्षो नास्ति सुभोगी परुषत्वक् नास्ति सुखमाहित ॥ ८२ ॥
पृथुपाणिः पृथुपाद पृथुकर्ण पृथुशिरा पृथुस्कंध ॥
पृथुवक्षा पृथुजठर पृथुभाल पूजित पुरुषः ॥ ८३ ॥
रक्ताक्षं भजति श्री प्रलम्बबाहुं भजत्यधीशत्वम् ॥
पीनाङ्ग भजति कृषिर्मांसोपचित च भजति सौभाग्यम् ॥ ८४ ॥
सुश्लिष्टसंधिबन्धो य कश्चिन्मांसलो मृदुः स्निग्धः ॥
अतिसुंदर प्रकृत्या स सुखाढ्यो जायते प्रायः ॥ ८५ ॥
*स्निग्धतिलक मशक वा चिह्न वा भवति किमपि मान्यत् ॥*
पुंसां दक्षिणभागे तच्छुभमित्याह भोजनृप ॥ ८६ ॥
नखशस्त्रकेशरोमजिह्वालोचनास्यरदनेषु ॥
नास्ति स्नेहो येषामकारण सत्त्वमिह तेषाम् ॥ ८७ ॥

જો કે શુભાશુભ લક્ષણોને આધારે શુભાશુભ ફળ કહેવામાં આવે છે છતાંય તે લક્ષણોની પરીક્ષા વારંવાર કરી તેઓનું ફળ કહેવું, સહસા ફળ કહી નાખવું નહિ, કારણ કેટલીક વખત કુદરત આશ્ચર્યજનક ફળ પણ કરી નાખે છે જેમકે ઘણા લક્ષણો બુદ્ધિમાન હોય છે ઘણા ઠીંગણાઓ મૂર્ખા પણ હોય છે માંજરાઓ પવિત્ર હોય છે, અને કાળી આંખોવાળા (કાળી કાળી કીકીવાળા) સચ્ચરિત્ર હોય છે. દાંતવાળાઓ મૂર્ખા હોય છે અને કુવાટીવાળા અલ્પસુખી હોય છે વળી જેઓ લક્ષણ હોય છે, તેઓ ક્વચિત્ ચોર પણ હોય છે આ બધું આશ્ચર્ય જેવું છે કેમકે લક્ષણોનાં ફળ મુજબ તેમ ન થવું જોઈએ. પરંતુ આવું આશ્ચર્યજનક કેટલીક વખત આવી જાય તેટલા ઉપરથી લક્ષણો અને તેમનું ફળ વ્યર્થ છે એમ સમજવાનું નથી. કહેવાની મતલબ એટલી જ છે કે સારી રીતે પરીક્ષા કર્યા બાદ ફળ કહેવું સારી આંખોવાળા દુર્ભાગી હોતા નથી. સારી નીચાવાળા મજૂર બનતા નથી. તેજહીન વાણીવાળા લોક ભોગવી શકતા નથી અને પરાક્રમી સામગ્રીવાળા સુખ ભોગવી શકતા નથી. જેમનાં હાથ, પગ, કાન, માથું, ખભા, છાતી, જઠર અને કપાળ વિસ્તૃત હોય છે તેઓ પૂજા કરવા લાયક છે લાલ આંખોવાળા લક્ષ્મીવાળા થાય છે લાંબા હાથવાળા અધિકારી બને છે પુષ્ટ શરીરવાળા ખેડુત બને છે અને માંસથી ભરેલા શરીરવાળા ભાગ્યશાળી નીવડે છે જે મનુષ્ય સુંદર બાંધાનો, માંસલ, મૃદુ, તેજસ્વી,

અને મુખ હોય છે તે પ્રાયઃ સુખી હોય છે તથા અથવા મસ કે કોઈપણ ચિન્હ ( લાખુ લસણીઓ વગેરે ) પુરુષના જમણા અંગે હોય તો શુભ ફળ આપનારાં સમજવાં. ડાબે અશુભ ફળ આપે છે નખ, મન, વાળ, રૂંવાટા, ઓષ્ઠ, આંખ, મોં અને દાંતમાં જેમને સ્નેહ ( સુંવાળાપણું અને ચમકીલાપણું ) નથી, તેમજ પૃથ્વી પર હોવુ નકામુ છે ૭૮ થી ૮૭

इह भवति ससरक्तः षडुन्नत पंचसूक्ष्मदीर्घो य ॥
त्रिविपुललघुगंभीरो द्वात्रिंशल्लक्षण स पुमान् ॥ ८८ ॥
नखचरणपाणिरसनादशनच्छदतालुलोचनांतेषु ॥
स्याद्यो रक्त सप्तसु सप्तांगा स लभते लक्ष्मीम् ॥ ८९ ॥
षट्कं कक्षावक्ष कृकाटिका नासिकानखास्यमिति ॥
यस्येदमुन्नतं स्यादुन्नतयस्तस्य जायन्ते ॥९०॥
दंतत्वक्केशांगुलिपर्वनखं चेति पंच सूक्ष्माणि ॥
घनलक्षणैरुपेता भवन्ति ते प्रायशः पुरुषा ॥९१॥
नयनकुचौ रसनाहनुभुजमिति यस्य पंचक दीर्घम् ॥
दीर्घायुर्वित्तकर पराक्रमी जायते स नर ॥ ९२ ॥
भालमुरोवदनमिति त्रितयं भूमीश्वरस्य विपुल स्यात् ॥
ग्रीवाजंघामेहनमिति त्रिक लघु महीशस्य ॥ ९३ ॥
यस्य स्वरोथ नाभि सत्त्वमिदं च त्रयं गभीरं स्यात् ॥
सप्तांबुधिकाञ्च्या हि भूमे स करग्रह कुरुते ॥ ९४ ॥
स्मरशास्त्रविनिर्दिष्टा शशो वृषो हय इति त्रयो भेदा ॥
जायन्ते मनुजाना क्रमेण तल्लक्षणं वयं ब्रूम ॥ ९५ ॥
लिङ्ग षडंगुलानि स्यादष्टौ वा शश स पुमान् ॥
नव दश चैकादश वा तदपि पुनर्यस्य स वृषास्य ॥ ९६ ॥
द्वादश वा लिंग स्यात्त्रयोदशादीनि चांगुलानि भवेत् ॥
जातोऽश्वस्य मान हयाम्यया निगदित सोऽपि ॥ ९७ ॥

रतिषु शशवृषहयानां सह मृत्यादिभिरकृत्रिमा प्रीतिः ।
मेहनं वराङ्गनार्यो परस्परेण प्रमाणैक्यात् ॥ ९८ ॥

अन्नं क्षुधि पानं तृषि पथि श्रमे वाहनं भवेद्यस्य ॥
इति भवति यस्य समये धन्यं प्रवदंति तं संत ॥ ९९ ॥

મનુષ્યોનાં ૩૨ લક્ષણો—નખ, પગ, હાથ, જીભ, હોઠ, તાળવું અને આંખના ખુણા એ સાત લાલ હોવાં જોઈએ. કાખ, છાતી, ગળાપછી, નાક નખ અને મુખ એ છ ઉન્નત (ઉંચાં આવેલાં) જોઈએ. દાંત, ચામડી, વાળ, આંગળીના વેઢા અને નખ એ પાંચ સૂક્ષ્મ જોઈએ. આંખ, સ્તન, જીભ, દાઢી અને હાથ એ પાંચ દીર્ઘ જોઈએ. કપાળ, છાતી મોઢું એ ત્રણ વિશાળ (પહોળાં) જોઈએ. ગ્રીવા, જંઘા (પીંડીઓ) અને જનનેન્દ્રિય એ ત્રણ નાનાં જોઈએ. સ્વર નાભિ અને સત્વ એ ત્રણ ગંભીર જોઈએ આમ સાત લાલ, છ ઉન્નત પાંચ સૂક્ષ્મ, પાંચ દીર્ઘ ત્રણ વિશાળ ત્રણ લઘુ અને ત્રણ ગંભીર એમ ૭+૬+૫+૫+૩+૩+૩=૩૨ લક્ષણો ગણાય છે. જેમને આ ૩૨ લક્ષણો હોય, તેઓ મહાપરાક્રમી, ધનવાન અને સુખી થાય છે પૃથક્ વિચાર કરતાં જેમને પહેલાં સાત લક્ષણો હોય તેઓ ધનવાન થાય છે બીજાં છ હોય તેઓ ઉન્નતિ પ્રાપ્ત કરે છે ત્રીજાં પાંચ હોય તેઓ ધનવાન થાય છે ચોથાં પાંચ હોય તેઓ દીર્ઘાયુષી અને પરાક્રમી થાય છે પાંચમા ત્રણ હોય તેઓ રાજા થાય છે. છઠ્ઠા ત્રણવાળા પણ રાજા થાય છે અને સાતમા ત્રણ લક્ષણવાળો મહાપરાક્રમી રાજા થાય છે કામશાસ્ત્રમાં કહેલા શશ, વૃષ અને હય એમ મનુષ્યોના ત્રણ ભેદ થાય છે તેમના લક્ષણ ક્રમથી અમે કહીએ છીએ. જેનું લિંગ છ આંગળનું હોય, અથવા આઠ આંગળનું હોય તે પુરુષ શશ કહેવાય, નવ કે અગીઆર આંગળનું લિંગ હોય તે વૃષ પુરુષ કહેવાય જેનું લિંગ બાર કે તેર આંગળનું હોય તે હય જાતિનો પુરુષ કહેવાય છે રતિક્રિયામાં શશ વૃષ અને હય જાતિના પુરુષોને સરખા પ્રમાણનાં ગુહ્યાંગવાળી સ્ત્રી સાથે પછી તે ગમે તે વર્ણની હોય છતાં પરમ પ્રીતિ થાય છે જેમને ભૂખ લાગતાં અન્ન, તૃષા લાગતાં પાણી મુસાફરીમાં વાહન અને પરિશ્રમમાં રક્ષા પ્રાપ્ત થતી હોય, તેઓ જ ભાગ્યશાળી ગણાય. ૯૮ થી ૯૯

ઇતિ મહત્તમ શ્રી નૃસિંહના પુત્ર દુર્લભરાજે બનાવેલ સામુદ્રિકતિલક નામનો નરસ્ત્રીલક્ષણશાસ્ત્રનો બીજો શારીરાધિકાર સંપૂર્ણ

---

# અધિકાર ત્રીજો

अंगप्रत्यंगयुत सकलं शारीरमिदमिति प्रोक्तम् ॥
आवर्तप्रभृतीनामनुक्रमाल्लक्षणं वर्यं शुभं ॥ १ ॥
रोमत्वग्वालभव स्यादावर्तः शुभस्त्रेधा ॥
शस्तो दक्षिणवलित स्निग्धो व्यक्तः परो न शुभ ॥ २ ॥
करतलपदश्रुतियुग्मे नाभौ वा त्वग्भवो नृणाम् ॥
सस्यादपरौ द्वावपि लक्षणविन्निर्ज्ञेयौ यथास्थानम् ॥ ३ ॥
सव्यापसव्यभागे शिरसि स्याद्यस्य दक्षिणावर्तः ॥
श्वेतातपत्रलक्ष्मा लक्ष्मीः करवर्तिनी तस्य ॥ ४ ॥
रोमावर्तः स्निग्धो भ्रूयुगमध्ये प्रदक्षिणो व्यक्त ॥
यस्योर्णाख्यः पूर्णः सोम्बुधिकाञ्चेर्भुवो भर्ता ॥ ५ ॥
भुजयुग्मे यस्य स्यादावर्तं द्वितीयमंगदप्रतिमम् ॥
नियतं सोखिलभूमिं पुरुषो निजवाहनां वहति ॥ ६ ॥
यस्य करांभोजतले दक्षिणवलितो भवेदतिव्यक्तः ॥
परिचितशौचाचारो धर्मपर स्यात्स वित्ताढ्य ॥ ७ ॥
भाग्यवतां पंचांगुलिगिरस्सु सौख्याय दक्षिणावर्त ॥
प्राय पुंसां वामावर्तो दुःखाय पुनरेष ॥ ८ ॥
श्रुतियुगनाभ्यावर्ताः प्रदक्षिणा श्रेयसे भवंति नृणाम् ॥
चूडावर्तोप्येक श्रेष्ठतरो दक्षिणः शिरसि ॥ ९ ॥
शीर्षे वामे भागे वामावर्तो भवेत्स्फुटो यस्य ॥
स क्षुत्क्षामो भिक्षां रूक्षां निर्लक्षणो लभते ॥ १० ॥
वामो दक्षिणपार्श्वे प्रदक्षिणो वामपार्श्वके यस्य ॥
न तु तस्य चरमकाले भोगो नास्त्यत्र सन्देह ॥ ११ ॥

अंतर्ल्ललाटपट्टं व्यक्तावर्त्तो ललामवद्यस्य ॥
वामोऽथ दक्षिणो वा स्वल्पायुर्दुःखितश्च स्यात् ॥ १२ ॥
यस्यावर्तद्वितयं सुव्यक्तं भवति पादतलमध्ये ॥
नक्तंदिनमतिदीनो भूमिं स भ्रमति मतिहीनः ॥ १३ ॥

અંગ અને ઉપાંગ સહિત આખું શરીર એ કહ્યું હવે આવર્ત (ભમરીઓ) આદિના લક્ષણો અમે કહીશું ભમરીઓ રૂંવાટા, ચામડી અને વાળ એમ ત્રણ પ્રકારથી બને છે આમાંથી જે કોઈ ભમરી દક્ષિણાવર્ત (જમણી બાજુ નમતી) હોય, સુંદર હોય અને સ્પષ્ટ હોય તે સારી. ડાબી ખોટી જાણવી. આમાંથી ચામડીથી બનારી ભમરીઓ હથેળીમાં (આંગળીઓના ટેરવે પણ જેને સામાન્ય લોકવ્યવહારમાં ચક્ર કહ્યા કરે છે), પગના તળીએ સ્તન ઉપર અને નાભિમાં થાય છે અને રૂંવાટાથી બનારી ભમરીઓ હાથપગ તથા વાંસામાં અને વાળથી બનાર માથામાં થાય છે જેના માથામાં ડાબા અને જમણા બને પડખે, જમણી ભમરીઓ હોય તે ખુબ ધનવાન થાય છે જેની ક્રમશઃ વચ્ચે સુંદર ભમરી (રૂંવાટાથી બનતી) જમણી બાજુની હોય તે રાજા થાય છે જેના બને હાથ ઉપર બીજું ચિહ્ન (હાથનું પહેલું) ન હોય તેમ ભમરીઓ હોય તે જરૂર જમીનદાર થાય છે જેના હસ્તતલમાં (હથેળીમાં) સાફ જમણી ભમરી હોય તે શુદ્ધ આચારવાળો, ધનવાન અને ધાર્મિક માણસ થાય છે. ભાગ્યશાળી માણસોની પણ આંગળીઓના ટેરવે જમણી ભમરીઓ હોય છે અને દુર્ભાગી માણસોને ડાબી હોય છે નાભિ ઉપર તેમજ સ્તન ઉપર પડનારી જમણી ભમરીઓ પણ શુભ ફળ આપે છે માથામાં એકજ સુંદર જમણી ભમરી (મસ્તિષ્કના મધ્યભાગે) પડતી હોય, તે પણ શુભ ફળ આપે છે જેના માથામાં ડાબી બાજુ સ્પષ્ટ ડાબી ભમરી હોય, તે ઘણો દુઃખી થાય છે અને ભીખ માંગતાં પણ તેને સારી ભીખ મળતી નથી. ડાબી બાજુએ જમણી અને જમણી બાજુએ ડાબી ભમરીઓ જેને હોય તેની પાછલી અવસ્થા રોગરહિત થાય છે એમાં સંદેહ નથી. જેના કપાળ વચ્ચે ભમરી હોય (પછી ભલે તે ડાબી હોય કે જમણી હોય) તે અલ્પાયુ અને દુઃખી થાય છે જેના પગમાં બે ભમરીઓ સ્પષ્ટ દેખાતી હોય તે ઘણો જ દરિદ્ર અને જડમતિ હોઈ રાત્રિદિવસ ભટક્યા કરે છે ૧ થી ૧૩

सुरससचरितपादा मयूरमार्जारसिंहगतितुल्या ॥
दीर्घक्रमा सुलीला भाग्यवतां स्याद्गतिः सुभगा ॥ १४ ॥
गतिभिर्भवन्ति तुल्या ये च समा द्विरदनकुलहंसानाम् ॥
वृषभस्यापि नरास्ते सततं धर्मार्थकामपराः ॥ १५ ॥

गोमायुकरभरासभकृकलासशशकमेकमृगै ॥
येषां गति समाना ते गतसुखराजसन्माना ॥ १६ ॥
विषमा विकटा मंदा लघुक्रमा चचला द्रुता स्तब्धा ॥
आभ्यतराश्च बाह्या लग्नपदा वा गतिर्न शुभा ॥ १७ ॥
धनिनां गमन स्तिमित समाहितं शब्दहीनमस्तब्धम् ॥
ह्रस्वप्लुतानुविद्ध विलम्बित स्याद्दरिद्राणाम् ॥ १८ ॥

અર્થઃ—જે માણસોની ચાલ મોર, બીલાડા અને સિંહની માફક હોય, કમવાર સુખપૂર્વક હાથી મસ્તી ચાલનાર હોય તે ભાગ્યશાળી થાય છે જે પુરુષો હાથી, નોળીયો અને હંસની માફક ચાલે છે અથવા આખલાની માફક ચાલે છે તે નિરંતર ધર્મ અર્થ અને કામની સાધના કર્યા કરે છે જે પુરુષો શિયાળ, ઉંટ, ગધેડા, કાચડા, સસલા, દેડકો અને હરણની માફક ચાલે છે તે સુખ અને માનથી રહિત હોય છે અસ્તવ્યસ્ત ઉંચી નીચી ધીમી ટુંકા ડગલાવાળી, ચપળ, ઘણી ઉતાવળી, જડ જેવી, પગ અથડતી અથવા પહોળા પગ રાખી ચાલતી અથવા પગ એક બીજાને ઘસાતા હોય તેની ચાલ સારી ગણાતી નથી. ધનવાન પુરુષોની ચાલ એક સરખી, અવાજ વગરની, નિયમિત પગલા પાડતી અને બરાબર પગલાં જમાવતી હોય છે જ્યારે દરિદ્ર પુરુષોની ચાલ ડગમગ વગરની, વચ્ચે વચ્ચે રોકાઈ જતી, અને ઘડીમાં વધતી તો ઘડીકમાં ટુંકી થતી હોય છે ૧૬ થી ૧૮

छादयति नरस्याङ्गे लक्षणमत्यन्ततो नरस्छाया ॥
सा पार्थिवी तथाऽप्या ज्वलनभवा वायवी व्योम्नी ॥ १९ ॥
भवति शुभाशुभफलदा निजतेजस्तन्वती बहिर्देहात् ॥
विमलस्फटिकघटान्तर्विलसति सा दीपकलिकेव ॥ २० ॥
स्निग्धद्विजनखलोमत्वक्केशा पार्थिवी स्थिरा रवा ॥
नयनहृदयाभिगमा दत्ते धनधर्मसुखभोगान् ॥ २१ ॥
आप्याऽभिनवाम्भोदमच्छन्नजलसन्निभा छाया ॥
सर्वार्थसिद्धिजननी जनयति सौभाग्यमिह पुमाम् ॥ २२ ॥
ज्वलनभमा च बालार्कभवालकनकाभिपद्मरागनिभा ॥
पौरुषपराक्रमैर्वा जयमर्थ तनुभृता तनुते ॥२३॥

रूक्षा मलिना दीना चला सलय मारुती भवेच्छाया ॥
वधवंधव्यंधनपरा वित्तविनाशं नृणां कुरुते ॥ २४ ॥
स्वच्छा स्फटिकमणिनिभा भोद्दामा देहिनामिह व्योम्नी ॥
प्रायः श्रेयोनिधिसुखधनसुतसौभाग्यदा पुंसाम् ॥ २५ ॥
अर्काच्युतेन्द्रयमशशिप्रतीकाशा लक्षणैस्तु फले ॥
अन्याः पंच पुनस्ताः प्रवदंत्यपरे समसंपदो नैतत् ॥ २६ ॥

છાયા ( કાન્તિ ):—પુરુષના ઉપર પાર્થિવ જલમયી આગ્નેયી વાયવી અને આકાશીય એમ પાંચ પ્રકારની છાયા પડે છે અને તે બીજા લક્ષણોને જણાવી દે છે આ છાયા દેહની ઉપર પોતાનું તેજ બતાવતી, નીતરેલા ભેજથી આચ્છાદિત આકાશને લઈ છવાએલા અંધકારમાં દીપકાન્તિની માફક માલુમ પડી આવે છે અને શુભાશુભ ફળને આપે છે જ્યારે મનુષ્યના દાંત, નખ, રૂંવાડાં, ચામડી અને વાળ સુંદર ચમકીલા દેખાતાં હોય, અને રેખાઓ સાફ માલુમ પડી આવતી હોય ત્યારે પાર્થિવ છાયા છે એમ સમજવું. અને જ્યારે પાર્થિવ છાયા હોય ત્યારે ધન, ધર્મ, સુખ અને ભોગવૈભવ આપે છે જ્યારે નવા મેઘના જલની માફક તેજવાળી કાંતિ જણાએલી માલુમ પડે ત્યારે તે જલમયી છાયા છે એમ સમજવું જલમયી છાયા દરેક કાર્યમાં સિદ્ધિ આપનારી અને આનંદને ઉત્પન્ન કરનારી છે જ્યારે પ્રાતઃકાળના સૂર્યના જેવી અથવા પ્રવાલ, સુવર્ણ અને પોખરાજના જેવી કાંતિ ઝળહળતી હોય ત્યારે તે આગ્નેયી છાયા છે એમ સમજવું આગ્નેયી છાયા હોય ત્યારે પુરુષાર્થ અને પરાક્રમથી જય અને ધનનો લાભ થાય છે જ્યારે રૂખી ( લુખી ) મલીન, દીન, ચલ, શ્યામતાવાળી, છાયા દેખાતી હોય ત્યારે તેને વાયવી છાયા સમજવી. વાયવી છાયા બંધન કરાવે છે અને ધનનો નાશ કરે છે જ્યારે સ્ફટિકની માફક નિર્મળ સ્વચ્છ છાયા માલુમ પડતી હોય, ત્યારે તે આકાશીય છાયા છે એમ જાણવું અને જ્યારે આકાશીય છાયા હોય ત્યારે ધન, ધાન્ય, સુખ, સંતાન અને સૌભાગ્યની પ્રાપ્તિ થાય છે આ પાંચ છાયાઓ સૂર્ય બિમ્બ ધ્રુવ યમ અને ચંદ્રના જેવી લક્ષણો પડે કેટલાક કહે છે અને તેવી છાયાવાળાને તે દેખ્યા જેટલું સુખ મળે એમ કહે છે પણ તેમ બનવું અશક્ય લાગે ( મે ) બુદ્ધ ગ્રા ફળ કહ્યું છે ૧૯ થી ૨૧

स्निग्ध स्वरोऽनुमोदी निर्हादी संहित फलो मन्द्रः ॥
तारः स्वरस्य विपुलो पुंसां संपत्कर सततम् ॥ २७ ॥
दुंदुभिवृषभाम्बुदमृदंगशिखिशिरांवररथांगैः स्यात् ॥
यस्य स्वर समानः स भूपतिर्भवति भागादय ॥ २८ ॥

मिन्न क्षीण क्षामो विक्रुष्टो गद्गदस्वरो दीन ॥
रूक्षो जर्जरितोपि च निःस्वानां निस्वन प्राय ॥ २९ ॥
मृकाकोलूकखरगोधृकोष्टुरासभवराहै ॥
तुल्य स्वरो न शस्तो विशेपतो हि स्वरो दुष्टः ॥ ३० ॥

સ્વર (અવાજ) — જે માણસનો અવાજ સ્નિગ્ધ આનંદદાયક આનંદપૂર્ણ ઉલ્લાસમય, સારસના કૂજન જેવો, મૃદંગના ધ્વનિ જેવો, ઉચ્ચ અને વિપુલ હોય છે તે સંપત્તિ મેળવે છે જેમનો અવાજ નગારાના અવાજ જેવો, સાંઢ, મૃદંગ, મોર, ભૂંગ, અને આખલા જેવો હોય છે તેઓ પણ લોકવિશ્રામથી મુક્ત રાજા જેવા થાય છે જેમનો અવાજ વઠી વઠીમાં બદલાતો, ઝીણો, સંકુચિત, એબાએલો, ગદ્ગદતા બતાવનાર દીન, કઠોર અને જર્જરિત હોય તે વધુ ભાગે દરિદ્ર હોય છે જેમનો અવાજ વરૂ, કાગડો, ઘુવડ ગધેડો, ઊંટ, શિયાળ, બપૈયા અને ભૂંડના જેવા હોય તે માણસો દુષ્ટ હોય છે આ અવાજ ક્યાપિ સારો ગણાતો નથી ૨૭ થી ૩૦

गंधो भुवि नराणां प्रजायते नासिकेन्द्रियग्राह्य ॥
श्वास स्वेदादिभवो ज्ञेयः स शुभाशुभो द्विविध ॥ ३१ ॥
कर्पूरागुरुमलयजमृगमदजातीतमालदलगन्धा ॥
द्विपमदगधा भूमौ पुरुषा स्युर्भोगिन प्राय ॥ ३२ ॥
मत्स्याण्डपूतिशोणितनिम्बवसाकाकनीडवकगन्धा ॥
दुर्गन्धाश्च नरास्ते दुर्भगतानि स्वताभाज ॥ ३३ ॥

ગંધ —મનુષ્યનો શ્વાસ અને પરસેવો એ બે કારણોથી તેના શરીરમાંથી સારો કે ખોટો બે પ્રકારનો ગંધ નીકળે છે જો કપુર અગરૂ, ચંદન કસ્તૂરી જાયફળ કે તમાલ જેવી અથવા હાથીના મદ જેવી સુગંધી નીકળતી હોય, તો તે મોટે ભાગે ભોગી પુરુષ છે એમ જાણવું અને જો માછલી, ઈંડું, ઉકરડો લોહી, લીમડો, ચરબી, કાગડાનો માળો અથવા બગલાના જેવી દુર્ગંધ નીકળતી હોય તો સમજવું કે તે દરિદ્ર થવા માટે જ સર્જાયો છે ૩૧ થી ૩૩

गौर श्यामः कृष्णो वर्ण संभवति देहिनां त्रेधा ॥
आद्यौ द्वावपि शस्तौ शुभो न कृष्णो न सङ्कीर्ण ॥ ३४ ॥
पङ्कजकिञ्जल्कनिभा गौरस्याम प्रियंगुकुसुमसम ॥
कृष्णस्तु कज्जलाभ स्निग्ध शुद्धोऽपि नो शस्त ॥ ३५ ॥

વર્ણ—ગૌર શ્યામ અને કૃષ્ણ એમ ત્રણ પ્રકારના રંગ મનુષ્યોના હોય છે આમાંથી પહેલા બે ( ગૌર અને શ્યામ ) શ્રેષ્ઠ છે કૃષ્ણ અશુભ છે તેમજ મિશ્ર રંગ હોય તે પણ સારો ગણાતો નથી. જે રંગ કમળની પાંખડીઓની વચ્ચે રહેલા બીજ-કોશ ( કિંજલ્ક )ના જેવો હોય તે ગૌર કહેવાય પ્રિયંગુ ( પાલખી )નાં ફૂલ જેવો હોય તે શ્યામ કહેવાય. અને કાજળ જેવો હોય તે કાળો કહેવાય. કાળો રંગ શુદ્ધ અને ચમકતો હોય તો પણ સારો નથી. ૩૪-૩૫

व्यसन वाभ्युदये वा गतशंकाशोकमुकुलितोत्साहम् ॥
उन्मीलनधीरत्वं गंभीरमिह कीर्त्यते सत्त्वम् ॥३६॥
एकमपि सत्त्वमेते सर्वाणि संति लक्षणैस्तुल्यम् ॥
यस्मिन्कपिमनुजानां न कदाचन दुर्लभा लक्ष्मी ॥३७॥
त्वचि भोगा मांसे सुखमस्थिषु धनमीक्षणेषु सौभाग्यम् ॥
यान गतौ स्वरे स्यादाज्ञा सत्त्वे पुन सर्वम् ॥३८॥
सौभाग्यमिव स्त्रीणां पुरुषाणां भूषणं भवति सत्त्वम् ॥
तेन विहीना भुवने भजन्ति परिभवपद प्राय ॥३९॥
वर्णः शुभो गते स्याद्वर्णादपि शुभतरः स्वर पुसाम् ॥
अतिशुभतमं स्वरान्पि सत्त्व मत्वाधिका धन्याः ॥४०॥
वर्णानुगतं रूपं रूपानुगतं नृणां भवति वित्तम् ॥
वित्तानुगत सत्त्वं सत्त्वानुगता गुणा प्राय ॥४१॥
इह सत्त्वमेव मुख्यं निखिलेष्वपि लक्षणेषु मनुजानाम् ॥
सद्भावो भवति पुनर्भिता शाम्यं समुपयाति ॥४२॥
नापि तु यथा नमनं मनो विकार कथचनाभ्येति ॥
आपद्यति सैपद्यपि ते सत्त्वविभूषिता पुरुषाः ॥४३॥
शुभलक्षणमप्येवं मार्ग न विलोक्यते स्फुटं यस्य ॥
अपि दृश्यते पुन श्रीस्तस्य तदाऽध्रुवतिसत्यम् ॥४४॥
स्थूलैस्तनुभि परुषैर्मृदुभि स्खलैरथायतैरंगे ॥
य सत्त्ववान्स पूज्यस्तलक्ष्लं गुणाधिक सत्त्वम् ॥४५॥

शुभलक्षणमंगं यदि सुपूजितं स्यान्नरस्य सत्त्ववत ॥
तदुभयसंपर्कादिह सौभाग्ये मंजरीमेद ॥४६॥

સત્વ (પ્રભાવ):—ઉન્નતિમાં કે અવનતિમાં જેનાથી શોક કે હર્ષ થતાં નથી, અને હમેશાં ઉત્સાહ ખીલેલો જ રહે છે, સ્પષ્ટતા (નિઃસંકોચ, નિર્ભયવર્તન), ધીરજ અને ગંભીરતાઈ રહે છે તેનું નામ સત્વ છે આ સત્વ એક એવી ચીજ છે જે બધાં લક્ષણોની સાથે સરસાઈ કરી શકે છે અને જેના હોવાથી મનુષ્ય લક્ષ્મીના વંચિત રહી શકતો નથી. જ્યારે ચામડીથી કેવલ ભોગ, આંખથી સુખ, હાડકાંથી ધન, દૃષ્ટિથી સૌભાગ્ય, ગતિથી વાહન અને સ્વરથી આજ્ઞા સંબંધી જ્ઞાન મેળવી શકાય છે ત્યારે સત્વથી બધું જ મળી શકાય છે જેવું સ્ત્રીઓને સૌભાગ્ય છે તેવું પુરુષોને સત્વ છે સત્વ વગરના પ્રાય: પરાભવ પામે છે ગતિથી રૂપ અને રૂપથી સ્વર અધિકાતાં છે જ્યારે સત્વ તો સ્વરથી ય અધિકાતું છે ઘણું જ અધિકાતું છે, માટે જેમનામાં સત્વનો વધારો છે તે પુરુષો ધનવાનને પાત્ર છે મનુષ્યનું રૂપ મોઢાના આકાર ઉપર નિર્ભર છે, અને રૂપને અનુરૂપ ધન મળે છે ધનને અનુરૂપ ગુણ હોય છે, અને સત્વ ગુણોને અનુરૂપ હોય છે આ આખા લક્ષણશાસ્ત્રમાં બધાં લક્ષણો કરતાં સત્વ ઉત્તમ છે જેના હોવાથી મનુષ્યને કશાની ચિંતા કરવી પડતી નથી. સત્વવાળા પુરુષોને આપત્તિમાં કે સંપત્તિમાં કોઈને નમન કરવાનું રહેતું નથી, મન વિહ્વળ થતું નથી, અને તેઓ હમેશાં એક સરખા રહે છે જેનામાં સત્વ ન દેખાતું હોય, તે ધનવાન હોય છતાં જાણવું કે તેની લક્ષ્મી ટકી શકવાની નથી. શરીર ભલે જાડું, પાતળું ખરબચડું કે કોમળ હોય અને અંગ પ્રત્યંગ ભલે બરાબર હોય કે કર્મ મોટા ઓછા કે વત્તાં હોય પરંતુ જેનામાં સત્વ છે તે હમેશાં પૂજાય છે અને તેથી જે અંગમાં શુભલક્ષણ હોય અને સત્વ હોય તો આમ્રરૂપી આંબાને મંજરી ફૂટ્યા જેવું થાય. અર્થાત્ અત્યુત્તમ ગણાય. ૩૯ થી ૪૬

ઇતિ શ્રી મહત્તમ નૃસિંહના પુત્ર દુર્લભરાજે બનાવેલા સામુદ્રિક-
તિલક નામના નરસ્ત્રીલક્ષણશાસ્ત્રનો આવર્તાદિ ફલકથન
નામનો ત્રીજો અધિકાર સંપૂર્ણ

---

## અધિકાર ચોથો

संस्थानवर्णगंधावर्ता सत्त्वं स्वरो गतिश्छाया ॥
तन्नरनारीणामिति लक्षणमष्टधा भवति ॥ १ ॥

સ્ત્રીની પ્રકૃતિ બે જાતની હોય છે અને તેના કફ ઇત્યાદિથી વૈકારિક તથા સ્વાભાવિક એમ બે ભેદ પડે છે વૈકારિકના ત્રણ પેટાભેદ છે અને સ્વાભાવિકના બાર પેટાભેદ છે ૧ કફપ્રકૃતિ.—જે સ્ત્રી અલ્પ અને પ્રિય બોલનારી હોય, સ્નેહાળ હોય, અને નીલકમળ અથવા દૂર્વાના જેવા શ્યામ વર્ણની હોય તે કફ પ્રકૃતિવાળી જાણવી અને તેવી સ્ત્રી ઘણાં સંતાનોની માતા થાય છે જે સ્ત્રીના નખ, રૂંવાટાં એક જાતની શોભાને ધારણ કરતાં હોય, જેની આંખો મોટી અને ક્રોધરહિત હોય, તેમજ અંગ પ્રત્યંગ પોતપોતાના પ્રમાણમાં હોય, તે સ્ત્રી સત્ત્વશાલિની અને સંતતિવાળી થાય છે મૃદુ અને ભીના વાનની (સ્નાન કર્યા પછી તરત જ જેવી લાગે છે તેવી) ચામડી હોય, અને પુષ્પની માફક સુગંધ લાગતી હોય, તે સ્ત્રી ધાર્મિક, કુશળ, દયાળુ તથા સૌભાગ્યશાળી થાય છે જે સ્ત્રી અંગ પ્રત્યંગને વસ્ત્રપરિધાન દ્વારા સુંદર રીતે જ (સ્વભાવથી જ) ઢંકાવતી હોય, વળી જે ભૂખ, તરસ લજ્જાને ધારણ કરી શકતી હોય, ક્ષમાવાળી હોય, મિતભાષિણી, સમયે જ ખાનપાન કરનારી હોય, વિશાળ નેત્ર વાળી હોય, મૈથુનની આકાંક્ષા (વધુ લોલુપ અથવા તદ્દન વિરક્ત નહિ એવી) ઇચ્છાવાળી હોય, જેનો ચહેરો જોતાં નિદ્રા આવતી હોય તેમ મદવાળો દેખાતી હોય, જેની કમરની નીચેનો ભાગ માંસલ અને શીતળ હોય, અને જે સ્ત્રી મેઘ, જળાશય તથા કમળ સ્વપ્નમાં જોતી હોય તેની સ્ત્રી કફ પ્રકૃતિની જાણવી ૧૯ થી ૨૧

योषित्पित्तप्रकृतिः गौरी कृष्णाऽथ वा हृष्टा ॥
आताम्रा नयनकररुहरसनापाणितलताल्वतला ॥ २२॥
क्षणक्षणविकसन्मेधाऽम्लीष्टशीतमधुरसा पुनर्मृद्वी ॥
विरलकपिलमूर्द्धजरोमा मेधावती प्राय ॥ २३ ॥
प्रियशुचिवसनमाल्या उपनाक्पुष्णशिथिलमृदुगुह्या ॥
अभिमानिनी शुचिरता विशदस्मितवल्लभा शूरा ॥ २४ ॥
धृतवलिपलितपृद् तनुवीर्या मृदुलमोहनक्रीडा ॥
किंशुकदिग्दाहतडिद्दहनादीन्पश्यति स्वप्ने ॥ २५ ॥

૨ પિત્તપ્રકૃતિ.—જે સ્ત્રીની પિત્તપ્રકૃતિ હોય છે તે ગોરી અથવા કાળી હોય છે આનંદિત રહે છે અને તેની આંખ, હાથના નખ, હોઠ, હથેળી તથા તાળવું એટલા ભાગ લાલ હોય છે તેની મેધામાં પ્રતિક્ષણ ફેરફાર થયા કરે છે કડવા અને તીખા રસ ઉપર તેની રુચિ હોય છે અને તેનાં અંગ પ્રત્યંગ મૃદુ લાગે છે આવી સ્ત્રીઓના વાળ કપિલ વર્ણના અને આછા આછા હોય છે અને તેઓ ઘણું કરીને બહુ

બુદ્ધિશાળી હોય છે સફેદ દર્ભના જેવી અને આકૃતિઓ ઉપર ક્રીમ રાખે છે શરીરની નસો ઉપર તરી આવતી માલુમ પડે છે શરીર ગરમ અને શુષ્ક શિથિલ તથા મૃદુ રહે છે અભિમાન, પવિત્રતા, શૂરતા, વિશદ હાસ્ય અને વિશદ વાણીવાળી હોય છે આવી પ્રકૃતિની સ્ત્રીઓના વાળ જલદી સફેદ થઈ જાય છે અલ્પવીર્યવાળી હોવા છતા મૃદુતાવાળી હોય છે અને સારી ક્રીડા કરે છે તે સ્વપ્નમાં લાલ વસ્ત્ર, ડિમ્બક (તિખારા ઝગતી હોય તેવો આકાશ) વીજળી, અને અગ્નિ ઇત્યાદિને જુએ છે ૨૨ થી ૨૫

वनिता वातप्रकृति* स्फुटितकचा भ्रमपादतला ॥
रूक्षा वै नखदशनाभ्रष्टत्रपा चचलप्रकृति ॥ २६ ॥
अजितेन्द्रिया खरांगी गंधर्वविलासहासकलहरति ॥
बहुभोजनाल्पनिद्रा बहुलालापभ्रमणशीला ॥ २७ ॥
धूसरशरीरवर्णा छायाविक्षेपमधुरसा शिशिरा ॥
किंचिद्विवृत्ताक्षमुखी शेते विलपति निशि भ्रमति ॥ २८ ॥
बह्वम्ललवणतिक्तस्निग्धकषायप्रिया सुरतिकठिना ॥
गोजिह्वाकर्कशतनुरोमा सुश्रोणिविम्बयुता ॥ २९ ॥
उद्यानवनक्रीडागतिरत्युष्णप्रिया स्थिरश्लाघा ॥
तरुपर्वताधिरोह स्वप्ने कुरुते न भोगमना ॥ ३० ॥
प्रायेणैषा प्रकृति शुद्धैव विलोक्यते स्फुटं क्वापि ॥
भेदा पुनरेतासां बहवोऽपि भवंति मनुजानाम् ॥ ३१ ॥

* વાતપ્રકૃતિ —વાયુપ્રકૃતિવાળી સ્ત્રી જાડા અને ગમ્ભ વાળવાળી, ફાટેલી પગની પાની (એડી), અને ચંચળ સ્વભાવની હોય છે તેના નખ અને દાંત રુક્ષ (લુખ્ખા તેજહીન) લાગે છે ઇન્દ્રિયો ઉપર સંયમ રાખી શકતી નથી ગધેડીની માફક ખરબચડા શરીરવાળી માલુમ પડે છે ગાયન, હાવભાવ, હાસ્ય તથા ક્લેશ કરવાની ટેવ ધરાવે છે ઘણું ભોજન કરે છે અલ્પ નિદ્રા લે છે ઘણું બોલે છે અને ઘણું રખડે છે તેના શરીરનો રંગ ધૂમના જેવો હોય છે તેની કાન્તિ ખાસ ઉજ્જ્વલ કરતી નથી મોઢું અને આંખો ફાટેલાં હોય તેમ લાગે છે અને તે ઉંઘમાં બકે છે ભટકે છે તેમજ ઠર અનુભવે છે તેને ખાટું, ખારું, તીખું, મોળું ભોજન પ્રિય હોય છે ગાયની જીભની માફક તેનાં રુંવાટાં કર્કશ લાગે છે તેના પેડુનો ભાગ મનોહર લાગે

છે. પરંતુ મુક્ત સ્ત્રિયામાં બહુ જ અલ્પપ્રમાણ હોય છે અભીલાષોમાં તેમજ જલમાં ફરવાનું પસંદ કરે છે સહાય શોધી શકે છે અને સ્વપ્નામાં ઝાડ તથા પર્વત ઉપર ચડતી હોય છે આવી સ્ત્રીઓને ભોગ પ્રિય હોતા નથી. આ પ્રમાણે કફ, પિત્ત તથા વાયુની પ્રકૃતિવાળી સ્ત્રીઓનું વર્ણન છે પરંતુ આવો શુદ્ધ ભેદ ક્વચિત્ જોવામાં આવે છે માટે ઘણે ભાગે બીજાથી મિશ્ર પ્રકૃતિ જ જોવાય છે ૨૬ થી ૩૧

सुरविद्याधरगंधर्वयक्षराक्षसपिशाचवानरकपिभि ॥
अहिखरविडालसिंहैस्तुल्यान्या प्रकृतिरत्रैषा ॥ ३२ ॥
अल्पाशिनी सुगधा समुज्ज्वला चारुमानमा शुद्धा ॥
प्रियवमना तनुनिद्रा निर्दिष्टा सा सुरप्रकृति ॥ ३३ ॥
विद्याधरस्वभावा भवति कलागुणविचक्षणा शांता ॥
चन्द्राननना सुभोगा मनोहरस्थानमद्धरति ॥ ३४ ॥
उद्यानवनासक्ता कलस्वरा गीतनृत्यरक्तमनाः ॥
परिचितसुगंधमाल्या गंधर्वप्रकृतिरबला सा ॥ ३५ ॥
आरामजलक्रीडासक्ता विभूषणपरायणा कान्ता ॥
प्रायो यक्षप्रकृतिर्धनरक्षणकांक्षिणी रमणी ॥ ३६ ॥
बह्वशना क्रुद्धमना हन्ति पतिं प्राणलग्नमप्युग्रा ॥
सा राक्षसस्वभावाकटुकालापा दुराचारा ॥ ३७ ॥
शौचाचारभ्रष्टा रूपविहीना भयंकरा सततम् ॥
प्रस्वेदमलोपेता भवति पिशाचकृतिरशुभा ॥ ३८ ॥
दानदयानियमरतिः पतिव्रता देवगुरुकृताज्ञा च ॥
कार्याकार्यविविक्ता नरस्वभावा भवति नारी ॥ ३९ ॥
स्थैर्यं क्वापि न कुरुते समस्तदिग्वीक्षणेक्षणासक्ता ॥
उत्कालगतिर्लुब्धा दुर्नेया सा कपिप्रकृति ॥ ४० ॥
अन्यच्छिद्रान्वेषणपरायणा कुटिलगामिनी रौद्रा ॥
धृतवैरा क्रोधपराहिस्वभावा च वनिता स्यात्_ ॥ ४१ ॥

सहते परां विमूर्ति खरमैथुनसेविनी मुसलनादा ॥
अभ्मेन येन केनचिदुपचितगात्रा खरप्रकृति ॥ ४२ ॥
छद्म कुरुते पापे परपीडान्यस्तमानसा सततम् ॥
स्त्री सापवादरक्षणपरा विडालस्वभावा च ॥ ४३ ॥
एकान्तस्थानरतिश्चिरेण मैथुननिषेवणस्था च ॥
निद्रालसा गतभया सिंहप्रकृतिर्भवति युवति ॥ ४४ ॥

આગળ પુરુષની પ્રકૃતિના ભેદ પાડતાં પ્રાચીનાચાર્યોએ દશ ભેદ પાડયા હતા. પરંતુ સ્ત્રીની પ્રકૃતિના સર્વ પ્રથમ બે અને બીજા વિભાગના પેટાવિભાગ તરીકે બાર ભેદ પાડ્યા છે અને તેને દેવ, વિદ્યાધર, ગંધર્વ યક્ષ રાક્ષસ, પિશાચ, મનુષ્ય, માંકડ, સર્પ અપેદાં બિલાડી અને સિંહ એમ સંજ્ઞા આપે છે જે સ્ત્રી અલ્પાહારી, મનોહર મુખવાળી, સરલ મનની, શુદ્ધ વર્તનવાળી સુંદર વસ્ત્રો ધારણ કરનારી અને અલ્પ નિદ્રાવાળી હોય, તે દેવ પ્રકૃતિની જાણવી. કલાપ્રિય શાન્ત, મનોહર, સ્થાન ઉપર પ્રેમ રાખનારી, અને અંતર્મુખી હોય, તેમજ સુરતક્રિયામાં સુખસાધ્ય હોય તે વિદ્યાધર પ્રકૃતિની જાણવી બગીચા વગેરે આમોદ પ્રમોદનાં સ્થાનો પ્રત્યે રુચિવાળી મીઠા અવાજવાળી, ગીત નૃત્ય ઇત્યાદિમાં ચતુર તેમજ પુષ્પોની માળા ઇત્યાદિ પ્રત્યે આકર્ષણ ધરાવનારી સ્ત્રી ગાંધર્વ પ્રકૃતિની જાણવી. પાણીમાં વિહાર કરવાની રુચિવાળી આભૂષણોને ચાહનારી, મનોહર તથા ધનનો સંગ્રહ કરવાની વૃત્તિવાળી સ્ત્રી યક્ષ પ્રકૃતિની જાણવી ખુબ ખાનારી, ક્રોધી કઠોર વાક્ય બોલનારી, દુરાચારી સ્ત્રી રાક્ષસ પ્રકૃતિની જાણવી અને તે પ્રેમાળ પતિનું પણ ખુન કરે છે પવિત્રતા તથા આચાર વિચારથી રહિત, રૂપહીન, અમંદર તથા પરસેવાથી ગંધાતી અને મેલી સ્ત્રી પિશાચ પ્રકૃતિની જાણવી. દાન, દયા તથા નિયમવાળી, પતિવ્રતા, દેવ ગુરુની આજ્ઞા માનનાર, કાર્ય—અકાર્યને સમજનાર સ્ત્રી મનુષ્ય પ્રકૃતિની જાણવી. કોઈ જગ્યાએ ઠરીને નહિ બેસનારી, ચારે બાજુ નજર ઘુમાવનારી (ચકળ-વકળ આંખો વાળી), અને ઝુકઝુ મારતી ગતિવાળી સ્ત્રી વાનરાની પ્રકૃતિ ધરાવનાર સમજવી. બીજાનાં છિદ્રો જોનારી, ખાતાં ખાતાં વાંકીચુકી ગતિ કરનારી, અમંગળ પર રાખનારી, અને ક્રોધી સ્ત્રી સર્પ પ્રકૃતિની જાણવી બીજાની પ્રભુતાને પણ સહન નહિ કરનારી, મોટા પાટાવાળી અને ગમે તે ખોરાકથી પણ પુષ્ટ થનારી સ્ત્રી ગધેડાની પ્રકૃતિવાળી સમજવી. ગુપ્ત પાપાચાર કરનારી, બીજાને હેરાન કરવાની આદતવાળી અને પોતાના દુષ્કર્મને છુપાવનારી સ્ત્રી બીલાડીની પ્રકૃતિની જાણવી એકાન્તમાં રહેનારી, ક્વચિત્ જ સુરતને સેવનારી ઉંઘણશી તથા નિડર સ્ત્રી સિંહ પ્રકૃતિની જાણવી ૪૨ થી ૪૪

या मंडूककुक्षिर्भवति न्यग्रोधमंडला युवति ॥
सा सूते सुतमेकं सोपि पुनश्चक्रवर्ती स्यात् ॥ ४५ ॥
भालस्थले त्रिशूलं विलोक्यते दैवनिर्मितं यस्या ॥
तस्या स्वामित्वं स्याद्भुवने वनितासहस्राणाम् ॥ ४६ ॥
या हरिणाक्षी हरिणग्रीवा हरिणोदरी हरिणजंघा ॥
जातापि दासवर्गे सा युवतिर्भवति नृपपत्नी ॥ ४७ ॥
मधुपिंगाक्षी स्निग्धा श्यामांगीराजहंसगतिनादा ॥
अष्टौ जनयति पुत्रान्धनधान्यविवर्धिनी तन्वी ॥ ४८ ॥
पीवरनितम्बबिम्बा पीवरवक्षोजमण्डला बाला ॥
पीवरकपोलपाली सा सौभाग्यान्विता युवति ॥ ४९ ॥
रक्तातालुनखरसना रक्तोष्ठी रक्तपाणिपादतला ॥
रक्तनयनान्तगुह्या धनधान्यसमन्विता वनिता ॥ ५० ॥
पृथुनयना पृथुजघना पृथुवक्षा पृथुकटि पृथुश्रोणिः ॥
पृथुशीला च पुरंध्री सुपूजिता जायते जगति ॥ ५१ ॥
मृदुरामा मृदुगात्री मृदुकेशा मृदुगिरोरुहा रमणी ॥
मृदुभाषिणी अगण्यै पुण्यैरासाद्यते मद्य ॥ ५२ ॥
जानुयुगं जंघाद्वयमपि लगति परस्परेण यस्या ॥
उत्कृष्टकामिनी या सा सौभाग्यान्विता रमणी ॥ ५३ ॥
दीर्घमुखी दीर्घाक्षी दीर्घभुजा दीर्घमूर्द्धजा तन्वी ॥
दीर्घांगुलिका प्राप्नोत्यायुर्दीर्घं सुखोपेतम् ॥ ५४ ॥
वृत्तमुखी वृत्तकुचा वृत्तप्रसृतोरुजानुगुल्फयुगा ॥
वृत्तग्रीवानाभिर्वृत्तशिरा जायते धन्या ॥ ५५ ॥
व्यक्तं भवंति रेखा मणिबंधे कंदेशके नूनम् ॥
पूर्णास्तिस्रो यस्या नृपस्य सा जायते जाया ॥ ५६ ॥

જે સ્ત્રીની કુક્ષી દેડકા જેવી હોય, અને બન્ને સ્તનની આગળ દેવાઈ ગયેલા અગ્રવાળી એટલે કે ન્હાની અને વિશાળ હોવી હોય તો તે સ્ત્રી એકજ પુત્રનો જન્મ આપે છે પણ તે પુત્ર ઘણો મોટો યશસ્વી બને છે. જે સ્ત્રીના કપાળની અંદર કુદરતી ત્રિશુલનો આકાર માલુમ પડી આવતો હોય, તે સ્ત્રી ઘણી દાસીઓની માલિક થાય છે. હરણ જેવી આંખ, ગ્રીવા, પેટ અને જાંઘવાળી સ્ત્રી ગરીબ ઘરમાં જન્મી હોય છતાં પણ રાજરાણી થાય છે. મધના જેવી પીળાશવાળી આંખવાળી, ભીનાવાનવાળી અને શ્યામા તેમજ રાજહંસના જેવી ગતિવાળી સ્ત્રી ધનધાન્યને વધારનારી તથા આઠ પુત્રોની માતા થાય છે. પુષ્ટ નિતંબ સ્તન તથા કપોળવાળી સ્ત્રી સૌભાગ્યશાલિની થાય છે. જે સ્ત્રીના તાળવું, નખ, જીભ, હોઠ, એડી, પગનું તળીયું તથા આંખના ખુણા લાલ રંગના હોય તે સ્ત્રી ધનધાન્યથી પરિપૂર્ણ રહે છે. જે સ્ત્રીની આંખ, જાંઘ, સ્તન, કમર અને પેડુ એ અવયવો પુષ્ટ (વિશાળ) હોય તે સ્ત્રી કુટુંબમાં શ્રેષ્ઠ થાય છે. જેના રૂંવાટા, આંગ, તથા માથાના વાળ મૃદુલ હોય અને જેની વાણી પણ મૃદુ હોય તેવી સ્ત્રી કોઈ ભાગ્યશાળી પુરુષને જ પુણ્યયોગે પ્રાપ્ત થાય છે. જે સ્ત્રીના સાથળ તથા પગની આંગળીઓ એકબીજાને ઘસાતી હોય તેવી શ્રેષ્ઠ સ્ત્રી સૌભાગ્યને ભોગવે છે. મોં, આંખો, હાથ, માથાના વાળ તથા આંગળીઓ જેને લાંબી હોય તે સ્ત્રી લાંબુ સુખી જીવન ગુજારે છે. મુખ, સ્તન, જાનુ, સાથળ, ઢીંચણ, ગ્રીવા, નાભિ તથા મસ્તિષ્ક આટલા અંગ જેના ગોળ હોય તે ઉત્તમ સ્ત્રી હોય છે. જે સ્ત્રીના મસ્તિષ્ક અથવા તાળવા પર સ્પષ્ટ રેખા હોય તે સ્ત્રી રાણી થાય છે. ૪૫ થી ૫૬

उत्तमस्वर्णरुचिरा तनुत्वचा सकलकोमलावयवा ॥
लघुसमुदायरोमा प्राय श्रीभाजनं सुदृशी ॥ ५७ ॥

જેનો રંગ તપાવેલા સોના જેવો લાગતો હોય, જેની ચામડી પાતળી અને મુલાયમ હોય, જેના દરેક અવયવ કોમળ માલુમ પડતા હોય તે સ્ત્રી લક્ષ્મીની ભોગવનાર સમજવી. ૫૭

पद्मिन्यथ हस्तिन्यथ शंखिनी चित्रिणी च भेदेन ॥
वनिता चतुष्प्रकारा क्रमेण तल्लक्षणं वयं ब्रूमः ॥ ५८ ॥
स्निग्धश्यामलकान्तिस्तिलकुसुमाकारसुभगनासिकायस्या ॥
त्रिवलीतरंगमध्या वृत्तकुचा स्निग्धकृष्णकचा ॥ ५९ ॥
पद्ममुखी मधुगंधा पद्मायतलोचना प्रियालापा ॥
बिम्बोष्ठी हंसगतिर्भवति पद्मिनी भवति ॥ ६० ॥

સ્ત્રીઓના પદ્મિની, હસ્તિની, શંખિની અને ચિત્રીણી એવા ચાર ભેદ પ્રાચીન આર્ષોએ કહ્યા છે તે બતાવીએ છીએ. જે સ્ત્રીની આકૃતિ સ્નેહાળ, પીળાશ, નિષ્કલંક શ્યામ હોય, જેનું નાક તલના ફુલના જેવું હોય, જેના ઉપર પર વળી વળી પડતી હોય, સ્તન ગોળ હોય, ચીકણા ઝીણા વાળ હોય, કમળની માફક ખીલેલું મુખ હોય, શરીરમાંથી મીઠી (માદક) સુગંધી આવતી હોય, કમળની પાંખડીની માફક લાંબી આંખ હોય, અવાજ મધુર અને સર્વપ્રિય અતિ કોમળ જેની અને ઓછા હાસ્ય રહેતા હોય તેવી સ્ત્રી પદ્મિની કહેવાય છે અને તેની ધર્મ ઉપર રુચિ હોય છે ૫૮થી ૬૦

स्थूलदशना सुमध्या गद्गदनादा मदोत्कटा चपला ॥
ह्रस्वोरुभुजग्रीवाजंघा वादित्रगीतरतिः ॥ ६१ ॥
स्निग्धतरंगकेशी पीनोन्नतविपुलवृत्तकुचकलशा ॥
मत्तमतगजगमना मदगन्धा हस्तिनी भवति ॥ ६२ ॥

મોટા દાંતવાળી, કમરમાંથી પાતળી ગદ્ગદ અવાજવાળી, મદે મત્ત અતિકામી અને ચપળ, સાથળ, હાથ, બાહુ તથા જાંઘ ને ગ્રીવા અવયવ ટુંકા હોય, વાજન વાદનમાં અભિરુચિ ધરાવતી હોય, વાંકડીયા ઝીણા વાળ હોય, પુષ્ટ અને ઉંચાઈ આવતા ગોળ સ્તન હોય, તેમજ મદે મત્ત હાથણી ચાલતી હોય, તે સ્ત્રી હસ્તિની કહેવાય છે ૬૧-૬૨

विषमकुचा विषगंधा दीर्घप्रवृत्तोरुनासिकानयना ॥
तनुकेशी खरचित्ता गंखरदा शंखिनी योषित् ॥ ६३ ॥

જે સ્ત્રીના સ્તન એક બીજા સાથે સરખા પ્રમાણવાળા ન હોય, કમળના પુષ્પ જેવી સુગંધી પ્રસરતી હોય, લાંબા અને ઉંચાઈ ગયેલા સાથળ, નાક તથા આંખો હોય, વાળ ટુંકા હોય, ચિત્ત કઠોર હોય, અવાજ પણ મનને કઠોર લાગે તેવો (ગધનાદ) જેવા હોય તે શંખિની સ્ત્રી કહેવાય છે ૬૩

तुङ्गपयोधरभारा विचित्रवस्त्रा प्रियासवालापा ॥
सुक्षारगन्धनिचिता चित्राक्षी चित्रिणी गदिता ॥ ६४ ॥

જેના સ્તન ઉપસી આવતા હોય, ચિત્ર વિચિત્ર વસ્ત્રોને ધારણ કરતી હોય, અને અસ્તવ્યસ્ત અસરકારક વાર્તાલાપ કરતી હોય, જેના શરીરમાંથી ક્ષારમિશ્રિત સુગંધ આવતો હોય, અને જેની આંખો અતિશય ચપળ હોય, તેવી સ્ત્રી ચિત્રિણી કહેવાય છે ૬૪

कपिलविलोचनलग्नां कपिलकचां कपिलरोमराजिचिताम् ॥
कपिलावयवां बालां सन्तः शंसन्ति न भार्यां ॥ ६५ ॥

विपुलमुखी विपुलकचा विपुलाक्षी विपुलकर्णपदा ॥
विपुलांगुलिका प्रायो भर्तृघ्नी जायते योषित् ॥ ६६ ॥
कृष्णाक्षी कृष्णाङ्गी कृष्णनखी कृष्णरोमराजिकचा ॥
कृष्णौष्ठतालुरसना सा नियत कृष्णचारित्रा ॥ ६७ ॥
लम्बललाटी लम्बग्रीवा लम्बोष्ठनासिका न शुभा ॥
लम्बपयोधरबाला लंबस्फिग्लम्बरमणमाणि ॥ ६८ ॥
नि सरति वदनकुहराल्लाला यस्या सदा शयानाया ॥
स्मेरे किञ्चिन्नेत्रे सा बाला कथ्यते कुलटा ॥ ६९ ॥
यदि नाभ्यावर्त्तवले रेखाहीनं पृथूदरं यस्या ॥
दुःखाद्याकुलचित्ता सा युवतिर्जायते सततम् ॥ ७० ॥

ચંચળ અને ધૂમાડીયા રંગની આંખો, ધૂમાડીયા રંગના વાળ, રૂંવાટાં તથા જેના અવયવો મેલા માલુમ પડતા હોય તેવી સ્ત્રી સારી ગણાતી નથી. મોં, વાળ, આંખો, સ્તન તથા પગ અને આંગળીઓ જેને પહોળી રહેલી હોય તે સ્ત્રી પોતાના પતિનો ઘાત કરે છે જેના આંખ અવયવ, નખ, વાળ, રૂંવાટાં, હોઠ તાળવું અને જીભ કાળા રંગના હોય છે તે સ્ત્રી કૃષ્ણચરિત્રા "એટલે ભયંકર કૃત્ય કરનારી હોય છે લલાટ ગ્રીવા હોઠ નાક સ્તન તથા સ્તનના ભાગો અને ગુપ્તાંગ જેને લાંબા હોય તેવી સ્ત્રી સારી હોતી નથી. જે સ્ત્રીને ઉંઘતા મોઢામાંથી લાળ પડતી હોય, અને આંખો કંઈક ઉઘાડી રહી જતી હોય તે સ્ત્રી કુલટા હોય છે જે સ્ત્રીના પેટ ઉપર વળી ન હોય અને નાભિ ભમરી હોવી ઊંડી પેસી ગએલી હોય તે સ્ત્રી દુઃખથી વ્યાકુલ ચિત્તવાળી (દુર્ભાગ્યવાળી) હોય છે ૬૫ થી ૭૦

प्रसर्पं प्रसरति चाप्य प्रहसत्या नेत्रकोणयोर्यस्या ॥
लाला च मुखात्सस्या कीतस्या शीलरक्षा स्यात ॥ ७१ ॥
युगपत्स्रवन्ति यस्या दुर्गन्धा श्रामसूत्रपुरीषवत् ॥
साक्षादव कुमारी सा वंशविकर्तिनी वनिता ॥ ७२ ॥
यस्या स्फुटं हसन्त्या कपोलयो कूपकौ स्याताम् ॥
नयने नितांतचपले सा भर्तृघ्नी भवत्यसती ॥ ७३ ॥

यान्त्या स्वैरं यस्या दैववशात्पटपटायते वसनम् ॥
सा सततमेव कल्पयति रमणी कल्याणवैकल्यम् ॥ ७४।
सर्वेऽस्थिर्मविनिवहा यस्या गमनेन विकटिकायन्ते ॥
सुतमपि पतिं चिकीर्षति सा मंगतयौवनं युवति ॥ ७५।
अपराङ्गे रोमयुतं पूर्वाङ्गे रोमविरहितं यस्याः ॥
भवति विपरीतमथवा भयंकरा सा पिशाची च ॥ ७६।
फल्गुप्रचारशीला निष्कारणदृङ्निरीक्षणप्रगुणा ॥
निष्फलबहुलालापा सा नारी दूरतस्त्याज्या ॥ ७७।
अतिहस्वमुखा धूर्ता दीर्घमुखा दुःखभागिनी वनिता ॥
शुष्कमुखी वक्रमुखी सा सौभाग्यैश्वर्यसुखहीना ॥ ७८।
यस्या कपिला वृत्ता निरंतरा वपुषि रोमराजि स्यात् ॥
जाता पितृपतिगोत्रे मा भुवि भजते भुजिष्यात्वम् ॥ ७९॥
सततं विस्पष्टमानास्त्रोष्ठकद्रूक्स्वरा स्फुरद्भ्रुकुटि ॥
स्वच्छंदाचारगति सा स्याद्विहिना निरंतरं लक्ष्या ॥ ८०।

જેને હસતાં નેત્રના ખુણામાંથી આંસુ ટપકતાં હોય અને મોઢામાંથી લાળ નીકળતી હોય તે સ્ત્રી વ્યભિચારિણી હોય છે જે સ્ત્રીનાં શ્વાસ મૂત્ર, શરીર અને ઋતુ (સ્રાવ) એ દરેક દુર્ગંધવાળા હોય, તે સ્ત્રી વંશનો ઉચ્છેદ કરે છે જે સ્ત્રીને હસતાં ગંડસ્થળ ઉપર ખાડા પડતા હોય, અને સર્વદા ભમતી રહેતી હોય તે સ્ત્રી દુરાચારિણી અને પતિનો ઘાત કરનારી હોય છે જે સ્ત્રીને ચાલતાં જમીનનો ફડફડાટ થતો હોય તે સ્ત્રી સુખ ફળ ભોગવી શકતી નથી. જે સ્ત્રીને ચાલતાં અત્યંત શરીરમાંથી અવાજ થતો હોય તે સ્ત્રી કામાતુર રહે છે અને પોતાના પુત્રથી પણ સંભોગની ઇચ્છા રાખ્યા કરે છે જે સ્ત્રીના ઉપરના ભાગમાં રૂંવાટાં ન હોય અને નીચેના ભાગમાં હોય તે સ્ત્રીને રાક્ષસી જેવી જાણવી. જે સ્ત્રી હંમેશ વગર રખડવાની આદતવાળી હોય, અને કારણ વગર જ્યાં ત્યાં નજર ફેરવ્યા કરતી હોય, વળી નિરર્થક બહુ બોલ્યા કરતી હોય તે તજવા યોગ્ય છે જેનું મોં ઓરમાન નાનું હોય છે તે ધૂર્ત હોય છે અને ઓરમાન લાંબા મુખવાળી દુઃખી થાય છે તેવી જ રીતે વક્ર મુખ મોં વાળી અથવા ચાડા મુખવાળી સ્ત્રી સૌભાગ્ય, ધન તથા સુખથી વર્જીત રહે છે જેના શરીર ઉપર

અપીજ જાતની રચના વાળા હોય તે સ્ત્રી સારા કુટુંબમા ઉત્તમ થએલી અને સારા કુટુંબમાં પરણાવવામા આવી હોય તો પણ દાસી થઈ પૃથ્વી ઉપર ભટક્યા કરે છે જે સ્ત્રીને પેટના અધિકની માફક પીંવાટ થાય, તેમજ ક્રમેશ ઉંચી નીચી થતી હોય, તે સ્ત્રી સ્વચ્છંદી અને નિર્ધન થાય છે ૭૧ થી ૮

उत्कटक सांशलिक पाणितलपादतलद्वयं यस्या ॥
राजान्वयजातापि त्याज्या दूरादपि प्रमदा ॥ ८१ ॥
अतिह्रस्वा प्रांशुप्राय वा तनिष्णगनास्थविष्ठा वा ॥
रूपिण्यपि विश्वस्मिन्मा स्वप्नमनिष्टदा भवति ॥ ८२ ॥
पादौ यस्या स्फुरितौ रोमशाविपिरांगुली गृदनखौ ॥
वा कच्छपपृष्ठ नखौ मा नारी दुःसहदरिद्रताहेतु ॥ ८३ ॥
विकलांगी व्याधियुता शुष्कांगी वामना तथा कुब्जा ॥
नीचान्वयजा रमणी परिहरणीया सुरूपाऽपि ॥ ८४ ॥
निशि सुप्ता या सतत पिनष्टि दशनान्परस्परं नारी ॥
यत्किञ्चिदपि प्रलपति सा न च शस्ता सुलक्षणाऽपि ॥ ८५ ॥
काकमुखी काकाक्षी काकस्वा काकजंघिका नारी ॥
काकगतिश्चेष्टा स्यान्नूनं दारिद्र्यदुःखवती ॥ ८६ ॥
सतत कोपाविष्टा रूक्षांगी चचला महाबाहु ॥
अतिकृशकरपादयुगा न कदाचन मंगला प्रमदा ॥ ८७ ॥
अंगुष्ठेन विरहिता यस्या करपादांगुलीमिलिना ॥
सा दारिद्र्यवती स्याद्युवतिर्यदि वा न दीर्घायु ॥ ८८ ॥
कपिवक्त्रा कपिनेत्रा कपिनामा कपिकटिर्या च ॥
कपिकरणा रोमशापि प्रतीपकृज्जायते प्राय ॥ ८९ ॥

જે સ્ત્રીના પાંચા, પગનું તળીયું અને આંગળીઓ ખજ્જનજ હોય તે સ્ત્રી ઉત્તમ કુળમાં જ ભી હોય તો પણ તજવા યોગ્ય છે જે સ્ત્રી અતિશય ટુંકી (ઠીંગણી) અથવા અતિશય લાંબી, અતિશય પાતળી અથવા જાડી હોય તે સ્ત્રી સ્વરૂપવતી હોય

છતાં પણ મરણ ફળ આપે છે. જે સ્ત્રીના હાથપગ ફાટેલા રહેતા હોય, આંગળીઓ વાંકવાળી તથા ચપટી રહેતી હોય, આંગળીઓના નખ ટુંકા હોય અથવા ડાંગરની પીંછ જેવા ઉપસેલા નખ હોય તે સ્ત્રી દુઃખ અને દારિદ્ર્યનું કારણ જાણવું. જે સ્ત્રીને ઉંઘમાં દાંત કચકચાવવાની ટેવ હોય અને બબડવાની આદત હોય, તે સ્ત્રી બીજાં સુખ ભલેને હોય, છતાં પણ પતિ સુખ આપનારી નથી હોતી. જેનાં મુખ, આંખ, અવાજ અને ગતિ અને પેટ ગધેડાના જેવાં હોય તે સ્ત્રી દારિદ્ર્યવાળી અને દુઃખી થાય છે. સુકાયેલ ખીલખીલી રહેતી, ભારે અવયવોવાળી, ચંચળ તથા લાંબા અને એકદમ પાતળા હાથપગવાળી સ્ત્રી કદાપિ સુખ કરી શકતી નથી. જે સ્ત્રીને હાથપગની આંગળીઓમાં ફક્ત અનુક્રમે ખુણો પડતો હોય, ભાદિની બાંધે આંગળીઓ એક બીજા સાથે ચોંટેલી રહેતી હોય, તે સ્ત્રી દરિદ્ર થાય છે, અથવા અલ્પાયુ થાય છે. જેનાં મુખ, નેત્ર, નાક કમર, કાન અને દુવાઢાં વાંદરાના જેવાં હોય તે સ્ત્રી ઉકળાટ કરનાર (આપક્રમી) હોય છે. ૮૧ થી ૮૯ ,

नगविहगनदीनाम्नी वृक्षलतागुल्मनामिका नारी ॥
नक्षत्रग्रहनाम्नी न रंग्यते स्वैरिणी पस्या ॥९०॥
शक्सुरासुरनाम्नी पुनाम्नी गगननामिका नियतम् ॥
भीषणनाम्नी रमणी स्वच्छन्दा जायते प्राय ॥९१॥

જે સ્ત્રીનું નામ પર્વત, પક્ષી, નદી, વૃક્ષ, વેલી, કુંજ, નક્ષત્ર વા ગ્રહના નામ ઉપરથી (જેમકે પાર્વતી, હંસા, ગંગા, માલતી, રોહિણી, મંગળા ઇત્યાદિ) નામ હોય તે સ્ત્રી સ્વૈરિણી હોય છે અને તે કમુક પણ વિશેષ કોઈ પતિથી સંતુષ્ટ રહેતી નથી. જે સ્ત્રી અગ્નિ, દેવતાઓ, રાક્ષસો, પુરુષો અથવા આકાશના નામ જેવા નામવાળી હોય છે, તે અને ભયંકર નામવાળી સ્ત્રી પ્રાય સ્વચ્છંદી નીકળે છે ૯૦–૯૧

इह भवति मृगीवडवाकरिणीभेदेन कामिनी त्रेधा ॥
तासा लक्षणमधुना दिङ्मात्रमनूद्यते क्रमशः ॥९२॥
यस्या षडङ्गुलं स्यादथाष्टाङ्गुलं वा सरोजमुकुलाभम् ॥
नार्या वराङ्गमध्यं निगद्यते सा मृगी युवति ॥९३॥

મૃગી, વડવા (ઘોડી) તથા હસ્તિની એમ ત્રણ ભેદ સ્ત્રીઓના થાય છે. તે ભેદોનાં લક્ષણ દિગ્માત્ર ક્રમપૂર્વક અહીં ઉતારીએ છીએ. જે સ્ત્રીઓની યોનિની ઉંડાઈ છ આંગળથી આઠ આંગળ હોય, યોનિ કમળની કળી જેવી લાગતી હોય તે મૃગી જાતિની સ્ત્રી કહેવાય છે ૯૨–૯૩

यस्या नवदशकाद्यङ्गुलमेकादशांगुलं सा वडवा ॥
द्वादशत्रिदशाङ्गुलकं यदि करिणी कथिता ॥ ९४ ॥

જેની યોનિની ઉંડાઈનું પ્રમાણ નવ દશ કે અગિયાર આંગળનું હોય તે વડવા અને બાર કે તેર આંગળની ઉંડાઈવાળી સ્ત્રી હસ્તિની જાતિની ગણાય છે ૯૪

प्रायेण मृगीवडवाकरिणीनां जायते सह मृगाद्यै ॥
प्रीतिस्सहजा मनुजैर्यथाक्रम सम्प्रयुक्तानाम् ॥ ९५ ॥

ઘણું ખરૂં મૃગી વડવા અને હસ્તિની સ્ત્રીઓને અનુક્રમે શશ, વૃષ અને હય જાતિના પુરુષો સાથે યોગ થયો હોય તો તેમના વચ્ચે સહજ પ્રીતિ થાય છે ૯૫

कामस्य सततवसतिस्ततो जगति कामिनीति विदिता स्त्री ॥
द्वादशवर्षादूर्ध्वं कामो विस्फुरति पुनरधिक ॥ ९६ ॥
तत्कारण तु यौवनमनन्तर सुभ्रुवो भवन्त्येते ॥
छेकोक्तिनयनलीलानितम्बविम्बास्तनोद्भेदा ॥ ९७ ॥

કામદેવનું નિરંતર નિવાસ સ્થાન હોવાથી જગતની અંદર સ્ત્રી કામિની નામે ઓળખાય છે સ્ત્રીઓમાં બાર વર્ષની ઉંમર પછી કામની વૃદ્ધિ અધિકી થવા માટે છે કામની વૃદ્ધિ થવાનું કારણ યૌવન છે અને યૌવન આવતાં જ ભ્રૂજોક્તિ, આંખના ચાળા નિતંબ અને સ્તનની વૃદ્ધિ થવા માટે છે ૯૬—૯૭

गर्भाधाने रजस शुक्राधिक्येन योषितां तनया ॥
हीनेन पुनस्तनयो भवति समत्वयोर्युगलम् ॥ ९८ ॥
नारीणामपि तद्वत्स्नेह क्षेत्राणि महतिर्ज्ञेया ॥
तेषां यतो विशेषा वितर्क्कित कोपि नास्मामि ॥ ९९ ॥
शुभलक्षणाधिरूपाधिकापि विख्यातगोत्रजातापि ॥
सौभाग्यभाग्यभागपि न शुभा दुश्चारिणी रमणी ॥ १०० ॥
वृत्तं न लक्ष्म वृत्तं रूप वृत्त समग्रसौभाग्यम् ॥
वृत्त गुणादिक यत्तद्वृत्त गम्यते सुदृशाम् ॥ १०१ ॥
अपि दुर्लक्षणलक्ष्मा महार्थना शीलसयुता जाति ॥
शीलेन विना वनिता न शुभाशुभलक्षणवृत्तापि ॥ १०२ ॥

संत्यपि यत्राकृतयस्तत्र गुणाः सततमेव निवसंति ॥
रूपाधिका पुरंध्री वृत्तादिगुणान्विता प्राय ॥ १०३ ॥

ગર્ભાધાન વખતે સ્ત્રીઓના રજનું પ્રમાણ વધારે હોય તો છોકરીનો જન્મ થાય છે રજ ઓછું હોય (અને વીર્ય વધારે હોય) તો પુત્ર જન્મ થાય છે અને બન્ને સરખાં હોય તો પુત્ર પુત્રીનું જોડું જન્મે છે અથવા નપુંસક જન્મે છે પુરુષોની માફક સ્ત્રીઓને સ્નેહ મિત્ર આદિ સમુહ હોય છે પરંતુ સ્ત્રી અને પુરુષો વચ્ચે તે મસ્સાઓને કંઈ ખાસ વિશેષ ફળ અમારી જાણવામાં આવ્યું નથી (તે મસ્સા હાથ બન્નેને સરખું ફળ મળે છે) શુભલક્ષણો અને સૌંદર્ય ગુણ હોય, ગોત્ર (કુળ) પણ વિખ્યાત હોય ભાગ્યશાળી હોય, પરંતુ જો સ્ત્રી દુરાચરણી હોય તો તે અશુભ જાણવી લક્ષણ રૂપ, અને સમગ્ર સૌભાગ્ય એ બધું જ જો ગુણ સારા હોય તો જ સ્ત્રીઓ માટે શુભ ગણાય. શરીર ઉપર (દુર્ભાગ્યદ્યોતક) ખરાબ ચિન્હો હોય, પરંતુ સ્ત્રી જો શીલવતી હોય તો તે મહાભાગ્યવતી જાણવી કારણ શીલ વગરની સ્ત્રી સારાં લક્ષણોવાળી હોય તો પણ નકામી છે જો કે જ્યાં શુભ આકૃતિ હોય ત્યાં ગુણો પણ હોય છે જ એટલે કે રૂપાળી સ્ત્રી (ક્વચિત અપવાદ સાથે) ઘણું ખરું ગુણવાળી પણ હોય છે ૯૮ થી ૧૦૩

शुभसंस्थानवृतादपि सुदृशां प्रायः प्रशस्यते वर्ण ॥
येनैता वर्णिन्यस्तस्मात्तल्लक्षण वक्ष्ये ॥ १०४ ॥
पङ्कजकिञ्जल्काभः स्त्रीणां नवतप्त कनकभगानिभ ॥
चंपककुसुमसमान स्निग्धो गौर शुभो वर्णः ॥ १०५ ॥
नवदूर्वाङ्कुरतुल्यो स्मेरश्यामोऽर्जुनप्रसूनाम ॥
कान्त श्यामो वर्ण सौभाग्यं सुभ्रुवां तनुते ॥ १०६ ॥
शुद्धोऽपि मध्यमः स्यात्कृष्णः सुस्निग्धगजजलच्छाय ॥
वायसतुंडविडंबी पुनर्जघन्यो घनविरूक्ष ॥ १०७ ॥
द्युतिमान् यो हरितालस्तमिस्तानिभो नीलो भवेद्विवर्णः ॥
श्यामासंनिभवर्णो लावण्यगुणाधिकं स्त्रीणाम् ॥ १०८ ॥
प्रव्रजितापि प्रायो न पाण्डुरका स्याच्छुभाचारा ॥
कपिलातिगौरवर्णा न शस्यते मिश्रवर्णापि ॥ १०९ ॥

શરીરનાં શુભ લક્ષણો કરતા સ્ત્રીઓનો વર્ણ વધારે ફળ આપે છે અને તેથી જ તે (સ્ત્રીઓ) વર્ણિની કહેવાય છે માટે વર્ણનાં લક્ષણ કહીશ. કમળના ગર્ભ જેવો અથવા તપાવેલા સુવર્ણ જેવો કે કેશરી ચંપાના ફૂલ જેવો સ્નિગ્ધ ગૌરવર્ણ (રંગ) શુભ છે નવી ઉગેલી દૂર્વા જેવો શ્યામ અથવા અર્જુન (ઝાડ)ના ફૂલ જેવા ચમકીલો શ્યામવર્ણ સ્ત્રીઓના સૌભાગ્યની વૃદ્ધિ કરે છે કાળો રંગ શુભ કાળો હોય તો તે મધ્યમ છે આ કાળો રંગ હાથી અથવા પાણીના સરોવરની છાયા જેવો હોવો જોઈએ જો કાગડાના માથા જેવો કાળો રંગ હોય તો તે બહુ જ કદરૂપો લાગે છે, તેમજ અધમ છે વાદળાના જેવા જેવો કે રાત્રીના અંધકાર જેવો અથવા દેવચકલી જેવો શ્યામ રંગ હોય તો તે લાવણ્ય અને સુખની વૃદ્ધિ કરે છે પાંડુ રંગવાળી સ્ત્રી સન્યાસિની થઈ હોય છતાં સચ્ચારિત્ર નથી હોતી. તેમજ કપિલ વર્ણની યા એકદમ ગોહરગની કે મિશ્રરંગની સ્ત્રી પણ સારી નથી હોતી. ૧૦૪ થી ૧૦૯

वरवर्णिन्यपि न शुभा गतगधा कर्णिकारकलिकेव ॥
तस्या गधास्तव्ल्लक्षणं ब्रूमहे तस्मात् ॥ ११० ॥
जातीचंपकविचिकिल्श्तपत्रीबकुलकेतकीतुल्य ॥
स्वेद श्वासादिभव प्रशस्यते योषितां गन्ध ॥ १११ ॥
गन्ध सर्वांगीणो मृगनाभीमन्निभो भवति यस्या ॥
सा योषिदग्रमहिषी विहीनरूपापि भूमिपते ॥ ११२ ॥
ऋतुमस्या अपि यस्या विल्माति गधस्तिलप्रसूनाभ ॥
सुरभिद्रव्यसमान सा सुभगत्वान्विता वनिता ॥ ११३ ॥
तुंबीकुसुमसुगन्धा कटुगन्धा या रसोनगन्धा या ॥
सा न कदाचन गर्भं सुदुर्भगा कामिनी धत्ते ॥ ११४ ॥
या हरितालगन्धा मिश्रवसामांसपूतिसमगन्धा ॥
अत्युग्रदुष्टगन्धा सुभगा न सुरूपवत्योऽपि ॥ ११५ ॥

જે સ્ત્રી શુભ લક્ષણવાળી વરવર્ણિની હોય, તો પણ ગંધ રહિત હોય તો તે વ્યર્થ છે માટે સ્ત્રીઓનો ગંધ અને તેના લક્ષણ કહીએ છીએ. જે સ્ત્રી શિયાળામાં ઉષ્ણ ઉનાળામાં શિતલ અને પ્રતિકૂળ પતિને અનુકૂળ સ્નેહી હોય, તેવી શ્યામા સ્ત્રી વરવર્ણિની કહેવાય છે શ્વાસ, પરસેવો ઈત્યાદિ કારણોથી જે સ્ત્રીના શરીરમાંથી જુઈ ચંપો, મોગરો, બકુલ, કેવડાના જેવી સુગંધી નીકળતી હોય, તે સ્ત્રી ઉમદા

ગણાય છે. જેના શરીરમાંથી કસ્તુરીના જેવો સુગંધ નીકળે તે વિરૂપ હોય તો પણ પટરાણી થાય છે. જે સ્ત્રી ઋતુકાળમાં પણ તલના ફૂલના જેવો સુગંધ ધરાવતી હોય અથવા ઘી જેવા સુગંધવાળી હોય, તે સ્ત્રી સૌભાગ્યશાલિની થાય છે. જે સ્ત્રીના શરીરમાંથી તુંબડીના ફૂલ જેવો યા કેવો કે લસણ જેવો ગંધ નીકળતો હોય, તે સ્ત્રી કદાપિ ગર્ભ ધારણ કરી શકતી નથી. સુરા સ્ત્રીનો પણ જો દસ્વાદ માંસ કે ચરબી જેવો યા અપ્રિય ગંધ હોય તો તે ખરાબ ફળ આપે છે અને જો અતિશય ઉગ્ર દુર્ગંધ નીકળતો હોય તો તે એકદમ ખરાબ છે. ૧૧ થી ૧૧૫

आवर्तो नारीणां प्रदक्षिणो पाणिपल्लवे व्यक्तः ॥
धर्मधनधान्यकारी न जातु शस्त पुनर्वाम ॥ ११६ ॥
नाभ्या श्रुतियुगल वा दक्षिणवलिता शुभास्त्वगावर्ताः ॥
चूडावर्तोऽपि पुन प्रशस्यते दक्षिण शिरसि ॥ ११७ ॥
दक्षिणभागे स्त्रीणामावर्तो भवति पृष्ठवंशस्य ॥
सौभाग्यकर सुव्यक्तो वामविभागे पुनर्न शुभ ॥ ११८ ॥
अन्तःपृष्ठ यस्या नाभिसमो भवति दक्षिणावर्त ॥
चिरजीविन्यास्तस्या बहून्यपत्यानि जायन्ते ॥ ११९ ॥
शकटाभो भगमूले यस्या स्निग्ध प्रदक्षिणावर्तः ॥
सा भवति भूपपत्नी पुत्रवती सुरमसौभाग्या ॥ १२० ॥
आवर्त कटिमध्ये यस्या समवति शुभमध्ये च ॥
पत्युरपत्यानामपि विपातन वितनुत सापि ॥ १२१ ॥
पृष्ठावर्तद्वितयं यस्या सुव्यक्तमुदरवेधेन ॥
मा हत्वा भर्तार दुःशीला जायते प्रायः ॥ १२२ ॥
दक्षिणवलित स्त्रीणामावत कण्ठकन्ले व्यक्तः ॥
वैधव्यदुःखदौर्भाग्यदायको न हि प्रशस्य स्यात् ॥ १२३ ॥
सीमन्तपथप्रान्ते ललाटमध्ये च जायते यस्या ॥
आवर्त सुव्यक्त सा दुःशीलाऽथ वा विधवा ॥ १२४ ॥

मध्ये कृकाटिकाया वक्रावर्त प्रदक्षिणो यस्या ॥
वर्षेणैकेन पतिं हत्वा सान्य समाश्रयते ॥ १२५ ॥
एको द्वौ वा मस्तकमध्ये यस्या प्रदक्षिणो नियतम् ॥
सा हन्ति पतिं पापा दशदिवसाभ्यन्तरेणैव ॥ १२६ ॥
कट्यावर्ता कुटिला नाभ्यावर्ता पतिव्रता सततम् ॥
पृष्ठावर्ता निन्द्या भर्तृघ्नी जायते योषित् ॥ १२७ ॥

**ભમરીઓ.**—જે સ્ત્રીના જમણા હાથ ઉપર પ્રદક્ષિણ માર્ગની ભમરી હોય, તો તે સ્ત્રી ધનધાન્ય અને ધર્મને વધારનારી થાય છે. ડાબા હાથમાં હોય તો તેનું ફળ વિપરીત જાણવું. નાભિ, બન્ને કાન તથા માથામાં જમણી ભમરી શુભ ફળ આપે છે. કરોડની જમણી બાજુના ભાગમાં ભમરી હોય તો સૌભાગ્યવતી નીવડે છે અને ડાબી બાજુ હોય તો અશુભ ફળ આપે છે. જો કરોડની ઉપર જ કટી (નાભિની પાછળ) ભમરી હોય તો તે સ્ત્રીને દીર્ઘાયુ તથા ઘણી સંતતિની પ્રાપ્તિ થાય છે. સ્ત્રીના ગુહ્યાંગના મૂળમાં પીપળીના જેવી સ્નિગ્ધ ભમરી હોય તો તે ભાગ્યશાળી પુત્રવતી તથા રાજપત્ની થાય. સ્ત્રીના ગુહ્યાંગના મધ્યમાં, કમરમાં અને પેટના મધ્ય ભાગમાં ભમરીઓ હોય તો તે સ્ત્રી કુળનો નાશ કરનારી અને વ્યભિચારિણી નીવડે છે. જે સ્ત્રીને પીઠ ઉપર અને પેટ ઉપર એમ બે ભમરીઓ હોય તે પતિનો નાશ કરી દુશ્ચરિત્રા થાય છે. કંઠ પ્રદેશમાં પણ (જમણી) ભમરી વૈધવ્ય અને દુઃખ આપનારી નીવડે છે. કપાળમાં તથા વાળની પાથીના ભાગમાં ભમરી હોય તો તે પણ વૈધવ્ય અને દુઃખ આપે છે. જો સ્ત્રીની ગરદન ઉપર (જમણી) ભમરી હોય તો તેના લગ્ન બાદ એક જ વર્ષમાં તે વિધવા થાય છે અને પછી તરત જ પુનર્લગ્ન કરે છે. જે સ્ત્રીના માથામાં એક અથવા બે ભમરી હોય તે પણ ખરાબ છે અને તેવી સ્ત્રીઓ (વિવાહકાળમાં જ) વિવાહ પછી દશ દિવસમાં જ વિધવા બને છે. જે સ્ત્રીની કમરમાં ભમરી હોય તે પતિનો નાશ કરનારી અને નાભિમાં ભમરી હોય તે પતિવ્રતા થાય છે. ૧૧૬ થી ૧૨૭

आपद्यपि संपद्यपि मुक्तमना दुःखमनोत्सुकेयम् ॥
अपगतविषादहर्षा हतशोकोत्साहनि सत्त्वा ॥ १२८ ॥
सत्त्वोपेता प्राय सदया सत्या स्थिरा गभीरा च ॥
कौटिल्यशल्यरहिताहिनकल्याणा भवति नारी ॥ १२९ ॥

આપત્તિમાં અને સંપત્તિમાં જે સ્ત્રીનાં મન કમજોર રહેતાં નથી. અથવા પ્રત્યેક

સાથે દુઃખની ચિંતા કર્યા કરતી હોય, જેનો હર્ષ અને શોક ટકી શકતા ન હોય, અને જે દરેક બાબતે નિરાશ રહેતી હોય તેને નિઃસત્ત્વ જાણવી. સત્ત્વવાળી સ્ત્રી માયા-મમતાળી સત્યવાદી, સ્થિર પ્રકૃતિ, ગંભીર, કુટિલતા વગરની, હિતાહિત સમજનારી તથા ક્ષમાગુણની વાસનાવાળી રહે છે. ૧૨૮-૧૨૯

नारीणामनुनादः शुभस्वर कामलाकलामन्द ॥
श्रुतिपथगतापि नियतं जगतोपि मनः समादत्ते ॥ १३० ॥
वीणावेणुनिनादा कोकिलहंसस्वरा पयोदरवाः ॥
केकिध्वनयो भुवने भवति ललना नृपतिपत्न्यः ॥ १३१ ॥
गतकौटिल्यमदीनं स्निग्धं दाक्षिण्यपुण्यमकठोरम् ॥
सकलजनसांत्वनकरं भाषितमिह योषितां शस्तम् ॥ १३२ ॥
नारीविभिन्नकांस्यकोष्ट्रस्वरोलूककाककर्कशरवा ॥
दुःखबहुशोकशंकावैधव्यव्याधिभाग्भवति ॥ १३३ ॥
विस्फुटतश्च श्रोतुः स्वस्त्ययनकरः शुभस्वरो मधुरः ॥
संक्रान्ताधरपल्लवसुधारसच्छन्द इव स्त्रीणाम् ॥ १३४ ॥

સ્વર — સ્ત્રીનો અવાજ જો કોકિલાના કૂજનની માફક હોય તો તેના શબ્દ શ્રવણથી જ તે (આંખોથી જોયા વગર જ) સાંભળનારાના મનને વશ કરી લે છે. વીણા, વેણુ (વાંસળી), કોયલ, હંસ, મેઘ અથવા મોરના જેવા અવાજવાળી સ્ત્રીઓ રાજપત્નીઓ થાય છે. જે સ્વરની અંદર કપટ નથી, દીનતા નથી, પ્રેમાળપણું છે, મધુરતા છે અને જેને સાંભળવા માત્રથી ચિત્તને સાન્ત્વન મળે છે તે અવાજ વખાણવા લાયક છે. કંસોભિન્નના (કાંસ નામના વાજિંત્રના જેવા પણ ફૂટી ગયેલ) જેવો, શિયાળ, ગધેડું, ઘુવડ, કાગડો અને કંકપક્ષીના જેવો જેનો અવાજ હોય, તે સ્ત્રી વિધવા થાય છે અને અનેક પ્રકારના દુઃખ તથા અપવાદને સહન કરે છે. સ્પષ્ટ અને સાંભળનારનું કલ્યાણ કરનાર, મધુર અને અધરોષ્ઠના સ્પર્શથી જાણે સુધાયુક્ત હોય તેવો અવાજ સારો ગણાય છે. ૧૩ થી ૧૩૪

मत्तसनिभेन पदा मदमत्तमतंगहंसगतितुल्या ॥
सुभगा गतिः सुललिता विलसति वसुधेशपत्नीनाम् ॥ १३५ ॥
गोवृषभनकुलमृगपतिमयूरमार्जारगामिनी नियतम् ॥
सौभाग्यैश्वर्ययुता भाग्यवती भोगिनी भवति ॥ १३६ ॥

मंडूकघूकखरवकजम्बुकशमक्रोष्टुसरटकपिगतय ॥
दौर्गत्यदुःखसहिता जायन्ते युवतय प्राय ॥ १३७ ॥
ह्रस्वप्लुतानुविद्धा ल्सस्पदाभ्यन्तरावला वाह्या ॥
स्तब्धा मंदा विषमा लघुक्रमा शोभना न गति ॥ १३८ ॥
निःस्वा विलम्बितगतिर्विषमा न सा योषित् ॥
दासी कुरंगगमना कुल्टा द्रुतगामिनी भवति ॥ १३९ ॥

ગતિ—મદો મત્ત હાથીની માફક મન્થરપૂર્વક પગ પડતો હોય, અને હંસની માફક સાથળનું હલનચલન થતું હોય તેવી રીતની ચાલવાની ટેવવાળી સ્ત્રીઓ રાણી પદને ભોગવે છે ગાય, બળદ, નોળીઓ, સિંહ, મોર તથા બિલાડાના જેવી ગતિ હોય તો તે સ્ત્રી સૌભાગ્ય, ઐશ્વર્ય અને વૈભવ ભોગવનારી થાય છે દેડકો ઘુવડ, વરૂ, બગલો, શિયાળ, કાગડો અને વાંદરાના જેવી ચાલવાળી સ્ત્રી દુર્ભાગ્યવાળી હોય છે અંગોની ટુંક ઝલાંવાળી, જેમાં શરીર ઉછળતું માલુમ પડે તેવી કુદકા મારતી તાલબદ્ધ, વચ્ચે વચ્ચે રોકાતી, બહુ જ ધીમી, અસ્તવ્યસ્ત, તથા બહુ જ ઉતાવળી ગતિ હોય તો તે સ્ત્રીઓ સારી ગણાતી નથી. વચ્ચે વચ્ચે રોકાઈ જનારી ગતિવાળી સ્ત્રી નિર્ધન થાય છે વિષમ ગતિવાળી સ્ત્રી, સ્ત્રીનાં લક્ષણોથી રહિત હોય છે હરિણીની માફક કુદકા મારતી ગતિવાળી સ્ત્રી દાસી થાય છે અને અતિશય જલદી ચાલનાર વ્યભિચારિણી થાય છે ૧૩૫ થી ૧૩૯

छादयति लक्षणानि स्त्रीणामग्रे तदुच्यते छाया ॥
लावण्यं सौभाग्यं तां लक्षणवेदिनो ब्रुवते ॥ १४० ॥
वस्त्वतिरिक्तं किंचन महाकवीनां यथा गिरः स्फुरति ॥
अंगे दक्षा तद्वत्मनोहरा लवणिमा छाया ॥ १४१ ॥
सौभाग्यं छायैव प्रमुखा निखिलेषु लक्ष्मसु स्त्रीणाम् ॥
यदभावे भुवि वनिता पांचालीवन्न भोगार्हा ॥ १४२ ॥
चित्तचमत्कृतिजननी हृदि सतापं तनोति जगतोपि ॥
या दृष्टापि स्पष्टं सा छाया शस्यते सुदृशाम् ॥ १४३ ॥
यस्याः सर्वाङ्गीणा विराजते हृत लवणिमा च्छाया ॥
चित्रमिदं सा जगति माधुर्यं समधिकं दधते ॥ १४४ ॥

यदि सौभाग्यच्छायालंकरणा भुव विलसति बाला ॥
रूपेण लक्षणैर्वा प्रयोजनं जगति किं तस्या ॥ १४५ ॥

છાયા.—સ્ત્રીના મનોભાવ જેનાથી કહી શકાય, અને જેને કવિઓ લાવણ્ય અથવા સૌભાગ્ય કહે છે તેને જ સામુદ્રિકશાસ્ત્રી છાયા કહે છે કવિઓની વાણી આ લાવણ્ય ઉપર જ સ્ફુરાયમાન થાય છે, અને આ લાવણ્ય કે જે છાયા નામથી સામુદ્રિકોને વિવક્ષિત છે તે જો સ્ત્રીમાં ન હોય તો સ્ત્રી કોઈ કામની નથી. જેને જોતા જ ચિત્તની અંદર એક જાતનો ચમત્કાર અનુભવાય, અને જેને જોવા માટે આંખ પોતાની મેળે જ ખેંચાયા કરે, તેવી છાયા (કાન્તિ) વખાણવા લાયક છે સ્ત્રીના અંગ પ્રત્યંગ દરેકમાં આવી કાન્તિ હોય તો તેના માધુર્યની સીમા રહેતી નથી. સામુદ્રિકો એટલે સુધી આગળ વધીને કહે છે, કે જે સ્ત્રીને આવી માધુર્યતા સંપન્ન કાન્તિ હોય, તેમને લક્ષણોનું કંઈ પણ પ્રયોજન નથી. ૧૪ થી ૧૪૫

रूपाकारविहीने शुभलक्षणविरहिते नियतमंगे ॥
सौभाग्यमस्ति यस्याः सा ललना दुर्लभा भुवने ॥ १४६ ॥
यदि लावण्यच्छायाढ्यं शुभलक्ष्मरूपमंगं स्यात् ॥
तद्द्वयसंयोगेन भृतदुग्धे शर्कराक्षेप ॥ १४७ ॥

રૂપ અને આકાર (સારા) ન હોય, શરીર ઉપર શુભ લક્ષણો પણ ન હોય, અને જેને સૌભાગ્ય હોય, તેવી સ્ત્રી જગતમાં દુર્લભ છે જો શરીર લાવણ્ય અને શુભ છાયાથી યુક્ત હોય, તેમજ શુભ લક્ષણો પણ હોય, તો આ બેનો સંયોગ દૂધમાં સાકર નાખ્યા જેવો જાણવો ૧૪૬-૧૪૭

यन्नोक्तं पूर्वस्मिन्नौचित्यं तन्नरेपि ताराबत् ॥
यन्नास्मिन्नपि पुनः सकलं तमन्यदभ्यूह्यम् ॥ १४८ ॥

પહેલા પુરુષોના લક્ષણો કહેતા જે કહેવાયું છે તે અહીં પણ ઉચિત (વધી શકે તેવું) હોય તો તે બધું અહીં પણ સમજવું ૧૪૮

सामुद्रिकतिलकाख्य पुरुषस्त्रीलक्षणं प्रपंचभयात् ॥
दिङ्मात्रमत्र गदितं मयापि समुद्रोक्तिरपि नान्या ॥ १४९ ॥

આ પ્રમાણે સામુદ્રિકતિલક નામથી પુરુષ સ્ત્રી લક્ષણનું શાસ્ત્ર ઘણું પ્રપંચ ન વધી જાય, તેવા ભયથી દિઙ્‌માત્ર કહ્યું છે, તેજ છે અને તે પણ સમુદ્રે કહ્યું છે તેજ છે અર્થાત્ મન:કલ્પિત નથી ૧૪૯

ઇતિ મહત્તમશ્રી નૃસિંહના પુત્ર દુર્લભરાજે બનાવેલા સામુદ્રિકતિલક નામના નરસ્ત્રી લક્ષણશાસ્ત્રનો પાંચમો અધિકાર સંપૂર્ણ

## अथ कविवृत्तान्त कथनम् ।

अत्रास्ति कोपि वश प्राग्वाटस्यस्त्रिलोकविख्यात ॥
नृपसंपदि वृद्धौ वा चालम्बनयष्टिरभवद्य ॥ १ ॥
आसीत्तत्र विचित्रश्रीमदाहिल्लमन्नया ज्ञात ॥
व्ययकरणपदामात्यो नृपते श्रीभीमदेवस्य ॥ २ ॥
समजनि तदग्रजन्मा प्रथित श्रीराजपाल इति नाम्ना ॥
प्रतिपक्षद्विपसिंह श्रीनरसिंह सुतस्तस्य ॥ ३ ॥
श्रीमान् दुर्लभराजस्तदपत्य बुद्धिधाम सुकविरभूत ॥
यं श्रीकुमारपालो महत्तमं क्षितिपति कृतवान् ॥ ४ ॥
प्रक्षालयितुम्मलमिव वाणी मज्जति चतुर्विधाम्बुधिषु ॥
यस्य विलासवती गजतुरगशकुनिप्रबन्धेषु ॥ ५ ॥
तेनोपज्ञातमिद पुरुषस्त्रीलक्षणं तदनु कविता ॥
तस्यैव सुतेन जगद्देवेन समर्थयाचक्रे ॥ ६ ॥
अहमपि परेपि कवयस्तथापि महदन्तर परिज्ञेयम् ॥
ऐक्य रल्योरिति यदि तत्किं कलभायते करभ ॥ ७ ॥
सुललितपदा सुवर्णा मालङ्कारा सुदुर्लभा भार्या ॥
एकाप्यर्थसुरम्या किं पुनरष्टौ गत चेता ॥ ८ ॥
परहृदयाभिप्रायं परगदितार्थस्य वेत्ति य सत्त्वम् ॥
मन्ये भुवने दुर्लभमस्मिति सुकविरेवैक ॥ ९ ॥
नृस्त्रीलक्षणपुण्या स्रजमेतां सुरभिवर्णगुणगुम्फाम् ॥
मृगराजमभाख्याता अपि सन्त कुर्वन्त कण्ठस्थाम् ॥ १० ॥

"રાજાની સભામાં તેમજ રાજાની વૃદ્ધિમાં બે હાથની લાકડી બન્યો છે એવા વિશેષ વિખ્યાત પ્રાગ્વાટ (પોરવાડ) નામનો કોઈ (ગુજરાતનાં) કોઈ એક

૪૪

થયા છે જેમા ચિત્રવિચિત્ર ( અનેક પ્રકારની ) લક્ષ્મીવાળો વાહિલ નામનો એક પુરુષ હતો, જેને શ્રી ભીમદેવ રાજાએ આમાત્ય ( અર્થ આત્માનો ઉપરી ) મંત્રી તરીકે નીમ્યો હતો. તે વાહિલને રાજપાલ નામનો પ્રખ્યાત પુત્ર થયો. અને શત્રુઓ રૂપી હાથીઓને સિંહ જેવો નૃસિંહ નામનો એ રાજપાલને પુત્ર થયો. તે નૃસિંહનો દુર્લભરાજ નામનો પુત્ર થયો, કે જે બુદ્ધિનું ધામ ( સ્થાન ) અને સુકવિ હતો. વળી તેને શ્રી કુમારપાલ રાજાએ મહત્તમ ( મહેતો-પ્રધાન ) બનાવ્યો હતો. દુર્લભરાજ કે જેની વાણી પોતાના મિત્રને પીવા માટે ચાર પ્રકારના સમુદ્રમાં નહાવી લક્ષ્મીની માફક હસ્તિપરીક્ષા, શકુનશાસ્ત્ર અને પુરુષ-સ્ત્રી-લક્ષણપરીક્ષા એમ ચાર પ્રકારની વિદ્યાઓ રૂપી સમુદ્રમાં નહાય છે તેણે આ પુરુષસ્ત્રીલક્ષણ નામનો શાસ્ત્રગ્રંથ રચ્યો, જેને તેના પુત્ર કવિવર જગદેવે તેની સંમતિથી પાછળથી કવિતામાં લખી દીધો. "હું તેમજ બીજા પણ ઘણા કવિઓ છીએ, પરંતુ તેમાં બહુ અંતર છે અલંકારશાસ્ત્રમાં ૨ અને ૯ નું સામ્ય કહ્યું છે, પરંતુ તેથી કર્ણ કલભ ( ઊંટનું બચ્ચુ ) કલભ ( હાથીનું બચ્ચુ ) થઈ શકે છે ? સુલલિત પદવાળી, સારા વર્ણવાળી, અલંકાર સહિત, અને સાર્થ એક પણ આર્યા ( આર્યા છંદ । એક કુલાંગના ) દુર્લભ છે તો જ્યાં ૮ સામગ્રી હોય ત્યાં શું કહેવું ? પારકાના હૃદયનો અભિપ્રાય અને બોલવામાં બોલેલા શબ્દોનો ( વાસ્તવિક ) અર્થ જે જાણે છે આવું સત્વ ( જ્ઞાન ) દુર્લભ છે, ઉત્પત્તિ જેની એવો કોઈ એક સુકવિ છે અર્થાત્ તે દુર્લભરાજથી છે ઉત્પત્તિ જેની એવો જગદેવજ સુકવિ છે પુરુષ અને સ્ત્રીના લક્ષણરૂપ પુષ્પોની આ માળા કે સારા વર્ણો ( રંગો ) અને ગુણ ( દોરી અથવા ગુણ )થી ગુંથાએલી છે તેને મૃગરાજ ( સિંહ યા રાજાધિરાજ )ની સભામાં વખણાતા સજ્જનો કંઠમાં ધારણ કરો. અર્થાત મહા વિદ્વાન રાજમાન્ય પુરુષો આનો ઉપયોગ કરશે ૧ થી ૧૦

ઇતિ મહત્તમ શ્રી નૃસિંહના પુત્ર દુર્લભરાજે બનાવેલા સામુદ્રિક તિલક નામના નરસ્ત્રીલક્ષણ શાસ્ત્રની પ્રશસ્તિ સંપૂર્ણ



पूर्वाचार्य विरचित

# ॥ श्री सामुद्रिकशास्त्र ॥

आदिदेवं प्रणम्यादौ सर्वज्ञ सर्वदर्शिनम् ॥
सामुद्रिकं प्रवक्ष्यामि शुभर्ग पुरुषस्त्रियो ॥१॥
पूर्वमायु परिल्क्षेत्पश्चाल्लक्षणमेव च ॥
आयुर्हीन नराणां च लक्षणै किं प्रयोजनम् ॥२॥
वाम भागे तु नारीणां दक्षिणे पुरुषस्य च ॥
निर्दिष्टं लक्षण तेषां समुद्रवचन यथा ॥ ३ ॥
पञ्च दीर्घं चतुर्ह्रस्वं चतुः सूक्ष्मं षडुन्नतम् ॥
सप्त रक्तं त्रि विस्तीर्णं त्रि गंभीरं प्रशस्यते ॥ ४ ॥
बाहु नेत्रान्तरं चैव जानू नासा तथैव च ॥
स्तनयोरन्तरं चैवं पञ्चदीर्घं प्रशस्यते ॥ ५ ॥
ग्रीवा प्रजननं पृष्ठं ह्रस्वे जङ्घे च पूज्यते ॥
ह्रस्वानि यस्य चत्वारि पूजामाप्नोति मानव ॥ ६ ॥
सूक्ष्माण्यङ्गुलिपर्वाणि केशास्थिदशनास्तया ॥
सूक्ष्माणि यस्य चत्वारि ते नरा दीर्घजीविन ॥ ७ ॥
कक्षा कुक्षिश्च वृक्षश्च घ्राणस्कंध ललाटिका ॥
सर्वे भूतेषु निर्दिष्टं षडुन्नतं प्रशस्यते ॥ ८ ॥
पाणिपाद तलौ रक्तौ नेत्रान्तानि नखास्तथा ॥
तालु जिह्वाधरौष्ठ च सप्तरक्तोर्थ्यवान्भवेत् ॥ ९ ॥
उरः शिरो ललाटं च त्रिविस्तीर्णं प्रशस्यते ॥
स्वरं सत्व च नाभिश्च त्रिगंभीरं सुखप्रदम् ॥ १० ॥

—

## श्री सामुद्रिकशास्त्रम्

સર્વજ્ઞ તથા સર્વદર્શી શ્રી આદિદેવ (આદિનાથ અથવા બ્રહ્મા)ને પ્રણામ કરીને પુરુષ અને સ્ત્રીનું સામુદ્રિક (શાસ્ત્ર) કહું છું. પહેલાં આયુષ્યની પરીક્ષા કરવી. ત્યારબાદ લક્ષણોની પરીક્ષા કરવી. આયુષ્ય વગરના મનુષ્યોને લક્ષણોથી શું પ્રયોજન છે? સ્ત્રીઓના ડાબા ભાગમાં અને પુરુષોના જમણા ભાગમાં જેમ સમુદ્રે કહ્યાં છે, તેમ લક્ષણો કહ્યાં છે. પાંચ દીર્ઘ, ચાર હ્રસ્વ, ચાર સૂક્ષ્મ, છ ઉન્નત, સાત રક્ત, ત્રણ વિસ્તીર્ણ અને ત્રણ ગંભીર (એ પ્રમાણે બત્રીસ લક્ષણો) વખાણવા લાયક છે. બે હાથ, બે નેત્રો વચ્ચેનું અંતર, હનુ (દાઢી) નાક તથા બે સ્તન વચ્ચેનું અંતર આ પાંચ દીર્ઘ હોય (લાંબાં હોય) તો તે વખણાય છે. ગરદન, લિંગ, પીઠ, જાંઘ આ ચાર જેનાં ટુંકાં હોય તે પૂજાય છે. આંગળીઓના પર્વ, વાળ, દાંત તથા ત્વચા આ ચાર જેમના સૂક્ષ્મ પાતળાં હોય તેવા પુરુષો દીર્ઘજીવી હોય છે. કાખ (પાસા) કુખ છાતી, નાસિકા ખભા તથા લલાટ એ છ જેનાં જેઓના ઉપસી આવેલા (ઉંચા થએલાં) હોય તો વખાણવા લાયક છે. હાથ અને પગનાં તળીયાં, આંખોના ખુણા, નખ, તાળવું હોઠ, નીચેનો હોઠ આ સાતના લાલ હોય તે ધનવાન થાય છે. છાતી કપાળ અને મુખ આ ત્રણ પહોળાં હોય તો વખણાય છે. અવાજ, સત્ત્વ (સ્વભાવ) તથા નાભિ એ ત્રણ ગંભીર (ઉંડા) હોય તો શુભ આપનારાં છે. ૧ થી ૧૦

मुखमार्धं शरीरस्य सर्वं वा मुखमुच्यते ॥
तत्रापि नासिका श्रेष्ठा श्रेष्ठा तत्रापि चक्षुषि ॥ ११ ॥
न स्त्री त्यजति रक्ताक्षं नार्थं कनकपिङ्गलम् ॥
दीर्घबाहुं नरैश्वर्यं न मांसोपचितं सुखम् ॥ १२ ॥
उरो विशालो धन धान्यभोगी शिरो विशालो नृपपुङ्गवश्च ॥
कट्या विशालो बहुपुत्रदारो पादैर्विशाल सततं सुखी स्यात् ॥ १३ ॥
चक्षुः स्नेहेन सौभाग्यं दतस्नेहेन भोजनम् ॥
त्वचा स्नेहेन शय्यावान् पादस्नेहेन वाहनम् ॥ १४ ॥
अकर्म्मकठिनौ हस्तौ पादौ चाचनि कोमलौ ॥
यस्य पाणौ च पादौ च स नरः सुखमेधते ॥ १५ ॥

## श्री सामुद्रिकशास्त्रम्

સર્વજ્ઞ તથા સર્વદર્શી શ્રી આદિદેવ ( આદિનાથ અથવા બ્રહ્મા )ને પ્રણમ પ્રણમી પુરુષ અને સ્ત્રીનું સામુદ્રિક ( શાસ્ત્ર ) કહું છું પહેલાં આયુ ની પરીક્ષા કરવી ત્યારબાદ લક્ષણોની પરીક્ષા કરવી આયુષ્ય વગરના મનુષ્યોને લક્ષણોથી શું પ્રયોજન છે ? સ્ત્રીઓના ડાબા અંગમા અને પુરુષોના જમણા અંગમાં જેમ સમુદ્રે કહ્યાં છે તેમ લક્ષણો કહ્યાં છે પાંચ દીર્ઘ ચાર હ્રસ્વ, ચાર સૂક્ષ્મ, છ ઉન્નત, સાત રક્ત, ત્રણ વિસ્તીર્ણ અને ત્રણ ગંભીર ( એ પ્રમાણે બત્રીસ લક્ષણો ) વખાણવા લાયક છે બે હાથ, બે નેત્રો વચ્ચેનું અંતર, હનુ ( દાઢી ) નાક તથા બે સ્તન વચ્ચેનું અંતર આ પાંચ દીર્ઘ હોય ( લાંબા હોય ) તો તે વખણાય છે ગરદન, લિંગ, પીઠ, જાંઘ આ ચાર જેનાં ટૂંકાં હોય તે પૂજાય છે આંગળીઓના પર્વ વાળ, ચામડી તથા દાંત આ ચાર જેમનાં સૂક્ષ્મ પાતળા હોય તેવા પુરુષો દીર્ઘજીવી હોય છે કાખ ( પાસાં ) કુખ છાતી, નાસિકા ખભા તથા લમણું એ છ વાના જેઓનાં ઉપસી આવેલાં ( ઉંચાં થયેલાં ) હોય તો વખાણવા લાયક છે હાથ અને પગનાં તળીયાં, આંખોના ખૂણા, નખ, તાળવું હોઠ, નીચેનો હોઠ આ સાતેયના લાલ હોય તે ધનવાન થાય છે છાતી કપાળ, મોઢું આ ત્રણ પહોળાં હોય તો વખણાય છે અવાજ સ્વર ( પ્રકાર ) તથા નાભિ એ ત્રણ ગંભીર ( ઉંડા ) હોય તો સુખ આપનારાં છે ૧ થી ૧

मुखमार्धं शरीरस्य सर्वं वा मुखमुच्यते ॥
तत्रापि नासिका श्रेष्ठा श्रेष्ठा तत्रापि चक्षुपि ॥ ११ ॥
न स्त्री त्यजति रक्ताक्षं नार्थं कनकपिङ्गलम् ॥
दीर्घबाहुं तयैश्वर्यं न मांसोपचितं सुखम् ॥ १२ ॥
उरो विशालो धन धान्यभोगी शिरो विशालो नृपपुङ्गवश्च ॥
कटचा विशालो बहुपुत्रदारो पादैर्विशाल सततं सुखी स्यात् ॥ १३ ॥
चक्षुः स्नेहेन सौभाग्यं दतस्नेहेन भोजनम् ॥
त्वचा स्नेहेन शय्यावान् पादस्नेहेन वाहनम् ॥ १४ ॥
अकर्म्मकठिनौ हस्तौ पादौ चाध्वनि कोमलौ ॥
यस्य पाणौ च पादौ च स नरः सुखमेधते ॥ १५ ॥

दीर्घलिङ्गेन दारिद्र्य स्थूललिङ्गेन दु:खित ॥
कृशलिङ्गेन सौभाग्य ह्रस्वलिङ्गेन भूपति ॥१६॥

મુખ એ શરીરનું અર્ધ કહેવાય છે અથવા મુખ જ આખું શરીર કહેવાય છે (તે વ્યાજબી છે) મુખમાં પણ નાસિકા શ્રેષ્ઠ છે અને આંખ તેનાથી પણ શ્રેષ્ઠ છે રાતી આંખવાળાનો સ્ત્રી ત્યાગ કરતી નથી (અર્થાત્ તેને સ્ત્રી સુખ સંપૂર્ણ મળે છે) સોના જેવી પીળી આંખવાળાનો પૈસા ત્યાગ કરતા નથી. (અર્થાત્ તે ધનવાન જ હોય છે.) લાંબા હાથવાળાનો ઐશ્વર્ય ત્યાગ કરતું નથી અને માંસલો હૃષ્ટપુષ્ટ માણસનો સુખ ત્યાગ કરતું નથી. જેની છાતી વિશાળ હોય તે ધનધાન્યનો ભોક્તા થાય છે જેનું માથું વિશાળ હોય તે શ્રેષ્ઠ નરેશ બને છે જે કમરમાં વિશાળ હોય તે ઘણાં સ્ત્રી પુત્રવાળો થાય છે અને જેના પગ વિશાળ હોય તે નિરંતર સુખી રહે છે છાતીમાં જે ચળકાટ (સ્નેહ એટલે તેલની માફક ચમકવાળો અને મૃદુ લાગતો પદાર્થ જે અવયવો ઉપર તરી આવે છે) હોય તો ભાગ્યશાળી, દાંતમાં ચળકાટ હોય તો સારું ખાનપાન મેળવનાર (ખાવે પીવે સુખી) આંખમાં ચળકાટ હોય તો શય્યાનું સુખ ભોગવનાર, અને પગમાં સ્નેહવાળો માણસ વાહનનું સુખ ભોગવનાર થાય છે જેને શ્રમ ન કરવા છતાં કઠિન (કઠોર) હાથ અને ચાલવાનો અભ્યાસ હોવા છતાં કોમળ પગ હોય તે પુરુષ સુખ ભોગવે છે લાંબુ લિંગ હોય તો દરિદ્ર, [illegible] લિંગવાળો દુઃખી, સુકાયેલા લિંગવાળો ભાગ્યશાળી થાય છે અને ટૂંકા ... ભૂપતિ થાય છે. ૧૧ થી ૧૬

कनिष्ठांगुलिमूलाच्च रेखा गच्छति तर्जनीम् ॥
अविच्छिन्नानि वर्षाणि शतमायुर्विनिर्दिशेत् ७ ॥
कनिष्ठांगुलिप्रदेशाद्रेखा गच्छति मध्यमाम् ॥
अविच्छिन्नानि वर्षाणि अशीत्यायुर्विनिर्दिशेत्
रेखाभिर्बहुभिः क्लेशः स्वल्पाभिर्धनहीनता ॥
रेखा चतुष्टये सौख्य बहुरेखा दरिद्रता
अनामिकापर्व यदा सुलख कनिष्ठिका व
नवत्यशीति च तथैव भवति तदर्धतः
अंगुष्ठोदरमध्यस्थो यवो यस्य विराजते ॥
उत्पन्नभक्ष्यभोजी च स नरः सुखमेधते

થાય છે જેમના અંગુઠ પહોળા હોય તે પુરુષો દુઃખી થાય છે પહોળા અંગુઠાવાળા મુસાફરી કરનારા અને દુઃખ ભોગવનારા થાય છે જેઓ ઉપસેલા, સરખા, સ્નેહાળ (ચિકણા ચળકાટવાળા) લાલ નખવાળા છે તેઓ સુખી થાય છે એજ, લાલ તથા તાંબા જેવા રંગના નખવાળા મનુષ્યો રાજા થાય છે જેની પ્રદેશિની (અંગુઠ પાસેની આંગળી) અંગુઠાને ઓળંગી આગળ વધી હોય (અંગુઠા કરતાં લાંબી હોય) તે પુરુષ નિત્ય સ્ત્રીસુખ ભોગવે છે એમાં સંદેહ નથી. મધ્યમા આંગળી જો પ્રમાણ કરતાં લાંબી હોય તો સ્ત્રીની હાની થાય છે (સ્ત્રી સુખ મળતું નથી) અનામિકા જો લાંબી હોય તો મનુષ્ય વિદ્વાન્ થાય છે જેમને પગની અનામિકા ટુંકી હોય તેઓ પરદાર-ગામી થાય છે જેની પ્રદેશિની સ્થૂલ હોય તેની સ્ત્રી પરપુરુષમાં આસક્તિવાળી થાય છે અંગુઠા કરતાં પ્રદેશિની ટુંકી હોય તો કલેશ અને લાંબી હોય તો ભોગની પ્રાપ્તિ થાય છે જો મધ્યમા અંગુઠ જેવડી હોય તો કષ્ટ છે અને જો કનિષ્ઠિકા લાંબી હોય તો લક્ષ્મીવાન છે જે મનુષ્યના પગની આંગળીઓ છુટી પડી ગએલી, અથવા ટુંકી હોય તે મનુષ્ય દાસ અથવા દાસકર્મ કરનાર થાય છે એમ સમુદ્રનું વચન છે જેમની આંગળીઓ, સમાન, દીર્ઘ એક બીજા સાથે મળી ગએલી હોય અને વળેલા વર્તુ હોય તેઓ નિરંતર રાજા થાય છે ૧ થી ૧૨

ઇતિ સામુદ્રિકે પાદલક્ષણ નામનો બીજો અધ્યાય

---

नखैः श्वेतैश्च विक्रान्तै स्ते नरा दुःखभाजिनः ॥
दुश्शीलाः कुनखा ज्ञेया कामभोगविवर्जिता ॥ १३ ॥
विक्रान्तैः स्फुटितैः स्थूलैः नखैर्दारिद्र्यभाजिनः ॥
महापापानि कुर्वन्ति पुरुषा हरितैर्नखैः ॥ १४ ॥
इन्द्रगोपकसंकाशैर्नखैर्भवति पार्थिव ॥
ताम्रैर्नखै स्तथैश्वर्यं माप्नुवन्ति नरोत्तमा ॥ १५ ॥
वर्तुलैश्च तथैश्वर्यं पुष्टितैः सुभगो भवेत् ॥
सुस्निग्धैरुपरिस्ताम्रैर्नखैर्भवति भूपतिः ॥ १६ ॥

જેઓના નખ ધોળા અને વધી ગએલા (અકુદરતી રીતે મોટા લાગતા) હોય તે મનુષ્યો દુઃખી થાય છે ખરાબ નખવાળા દુઃશીલ હોય છે અને કામભોગથી રહિત થાય છે વધી પડેલા, ફાટેલા અને જાડા નખવાળા પુરુષો દરિદ્ર થાય છે અને જો લીલા રંગના નખ હોય તો તેવા પુરુષો મહાપાપ કરે છે ઇન્દ્રગોપ

( ચોમાસામાં રસ્તાઓ ઉપર નજરે પડતાં મખમલ જેવી ચામડીવાળાં લાલ રંગનાં જીવડાં આમઠીઆ લોકો જેને મોચી કહે છે તે ) જેવા નખવાળા રાજા થાય છે અને તાંબા જેવા લાલ રંગના નખવાળા શ્રેષ્ઠ મનુષ્યો બની ઐશ્વર્ય ભોગવે છે ગોળ નખવાળા ઐશ્વર્યવાન, પુષ્ટ નખવાળા ભાગ્યશાળી, સ્નિગ્ધ અને તાંબા જેવા લાલ નખથી મનુષ્ય રાજા થાય છે ૧૪ થી ૧૬

ઇતિ નખાધિકાર નામનો ત્રીજો અધ્યાય

---

धनिनस्तुरगजङ्घा राजानो मृगजङ्घका ॥
दीर्घायुः स्थूलजङ्घाभिर्जायतेऽध्वानगामिन ॥ १७ ॥
सिंहजङ्घा व्याघ्रजङ्घा धनकीर्तिप्रदायका ॥
रोमयुक्ता च जङ्घा च दारिद्र्यात्तापि रक्षति ॥ १८ ॥
शृगालसमजङ्घा ये लक्ष्मीस्तेषां न जायते ॥
मीनजङ्घ स्वयं लक्ष्मी प्राप्नोतीह न संशय ॥ १९ ॥
स्थूलजङ्घा च सूक्ष्मा च श्रियं भुञ्जन्ति मानवा ॥
उष्ट्रजङ्घा नरास्ते तु नित्यं भाग्यविवर्जिता ॥ २० ॥
काकजङ्घा नरा ये च ते साम्राज्यं विनिर्दिशेत् ॥
दु खिता काकजङ्घा वा जङ्घालक्षणमुधृतम् ॥ २१ ॥

ઘોડાના જેવી જાંઘવાળા ધનવાન, મૃગ જેવી જાંઘવાળા રાજા અને જાડી જાંઘવાળા મુસાફરો તેમજ દીર્ઘાયુ વાળા થાય છે સિંહના જેવી તેમજ વાઘના જેવી જાંઘો ધન આપે છે અને રૂંવાટાંવાળી જાંઘ દારિદ્રમાંથી રક્ષણ અપાવે છે જે પુરુષોની જાંઘ શિયાળ જેવી હોય તેમને લક્ષ્મી મળતી નથી પરંતુ માછલાં જેવી જાંઘવાળા પોતાની મેળે લક્ષ્મી મેળવે છે જાડી વા પાતળી ( ખાસ કરીને વધી જાવે તેવી ) જાંઘવાળા મનુષ્યો લક્ષ્મી ભોગવે છે ઊંટના જેવી જાંઘવાળા મનુષ્યો સદાકાળ ભાગ્યહીન નિવડે છે જેઓની જાંઘ કાગડાની જાંઘ જેવી હોય તેઓ મોટા સામ્રાજ્ય ભોગવે છે અથવા દુઃખી થાય છે આ પ્રમાણે જંઘાઓનું લક્ષણ ઉધૃત કર્યું છે ૧૭ થી ૨૧

ઇતિ જંઘાધિકાર નામનો ચોથો અધ્યાય

---

एकरोमो भवेद्राजा द्विरोमो धनवान्भवेत् ॥
त्रिरोम' पण्डित' प्रोक्तो बहुरोमैर्दरिद्रता ॥ २२ ॥
हंसहस्तिसमागत्या पुरुषा स्युर्नराधिपाः ॥
वृषभचाषशुकानां गतिर्भोगवतां भवेत् ॥ २३ ॥
जलोर्मिसदृशा यत्र काकोलूक समा गतिः ॥
द्रव्यक्षय करी ज्ञेया दु खशोकभयङ्करी ॥ २४ ॥
श्वानोष्ट्रमहिषाणां च खरसूकरयोस्तथा ॥
गतिर्येषां समाख्यातास्ते नरा भाग्यवर्जिता' ॥ २५ ॥
दक्षिणावर्तलिङ्गे य स नर पुत्रवान्भवेत् ॥
वामावर्तितलिङ्गेन नरः कन्यापिता भवेत् ॥ २६ ॥
स्थूलं कृष्णं भवेल्लिङ्गं स नरो दुःखवान्भवेत् ॥
प्रलम्बवक्रलिङ्गेन पुरुषाः सुखभोगिन' ॥ २७ ॥
एकैकधारिलिङ्गेन नरो भवति पार्थिवः ॥
द्विधारे धनवन्तश्च बहु धारा दरिद्रिता ॥ २८ ॥
मीनगंधेन शुक्रेण धनवान्पुत्रवान्भवेत् ॥
हविर्गंधेन शुक्रेण गवाढ्यो जायते नर' ॥ २९ ॥
मधुगंधेन शुक्रेण नरः स्त्रीजनवल्लभ' ॥
पद्मगंधे भवेद्भूपो महीगंधेन पार्थिव' ॥ ३० ॥
लाक्षागंधे भवेन्नि'स्वो मांसगंधेन तस्करः ॥
व्यसनी चैव वसागंधो मद्यगंधेन दु'खित ॥ ३१ ॥
कटुगंधेन शुक्रेण पुरुषो दुर्भगो भवेत् ॥
क्षारगंधेन शुक्रेण नरा दारिद्र्यभाजन ॥ ३२ ॥

पयोवर्णेन शुक्रेण भवेद्राजा न संशय ॥
श्यामवर्णेन शुक्रेण देह भोगी भवेन्नर ॥ ३३ ॥
समपादोपविष्टस्य महीं स्पृशति मेहनम् ॥
स भवेद्दु:खितो नित्य दारिद्र्येण च पीडित ॥ ३४ ॥
समपादोपविष्टस्य गुल्फौ स्पृशति मेहनम् ॥
ईश्वरं तं विजानीयात् सुखिन भोगिन नरम् ॥ ३५ ॥
सिंह व्याघ्रसम यस्य ह्रस्वं भवति मेहनम् ॥
भोगवाँस्तु स विज्ञेयो तथा तुरगमेहनम् ॥ ३६ ॥

જેની ચામડી ઉપરનાં છિદ્રોમાં એક છિદ્રમાં એક જ વાળ હોય, તે રાજા થાય. બે વાળ હોય તે ધનવાન થાય. ત્રણ વાળ હોય તે પંડિત થાય. અને બહુ રોમ હોય તે દરિદ્ર થાય. હંસ કે હાથી જેવી ગતિ (ચાલ) વાળા પુરુષો રાજાઓ થાય છે. બગલા, ચાસ અને પોપટ જેવી ગતિ સારી પુરુષોની હોય છે. જેમની ગતિ પાણીના તરંગો જેવી અથવા ગધેડા કે ઘુવડ જેવી હોય તે ધનનો નાશ કરનારી તથા દુઃખ, શોક અને ભય આપનારી જાણવી. જે પુરુષોની ગતિ શ્વાન, ઊંટ, પાડા, બિલાડા તથા ભૂંડના જેવી હોય તેઓ ભાગ્યહીન હોય છે. જેનું લિંગ જમણી બાજુ ઝૂકેલું હોય તે પુરુષ પુત્રવાન્ થાય છે. જ્યારે જેનું લિંગ ડાબી બાજુ ઝૂકેલું હોય તે કન્યાઓનો પિતા થાય છે. સ્થૂલ અને લઘુ લિંગ હોય તે પુરુષ દુઃખી થાય છે. લાંબા અને વાંકા લિંગવાળો પુરુષ સુખ ભોગવનાર થાય છે. જેને મૂત્ર કરતી વખતે એક જ ધાર પડતી હોય તે રાજા થાય છે. બે ધારા થાય તો ધનવાન થાય. પરંતુ બહુ ધારા પડતી હોય તો દરિદ્રતા થાય. જો વીર્યની ગંધ મધના જેવી હોય તો ધનવાન તથા પુત્રવાન્ થાય. જો હવિષ્યાન્ન જેવી ગંધ હોય તો ગામ કે દેશનો પાલક થાય, મધ જેવી સુગંધ હોય તો સ્ત્રીને પ્રિય થાય. અને કમળ જેવી અથવા પૃથ્વી જેવી સુગંધ હોય તો રાજા થાય. લાખના જેવી ગંધ હોય તો નિર્ધન થાય. માંસના જેવી ગંધ હોય તો ચોર થાય. મદની જેવી ગંધ આવતી હોય તો વ્યસની થાય. ક્ષાર જેવી ગંધ હોય તો દુઃખી થાય. કડવી ગંધ આવતી હોય તે દુર્ભાગી થાય. ખારી ગંધવાળા વીર્યવાળો દરિદ્ર થાય. દૂધના જેવા રંગવાળા વીર્યથી નિઃસંશય રાજા થાય છે. કાળા રંગના વીર્યથી મનુષ્ય દેહસુખ ભોગવનાર થાય છે. સરખી રીતે બેસતાં (પલાંઠી-વાળીને બેસતાં) જો લિંગ જમીનને સ્પર્શ કરે તો જાણવું કે તે મનુષ્ય દારિદ્રયથી પીડિત થઈ નિત્ય દુઃખી થાય છે. સરખી રીતે બેસતાં જેનું લિંગ પગની ઘૂંટીઓને અડે તે પુરુષને રાજા, સુખી અને ભોગી જાણવો. સિંહ અને વાઘની આકૃતિ જેના

લિંગ ટુંકુ હોય તેને સોગી સમજવો. તેમજ જેનુ લિંગ પોતાની બાજુએ મોટુ હોય છતાં ટુંકુ હોય તે પણ સોગી થાય છે ૨૨ થી ૩૬

ઇતિ રોમગતિવીર્યલિંગાદ્યધિકાર નામનો પાંચમો અધ્યાય

---

अलक्तसदृशं रक्त जायते यस्य शोणितम् ॥
धनवान्भोगवाँश्चैव स नर परिकीर्तित ॥ ३७ ॥
प्रवालस्निग्धरक्तं च शोणितं यस्य देहिन ॥
राजानं तं विजानीद्देवता स महाक्ल ॥ ३८ ॥
पद्मपत्रानिभं यस्य देहे भवति शोणितम् ॥
जायते बहुधा कन्या दुःखितश्च सदाभवेत् ॥ ३९ ॥
गोमायुसदृशं यस्य श्वानोष्ट्रमहिषस्य च ॥
स भवेद्दुःखितो नित्यं धनहीनो न संशय ॥ ४० ॥

અળતાના રંગ જેવા રગનુ જેનુ રક્ત હોય, તેને ધનવાન તથા ભોગી કહેવામાં આવેલો છે ચીકણા પ્રવાલના જેવા રૂધિરવાળો મનુષ્ય રાજા સમજવો, તેમજ તે મહાબળવાન્ અને દેવ જેવો હોય છે કમળની પાંખડી જેવા રગનુ જેનુ લોહી હોય તેને (ઘુણતો ઘુણાની) ઘણું કરીને કન્યાઓ થાય છે અને તે સદા દુઃખી થાય છે શિયાળ, શ્વાન, ઉંટ કે પાડાના લોહી જેવુ જેનુ લોહી હોય તે માણસ નિશ્ચય ધનહીન અને નિત્ય દુઃખ ભોગવનાર થાય છે ૩૭ થી ૪

ઇતિ રૂધિરાધિકારનામનો છઠ્ઠો અધ્યાય

---

विस्तीर्णा च कटी स्निग्धा शुभा पुंसां प्रशस्यते ॥
निर्मांसास्थि कटीवस्तिस्ते नरा दुःखभाजिनः ॥ ४१ ॥
सिंहव्याघ्रसमा येषां कटी ते जननायका ॥
स्वानरतुल्या च कटी येषां न शोभना ॥ ४२ ॥

પુરૂષોની પહોળી અને સ્નિગ્ધ કટી હોય તો તે વખણાય છે જે પુરૂષોની કમર અને અસ્થિ માંસ હીન, કાકમ તરી આવતાં હોય તેવી હોય તે દુઃખ ભોગવનારા થાય છે સિંહ કે વાઘના જેવી કમરવાળા હોય તે નેતાઓ થાય છે અને શ્વાન કે વાનર જેવી કમરવાળા સારા હોતા નથી. ૪૧–૪૨

ઇતિ કટ્યધિકારનામનો સાતમો અધ્યાય

---

मृगोदरो नरो धन्यो मयूरोदरसन्निभ ॥
मण्डूकः सदृशो यस्तु स नरः पार्थिवो भवेत् ॥ ४३ ॥
व्याघ्रोदरो गजपति श्वशृगालोदरोऽधमः ॥
नर सिंहोदरो यस्तु धनधान्य समृद्धिवान् ॥ ४४ ॥
वर्तुला चातिगंभीरा नाभि पुंसां प्रशस्यते ॥
उत्तानविरला नाभि सदा दु खप्रदायिनी ॥ ४५ ॥

મૃગના જેવા પેટવાળો ધન્ય પુરુષ હોય છે તેમજ મોરના જેવા પેટવાળો પણ ધન્યાત્મા હોય છે જેનું પેટ દેડકાના જેવું હોય તે પુરુષ રાજા થાય છે વાઘના જેવા પેટવાળો હાથીઓનો માલિક થાય છે અને કુતરા કે શિયાળના જેવા પેટવાળો અધમ થાય છે જે પુરુષ સિંહના જેવા પેટવાળો હોય તે ધનધાન્યવાળો અને સમૃદ્ધિવાળો થાય છે પુરુષોની નાભિ ગોળ અને અતિ ગભીર હોય તે વખણાય છે. પરંતુ ઉપસી આવતી અને વિરલ દેખાતી નાભિ સદા દુઃખ આપનારી હોય છે ૪૩ થી ૪૫

ઇતિ ઉદરાધિકારનામનો આઠમો તથા નાભ્યધિકારનામનો નવમો અધ્યાય

---

उन्नतोपचितौ येषां घनस्निग्धौ पयोधरौ ॥
ते नरा मैथुने शूरा भोगवन्त स्वकर्मभि ॥ ४६ ॥
अनुन्नतौ नैव स्निग्धौ शिथिलौ च पयोधरौ ॥
निर्मांसौ च कुरूपौ च ते नरा दुःखभोगिन ॥ ४७ ॥
विस्तीर्णं हृदयं यस्य मांसलोपचितं समम् ॥
शतायुस्तं विजानीयाद्बहुभोगं महाधनम् ॥ ४८ ॥
जानुनी मांसलस्निग्धे उरू विस्तीर्णवर्तुले ॥
इष्टिकाभा कटी यस्य मध्यं तु कुलिशोपमम् ॥ ४९ ॥
सिंहपृष्ठो नरो यस्तु धनं तस्य विनिर्दिशेत् ॥
कूर्मपृष्ठो भवेद्राजा धनसौभाग्यसंयुत ॥ ५० ॥

જે પુરુષોના સ્તન ઉન્નત, ઉપસી આવેલા, ગાઢ અને સ્નિગ્ધ હોય તે પુરુષો મૈથુનમાં શૂર અને પોતાના કર્મો વડે ભોગ ભોગવનારા (ભોગ માટે પુરુષાર્થ

કરનાર ) હોય છે જેની ગર્દન, બેઠેલ લાગતા શિથિલ માંસ સહિત અને ટુ
સ્તન જેમના હોય તે પુરુષ દુઃખ ભોગવનાર હોય છે જેનો હૃદયનો ભાગ વિસ્તી
માંસથી ભરાએલ અને સમાન હોય, તે પુરુષને બહુ ભોગી તેમજ મહાધની થાય
અને તે શતાયુ ( સો વર્ષનું આયુષ્ય ભોગવનાર ) હોય છે જે પુરુષની બગલ
માંસલ તથા સ્નિગ્ધ હોય, ઊરૂ વિસ્તૃત અને ગોળ હોય, કમર ઈંટ જેવી સમ
હોય અને હૃદય હીરા જેવું હોય તથા પીઠ સિંહ જેવી હોય તે મનુષ્યને ધન
એમ કહેવું ( અર્થાત્ આવો પુરુષ શ્રેષ્ઠ લક્ષણ યુક્ત છે ) વળી જેની પીઠ કાચબા
પીઠની માફક રેખાવાળી હોય તે ધનધાન્યથી યુક્ત ભાગ્યશાળી હોય છે ૪૧ થી

ઇતિ સામુદ્રિકે સ્તનલક્ષણાદિપ્રકરણનામનો દશમો અધ્યાય

---

प्रलंबबाहू स्वामी स्यान्नर सर्वगुणान्वितः ॥
ह्रस्वबाहू भवेद्दास परकर्मकर स्मृत ॥ ५१
यस्य मत्स्य समा रेखा कर्मसिद्धि प्रजायते ॥
धनाढ्यस्तु स विज्ञेयो बहुपुत्रो न संशयः ॥ ५२
आतपत्रं करे यस्य दण्डेन सहितं पुनः ॥
चामरद्वितीय चापि चक्रवर्ती स जायते ॥ ५३
स्वस्तिके जनसौभाग्यं मीने सर्वत्र पूजितः ॥
श्रीवत्से वाञ्छिता लक्ष्मी गवाद्यं दामकेन तु ॥ ५४
ध्वजवज्राङ्कुशच्छत्रं शंखपद्मादयस्तले॥
पाणिपादेषु दृश्यन्ते यस्यासौ श्रीपति पुमान् ॥ ५५
शक्तितोमर दण्डासि धनुश्चक्रगदोपमा ॥
यस्य हस्ते भवेद्रेखा राजानं तं विनिर्दिशेत् ॥ ५६
द्वाभ्यां च यवमालाभ्यां राजा मंत्री धनीयुध ॥
एकया यवपङ्क्त्या च श्रेष्ठो बहु धनोचितः ॥ ५७
मणिबन्धे यवश्रेण्यस्तिस्त्रश्चेत्स नृपो भवेत् ॥
यदि ताः पाणिपृष्ठेऽपि ततोधिकतरं फलम् ॥ ५८

લાંબા હાથવાળો પુરુષ સર્વગુણસંપન્ન હોઈ શેઠ બને છે અને ટુંકા હાથવાળો પારકાનુ કામ કરનાર નોકર થાય છે જેના હાથમાં મત્સ્યના જેવી રેખા હોય તેને કાર્યસિદ્ધિ મળે છે અને નિઃસંશય તેને ઘણા પુત્રોવાળો તેમજ ધનાઢ્ય જાણવો. જેના હાથમાં દાંડી સહિત કમળ અથવા બે ચામરનુ ચિન્હ હોય તે ચક્રવર્તી થાય છે જો હાથમાં સ્વસ્તિક હોય તો મનુષ્યને યોગ્ય સંપૂર્ણ સુખ મળે છે મીન (માછલી) જેવુ ચિન્હ હોય તો સર્વત્ર પૂજાય છે શ્રીવત્સ હોય તો ઈચ્છિત લક્ષ્મી અને દામ (દોરડુ) હોય તો ચતુષ્પાદ પ્રાણીઓની પ્રાપ્તિ થાય છે ધ્વજ વજ્ર અંકુશ, છત્ર તથા શંખ, કમળ એ ચિન્હો જેના હાથ કે પગમા હોય તે પુરુષો લક્ષ્મીપતિ બને છે શક્તિ, તોમર, દંડ, તલવાર, ધનુષ્ય, ચક્ર તથા ગદાના આકારનાં ચિન્હો જેના હાથમા હોય તેને રાજા સમજવો. જેના મણિબંધમા યવપંક્તિવાળાં બે વલય હોય તે રાજા પ્રધાન, ધનવાન કે પંડિત બને છે યવપંક્તિવાળુ એક વલય હોય તો ઘણો ધનવાન અને શ્રેષ્ઠ પુરુષ હોય છે જો મણિબંધમા યવપંક્તિવાળા ત્રણ વલય હોય તો રાજા થાય છે અને જો તે વલયો હાથની પીઠ ઉપર પણ હોય તો તેનાથી પણ અધિક થાય છે ૫૨ થી ૫૮

त्यागाय शोणा गंमीरा सुखाय मधुपिङ्गला ॥
सूक्ष्मा श्रिये भवेयुस्ता सौभाग्याय समूलका ॥ ५९ ॥

छिन्ना सपलवा रूक्षा विषमा स्यानकच्यूताः ॥
विवर्णा स्फुटिता कृष्णा नीलास्तन्व्यश्च नोत्तमा ॥ ६० ॥

क्लेशं सपल्लवा रेखा छिन्ना वित्तस्य संशयम् ॥
कदन्न परुषा द्रव्यविनाशं विषमार्पयेत् ॥ ६१ ॥

मध्यमामान्तरेखाया प्रदेशिना स्याद्यदाधिका ॥
प्रचुरस्तत्पितु पक्ष श्रियो विपदोऽन्यया ॥ ६२ ॥

अनामिकान्त्यरेखाया कनिष्ठास्याद्यदाधिका ॥
धनवृद्धिकरी पुंसां मातृपक्षो बहुस्तदा ॥ ६३ ॥

उर्ध्वरेखा मणेर्बन्ध्यादूर्ध्वगा सातु पञ्चधा ॥
अंगुष्ठाश्रयिणी सौख्यराज्यलाभाय जायते ॥ ६४ ॥

राजा राजसदृशा या तर्जनीगतयानया ॥
मध्यायां गतयाचार्य स्यातो राजाथ सैन्यप ॥ ६५ ॥
अनामिकाप्रयान्त्यां तु सार्थवाहो महाधनी ॥
कनिष्ठां गतया सत्या तया श्रेष्ठो भवेद्बुध ॥ ६६ ॥
श्लाघ्यश्चोष्णोऽरुणोऽस्वेदोऽच्छिद्र स्निग्धश्च मांसलः ॥
श्लक्ष्णस्ताम्रनखो दीर्घाङ्गुलिको विपुलः करः ॥ ६७ ॥
पाणेस्तलेन शोणेन धनी नीलेन मद्यपः ॥
पीतेनागम्यनारीकः कृष्णेन च धनोज्झितः ॥ ६८ ॥
मणिबन्धात्पितुर्लेखा करभाद्विभवायुषो ॥
रेखे द्वे यान्ति तिस्रोऽपि तर्जन्यंगुष्ठकान्तरम् ॥ ६९ ॥
येषां रेखा इमास्तिस्र सपूर्णा दोषवर्जिताः ॥
तेषां गोत्रधनायूंपि संपूर्णान्यन्यथा न तु ॥ ७० ॥
गत्वा मिलितयो प्रान्ते व्यपित्रोश्च रेखयोः ॥
गृहबन्धो विनिर्देश्यो गृहभङ्गोऽन्यथा पुनः ॥ ७१ ॥
आयुर्लेखा कनिष्ठान्तर्लेखाः स्युर्गृहिणीप्रदा ॥
समाभि शुभ शीलास्ता विषमाभिः कुशीलका ॥ ७२ ॥
आयुर्लेखावसानाभिर्लेखाभिर्मणिबन्धतः ॥
स्पष्टाभिर्भ्रातरोऽस्पष्टतराभिर्जामय पुनः ॥ ७३ ॥
मणिबन्धोन्मुखाश्चायुर्लेखायां यत्र पल्लवा ॥
संपदस्तैर्वहिर्यान्ति विपदोऽङ्गुलि सम्मुखे ॥ ७४ ॥
यवैरङ्गुष्ठमध्यस्थै विद्याख्यातिविभूतय ॥
शुक्ले पक्षे तथा जन्म दक्षिणाङ्गुष्ठगैश्च ते ॥ ७५ ॥

कृष्णपक्षे नृणां जन्म वामाङ्गुष्ठगतैर्यवैः ॥
यवैरङ्गुष्ठमूलस्थैस्तत्सस्याः सूनवो नृणाम् ॥ ७६ ॥
अनामिकान्तपर्वस्था प्रतिरखा प्रभुत्वकृत् ॥
उर्ध्वा पुनस्तले तस्या धर्मरेखेयमुच्यते ॥ ७७ ॥
श्लिष्टान्यङ्गुलि मध्यानि द्रव्यसञ्चयहेतवे ॥
तानि चेच्छिद्रयुक्तानि त्यागशीलस्ततो नरः ॥ ७८ ॥
एकोऽप्यभिमुखस्तस्य मत्स्य श्रीवृद्धिकारणम् ॥
संपूर्णौ किं पुनर्मत्स्य पाणिमूलस्थितौ नृणाम् ॥ ७९ ॥
तुलाग्राममयो वज्रं करमध्ये तु दृश्यते ॥
वाणिज्यं सिद्धयते तस्य पुरुषस्य न संशय ॥ ८० ॥
उर्ध्वरेखा करे यस्य रेखाः स्युरङ्गुलित्रये ॥
नाना भोग सुखानि च समुद्र वचनं यथा ॥ ८१ ॥
आवर्ता दक्षिणा शस्ता मागुष्ठाङ्गुलिपर्वसु ॥
ताम्रा स्निग्धोत्थिनोत्तुङ्गपर्वाग्रोत्था नखा शुभा ॥ ८२ ॥
नखेषु बिन्दव श्वेता पाण्योश्चरणयोरपि ॥
आगंतव प्रशस्ता स्युरिति भोजनृपोऽभ्यधात् ॥ ८३ ॥
त्रिकोणरेखया भीर मूसलोलूखलादिना ॥
वस्तुना हस्तजातेन पुरुष स्यात्कृपिवल ॥ ८४ ॥

હાથની રેખાઓ શાખાયુક્ત ઉપર અને ઉંડી હોય તો ત્યાગી કરનાર, મધના જેવા પીળાશ ઉપરના રંગની હોય તો સુખી કરનાર બહુ પાતળી હોય તો લક્ષ્મી આપનાર અને શરૂઆતમાં મૂળવાળી હોય તો ( આરંભમાં શાખાઓવાળી ) સૌભાગ્યશાળી કરનાર થાય છે જે રેખાઓ છિન્નભિન્ન થએલી, શાખાઓવાળી, એકદમ વિષમ, પોતાના સ્થાનથી રહિત, રંગ વગરની, કોરેલી કાળી વાળી અને આડી હોય તો તે સારી નથી. પલ્લવો ( શાખાઓ ) વાળી રેખા કલેશ આપે છે તૂટેલી રેખા

હોય તો તે પ્રભુત્વ આપનારી છે અને જે અનામિકાના મૂળના નીચેના ભાગમા હસ્તતલ ( હથેલી )મા ઉર્ધ્વરેખા હોય તો તે ધર્મરેખા કહેવાય છે હાથની આગળીઓ એકબીજા સાથે મળી અન્યોન્ય જણાતી હોય તો તે ધનસંચયકારનુ લક્ષણ છે અને જે આંગળીઓ વચ્ચે છિદ્ર ( જગ્યા ) હોય તો તે ( ઉદારતાનુ લક્ષણ છે ) માણસ ત્યાગી વૃત્તિનો થાય છે હાથના મૂળ ભાગ ( મણિબંધની ઉપરથી સંધિ )માં એક પણ ઉર્ધ્વમુખનો મત્સ્ય હોય તો તે લક્ષ્મીવૃદ્ધિનુ કારણ છે તો પછી જો પુરેપુરા બે મત્સ્ય હોય તો કહેવાનુ જ શુ રહે ? તુલા ( ત્રાજવુ ) ગામ, વજ્ર આ ચિન્હો જેના હાથમાં હોય તેને વ્યાપારમાં સફળતા મળે છે તેમાં સંશય નથી. જેના હાથમાં ઉર્ધ્વરેખા હોય, અને ત્રણે આગળીના મૂળમાં ઊભી રેખાઓ હોય તેને અનેક પ્રકારનો ભોગ તથા સુખ મળે છે એમ સમુદ્રનુ વચન છે અંગુઠો તેમજ કરેક આંગળીના ( ઉર્ધ્વ ) પર્વમાં જમણા આવર્ત ( ભમરીઓ ) હોય તો તે શ્રેષ્ઠ લક્ષણ છે તેમજ ચરના અર્ધ જેવા, તામ્ર જેવા લાલ રગના સ્નિગ્ધ, ઉન્નત નખ શુભફળ આપનારા છે પગ તથા હાથના નખોની અંદર પીળા રગનાં બિંદુઓ જો આગતુક હોય ( અકસ્માત થયા હોય ) તો તે શુભ છે એમ ભોજરાજ કહે છે ત્રિકોણરેખા, હળ, મૂશળ ખાંડણીઓ એ ચિન્હો જો હાથમા હોય તો પુરુષ ધેનુવ થાય છે ૭૯ થી ૮૪

ઇતિ સામુદ્રિકે કરરેખાલક્ષણાધિકાર નામનો અગિયારમો અધ્યાય

---

ग्रीवातिवर्तुला यस्य पूर्णकुम्भसमा भवेत् ॥
पार्थिवः स तु विज्ञेयो धनधान्यसमन्वित ॥ ८५ ॥
शंखग्रीवा प्रशंसति शुकोष्ट्रग्रीवका नतु ॥
दीर्घग्रीवा वक्रग्रीवा शिखिग्रीवा विवर्जिता ॥ ८६ ॥
वृषस्कंधगजस्कन्धकदलीस्कन्धमेव च ॥
महाभोगा महाधनास्ते सर्वे पार्थिवोपमा ॥ ८७ ॥
चन्द्रबिम्बोपमे वक्त्रे धर्मशीलः सदा भवेत् ॥
मृगमूषकवक्त्राश्च ते नरा भाग्यवर्जिता ॥ ८८ ॥
छगलवक्त्रपुरुषा धनहीना प्रकीर्तिता ॥
हयवक्त्रा नरा येतु दुःखदारिद्र्यभोगिन ॥ ८९ ॥

જેની ગરદન એકદમ ગોળ ભરેલા ઘડાની માફક હોય તેને ધનધાન્યથી સમૃદ્ધ રાજા જાણવો. શંખ જેવી ગરદનને વખાણ્યું છે પોપટ તથા ઊંટના જેવી ગરદન વખણાતી નથી લાંબી ગરદન, બગલા જેવી ગરદન તેમજ મોર જેવી ગરદન સારી નથી ગણાતી જેઓની ગરદન બળદ કે હાથીની ગરદન જેવી હોય અથવા જેના સ્વાન જેવી ગરદન હોય તે બધા રાજા જેવા મહાભોગી અને મહાધની હોય છે ચંદ્રબિંબ જેવા ગોળ મુખવાળો સદા ધર્મપરાયણ હોય છે મૃગ કે ઉંદર જેવા મોં વાળા (ગરીબડા મો વાળા) ભાગ્યહીન હોય છે બકરાંના મુખમુદ્રાવાળા ધનહીન જણાય છે અને પાડાના જેવા મુખવાળા જે પુરુષો હોય તેઓ દુઃખ અને દારિદ્ર ભોગવનારા હોય છે ૮૫ થી ૮૯

ઈતિ મુખાધિકારનામનો બારમો અધ્યાય

---

यस्य गण्डौ हि संपूर्णौ पद्मपत्र समप्रभौ ॥
भोगवान् स्त्रीप्रियश्चैव सर्वविद्याधर स्मृत ॥ ९० ॥
सिंह व्याघ्रगजेन्द्राणां कपोलौ सदृशौ यदि ।
कृषिभोगी भवेन्नित्यं बहुपुत्रश्च जायते ॥ ९१ ॥

જેના ગાલ (લમણા) કમળપત્રના જેવા શોભાયમાન હોય તે ભોગી, સ્ત્રીજન વલ્લભ, અને સર્વ વિદ્યાધર (બધી વિદ્યાઓ જાણનાર) થાય છે જો સિંહ વાઘ યા હાથીના જેવા લમણા હોય તો પુરુષ ખેડુત અને બહુ પુત્રોવાળો થાય છે ૯૦ થી ૯૧

ઇતિ ગંડાધિકારનામનો તેરમો અધ્યાય

---

रक्तधरो नृपतिः स्यात् वक्रोष्ठौ स च दुःखित ॥
स्थूलाभ्यां मधुराभ्यां च नरा अत्यन्त दुःखिता ॥ ९२ ॥

લાલ હોઠવાળો નૃપતિ થાય વાંકા હોઠવાળો દુઃખી થાય જાડા અને શ્યામ હોઠવાળા પુરુષો અત્યન્ત દુઃખી થાય. ૯૨

ઇતિ ઓષ્ઠાધિકારનામનો ચૌદમો અધ્યાય

---

कुन्दपुष्प प्रतिकाशैर्दन्तैर्भूपतय स्मृताः ॥
रक्षो वानरदन्ताश्च नित्य क्षुधा रुपार्दितः ॥ ९३ ॥
सस्नेहैस्तद्वत्कैर्दन्तैर्दाडिमी बीजसन्निभैः ॥
सुखिनः सरला ज्ञेया स्त्रीणां च वश्यकारकाः ॥ ९४ ॥

दु खितो विकृतैस्त्वैर्दन्तैर्मूषक सन्निभै ॥
समागय मिलितैर्दन्तैर्विद्यावान्दन्तुरे पुन ॥ ९५ ॥
द्वात्रिंशद्दशनो राजा भोगी स्यादेकहीनकः ॥
त्रिंशद्दन्तास्तु सुखिन एकहीनास्तु दुःखिता ॥ ९६ ॥

કુંદના ફૂલ જેવા શોભાયમાન દાંતોથી મનુષ્ય રાજા થાય છે અને રાક્ષસ કે વાનરના જેવા દાંતવાળા પ્રતિદિન ભૂખ અને તે સંથી આકુલ વ્યાકુલ રહે છે જેઓના સ્નેહયુક્ત, મજબુત દાડમના બીજ જેવા દાંત હોય તેમને સુખી અને સરલ જાણવા આવા પુરુષો સ્ત્રીઓને વશ કરે છે વિકૃત, લુખ્ખા અને ઉંદરડાની આંખ જેવા દાંત હોય તો દુઃખી જાણવા દાંત એક બીજા ઉપર મળેલા હોય તો ભાગ્યવાન અને જો મોટા દાંત હોય તો વિદ્વાન જાણવા બત્રીસ દાંતવાળો રાજા એકત્રીસ દાંતવાળો ભોગી, ત્રીસ દાંતવાળો સુખી અને ઓગણત્રીસ દાંતવાળો દુઃખી સમજવો. ૯૩ થી ૯૬

ઇતિ દંતાધિકાર

कृष्णजिह्वो भवेद्दास न नरो दु खमाधन ॥
समलायां तु जिह्वायां स भवेत्पापकारकः ॥ ९७ ॥
स्थूल जिह्वास्तथा क्रूरा नग अनृतभाषिण ॥
श्वेतजिह्वा नरा येतु शौचाचार विवर्जिता ॥ ९८ ॥
पद्मपत्रसमा जिह्वा भोगवान् मिष्टभोजन ॥
रक्तजिह्वा भवेद्यस्तु विद्यालक्ष्मीमवाप्नुयात् ॥ ९९ ॥

કાળી જીભવાળો દાસ થાય છે અને તે મનુષ્ય દુઃખકારક પણ હોય છે મેલી જીભવાળો પાપ કરનાર થાય છે જાડી જીભવાળા ક્રૂર અને જુઠું બોલનાર હોય છે અને જેઓની જીભ ધોળી હોય તેઓ પવિત્રતા રહિત હોય છે કમળની પાંખડી જેવી જીભ હોય તો ભોગવિલાસ તથા મિષ્ટ ભોજન કરનાર થાય છે અને જેમને લાલ જીભ હોય તેઓ વિદ્યા અને લક્ષ્મીને પ્રાપ્ત કરે છે ૯૭ થી ૯૯

ઇતિ જીહ્વાધિકાર

कृष्णतालु नरा ये तु भवन्ति कुलनाशका ॥
पद्मपत्रसमं तालु स नरो भूपतिर्भवेत् ॥ १०० ॥
श्वेततालुर्नरा येतु धनवन्तो भवन्ति ते ॥
रक्ततालुर्नरा ये तु धनभोक्ता न संशय ॥ . . . .

જેમનુ તાળવુ કાળા રંગનુ હોય તેવા પુરુષો કુલનો નાશ કરનાર નિવડે છે અને કમળની પાખડી જેવા તાળવાવાળો પુરુષ રાજા થાય છે પીળા તાળવાવાળા પુરુષો ધનવાન થાય છે ધોળા તાળવાવાળા હોય તે નિઃસંશય ધનના બોજા થાય છે ૧ -૧ ૧

ઈતિ તાલવાધિકાર

हसस्वरो नरो धन्यो मेघस्वरतो नृप ॥
मृक्षेपमस्वरा ये तु भोगवन्तो नरेश्वराः ॥ १०२ ॥
क्रौचस्वरा नरा ये च भाग्यवन्तो भवन्ति ते ॥
खरकाकस्वरा ये च निर्धना पापकारिण ॥ १०३ ॥

હંસના જેવા સ્વરવાળો ધન્ય પુરુષ છે અને મેઘ જેવા ગંભીર સ્વરવાળો રાજા થાય છે ભમરાના જેવા સ્વરવાળા ભોગી અને રાજરાજેશ્વર થાય છે ક્રૌંચ પક્ષી જેવા સ્વરવાળા ભાગ્યશાળી થાય છે તેમજ ગર્ધભ અને કાગડાના જેવા અવાજ વાળા નિર્ધન અને પાપી થાય છે ૧ ૨-૧ ૩

ઇતિ સ્વરાધિકાર

पार्थिवा शुकनासा स्युर्दीर्घनाशाश्च भोगिन ॥
ह्रस्वनाशा नरा ये तु धर्मशीलाश्च ते विदु ॥ १०४ ॥
हस्तिनाशा समानासा पीतनाशाश्च ये नरा
पीतरक्ताश्च ये मर्त्या सर्वे ते जनवल्लभा ॥ १०५ ॥
स्थूलनाशा वक्रनासा नासिकामुखमध्यगाः
ते सर्वे दुःखिता ज्ञेया धनशील विवर्जिताः ॥ १०६ ॥

પોપટની ચાંચ જેવી નાસિકાવાળા રાજા થાય છે લાંબા નાકવાળા ભોગી થાય છે ટુંકા નાકવાળા હોય તેઓને ધર્મશીલ કહ્યા છે હાથીની સુંઢ જેવી નાસિકાવાળા, ખોળા રંગની કે પીળા અને લાલ રંગના મિશ્ર (નારંગી) જેવા રંગની નાસિકાવાળા જનવલ્લભ થાય છે જાડા નાકવાળા, વાંકા નાકવાળા તથા મોંમાં પેસી જતી નાસિકાવાળા હોય તે બધા ધન તેમજ ચારિત્ર્યથી રહિત અને દુઃખી સમજવા. ૧ ૪ થી ૧ ૬

ઇતિ નાસિકાધિકાર

रक्ताक्षा धनवन्त स्यु व्याघ्राक्षाश्चातकोपमाः ॥
कुक्कुटाक्षा सदा दक्षा मृगाक्षा शुभलोचना ॥ १०७ ॥

विडालहंसनेत्रास्ते भवन्ति पुरुषाधमा ॥
मयूरनकुलाक्षाश्च सर्वे ते मध्यमा स्मृता ॥ १०८ ॥

श्वानतुल्येक्षणाश्चौरा पिङ्गाक्षा क्रूरकर्मगा ॥
गवाक्षा सुभगा नित्यं केकराक्षा दुराशया ॥ १०९ ॥

લાલ આંખવાળા ધનવાન થાય છે. વાઘના જેવી આંખોવાળા, ચાતકના જેવી આંખોવાળા, અને કુકડાના જેવી આંખોવાળા ચતુર હોય છે. મૃગ જેવી આંખો સારી ગણાય છે. બિલાડી, અને હંસના જેવી આંખોવાળા અધમ પુરુષો છે અને મોર કે નોળીઆ જેવી આંખોવાળા હોય તે બધા મધ્યમ પુરુષો છે. કુતરા જેવી આંખોવાળા ચોર હોય છે. પીળી આંખોવાળા ક્રૂર કર્મ કરનાર હોય છે. ગાયના જેવી આંખોવાળા ભાગ્યશાળી હોય છે અને ખરાબ આંખોવાળા નીચ આશયના હોય છે. ૧૦૭ થી ૧૦૯

ह्रस्वकर्णो महाभोगी दीर्घकर्णाश्च मध्यमा ॥
रोमकर्णा मनुष्या ये सर्वे ते सुखभोगिन ॥ ११० ॥

छत्राकारं नरेन्द्राणां शिरो दीर्घं तु दुःखिनाम् ॥
अधमानां घटाकारं पापिनां सपुटं पुन ॥ १११ ॥

विशेष पुनरेकोऽत्र भ्रुवो मध्ये यदीक्षते ॥
उर्णास्यं रोम नेनास्यं राज्यं नैव विसर्जयेत् ॥ ११२ ॥

ટુંકા કાનવાળા મહાભોગી, લાંબા કાનવાળા મધ્યમ, અને વાળયુક્ત કાનવાળા જે મનુષ્ય હોય તે બધા સુખી માણસો હોય છે. રાજાઓના મસ્તક છત્રીના જેવાં હોય છે. મોટા માથાં દુઃખી માણસોના હોય છે. અધમ પુરુષોનાં માથાં ઘડા જેવા હોય છે અને પાપી પુરુષોનાં માથાં સપુટ જેવાં હોય છે. જો ભ્રમરોની વચ્ચે (નાકના ઉપરના ભાગમાં) ઉર્ણા (ઊનના જેવી) રૂંવાટી હોય અને આંખનાં પોપચાં તથા મોં ઉપર પણ તેવી રૂંવાટી હોય તો તેવી રૂંવાટીવાળા પુરુષને રાજ્ય છોડતું નથી. અર્થાત્ તેને રાજ્ય લાભ રહે છે. આ એક વિશેષ લક્ષણ છે. ૧૧ થી ૧૧૨

કહેને) પામે છે જેના કપાળમાં ત્રિશૂલ અથવા વજ્રનું ચિન્હ માલુમ પડતું હોય તેઓ રાજા (માલિક શેઠ) બને છે અને તે ત્રીસ વર્ષમા પ્રિય થાય છે જો કપાળમાં પાંચ રેખાઓ હોય તો સો વર્ષનું આયુષ્ય થાય. ચાર હોય તો એંશી વર્ષનું, ત્રણ હોય તો સાઠ વર્ષનું અને બે હોય તો ચાલીસ વર્ષનું આયુષ્ય થાય છે જો કપાળમાં એક જ રેખા હોય તો વીસ વર્ષનું આયુષ્ય થાય છે અને જો કપાળમાં રેખા જ ન હોય તો પચીસ વર્ષનું આયુષ્ય થાય છે જેના કપાળમાં સીધી છેક કાન સુધી પહોંચી ગઈ હોય તેમ લાગતી પાંચ રેખાઓ હોય તેમજ જેનો અવાજ ગંભીર હોય તેનું પૂરૂં આયુષ્ય જાણવું જેના લલાટમાં બે રેખાઓનું જોડાણ માલુમ પડતું હોય તેનું સાઠ વર્ષનું આયુષ્ય નારદના મત મુજબ જાણવું જેના કપાળમા ત્રણ રેખાઓનું જોડાણ જણાતુ હોય તેનું નારદના મત મુજબ વીસ વર્ષનું આયુષ્ય જાણવુ જેના કપાળમાં એક જ રેખા સુન્દર રીતે રહેલી હોય તેનું આયુષ્ય નારદના મત મુજબ સો વર્ષનું જાણવુ ૧૧૩ થી ૧૨૨

ઇતિ લલાટાધિકાર

---

कुटिलै स्फाटितैरूक्षै स्थूलैस्तु तस्करो भवेत् ॥
दुःखिता पुरुषा ज्ञेया क्षुधया परिपीडिता ॥ १२३ ॥
विरला मधुरा केशा स्निग्धा भ्रमरसन्निभा ॥
मधुवर्णाश्च ये केशास्ते नरा सुखभाजिनः ॥ १२४ ॥

વાંકા, ફાટેલા, લુખ્ખા, અને જાડા વાળવાળો ચોર થાય છે અને તેવા પુરુષો દુઃખી અને ભુખથી પીડિત (ભૂખના સાંસા પડે તેવા) રહે છે આછા, સારા લાગતા (નયન મનોહર) સ્નિગ્ધ અને ભમરાના જેવા શ્યામ, અથવા મધના જેવા પીળાશ મારતા રંગના વાળવાળા માણસો સુખ ભોગવનારા થાય છે ૧૨૩–૧૨૪

नासिकानेत्रदन्तौष्ठ करकर्णांघ्रिणा नरा ॥
समाः समेन विज्ञेया विषमा विषमेन तु ॥ १२५ ॥
गतिस्वरास्थित्वग्मांसनेत्रश्रोत्राङ्गके नृणाम् ॥
यानमाज्ञाधनं भोगो योषित्सुखं क्रमाद्भवेत् ॥ १२६ ॥
आवर्तो दक्षिणे पुंसां स्त्रीणां वामे शुभप्रदः ॥
स्पर्शेन स्फुरणे लक्ष्मतिलको मशको व्रण ॥ १२७ ॥

॥ इति सामुद्रिके पुरुषलक्षणाध्यायः द्वितीयः

ललाटेनार्धचन्द्राभे भवति पृथिवीश्वर: ॥
विपुलेन ललाटेन स्वल्पायुर्जायते नर: ॥ ११३ ॥
अल्पेन च ललाटेन स्वल्पायुर्जायते नर: ॥
उन्नतेन ललाटेन धनाढ्यो भवति नर: ॥ ११४ ॥
विषमेन ललाटेन दु:खिता जर्जरा नरा: ॥
परकर्मरता नित्यं प्राप्यन्ते वधबन्धनम् ॥ ११५ ॥
त्रिशूलं कुलिशं चापि ललाटे यस्य दृश्यते ॥
ईश्वरं तं विजानीयात्प्रमदाजनवल्लभम् ॥ ११६ ॥
पञ्चभि: शतमादिष्टं चतुर्भिरशीतिस्तथा ॥
भवन्ति तिसृभि: षष्टिर्द्वाभ्यां च विंशतिद्वयम् ॥ ११७ ॥
एकैकेन ललाटेन विंशति: परिकीर्तिता ॥
अरेखेन ललाटेन विज्ञेया पञ्चविंशति: ॥ ११८ ॥
रेखा: पञ्च ललाटस्था: समा: कर्णान्तगोचरा: ॥
भवन्ति यस्य गम्भीरं तं विद्यात्सकलायुषम् ॥ ११९ ॥
ललाटे यस्य दृश्यन्ते रेखास्त्र्यमनागमम् ॥
षष्टिवर्षं विनिर्दिष्टं नारदस्य वचो यथा ॥ १२० ॥
ललाटे यस्य दृश्यन्ते रेखात्रयमनागमम् ॥
वर्षं विंशतिनिर्दिष्टं नारदस्य वचो यथा ॥ १२१ ॥
ललाटे यस्य दृश्यन्ते रेखा च समायुता ॥
शतायुषं विजानीयान्नारदस्य वचो यथा ॥ १२२ ॥

લલાટ જેને અર્ધચંદ્રાકાર હોય તે મનુષ્ય રાજા થાય છે. જેનું વિશાળ લલાટ હોય તે અલ્પાયુ થાય છે. ટુંકા કપાળવાળા પણ અલ્પાયુ હોય છે. ઉન્નત લલાટ વાળો ધનાઢ્ય થાય છે. વિષમ લલાટ હોય તેના મનુષ્યો દુઃખી અને જર્જરિત રહે છે. તેમજ પરકર્મમાં રત રહેનાર હોય છે. આવા પુરુષો માર તથા બંધન (કેદી તથા

કહેને ) પામે છે જેના કપાળમાં ત્રિશૂલ અથવા વજ્રનું ચિન્હ માલુમ પડતું હોય તેઓ રાજા ( માલિક શેઠ ) બને છે અને તે ત્રીસ વર્ષમાં પ્રિય થાય છે જો કપાળમાં પાંચ રેખાઓ હોય તો સો વર્ષનું આયુષ્ય થાય. ચાર હોય તો એંશી વર્ષનું, ત્રણ હોય તો સાઠ વર્ષનું અને બે હોય તો ચાલીસ વર્ષનું આયુષ્ય થાય છે જો કપાળમાં એકજ રેખા હોય તો વીસ વર્ષનું આયુષ્ય થાય છે અને જો કપાળમાં રેખા જ ન હોય તો પચીસ વર્ષનું આયુષ્ય થાય છે જેના કપાળમા સીધી છેક કાન સુધી પહોંચી ગઈ હોય તેમ લાગતી પાંચ રેખાઓ હોય તેમજ જેનો અવાજ ગંભીર હોય તેનું પુરૂ આયુષ્ય જાણવું જેના લલાટમાં બે રેખાઓનું એંધાણ માલુમ પડતું હોય તેનું સાઠ વર્ષનું આયુષ્ય નારદના મત મુજબ જાણવું જેના કપાળમાં ત્રણ રેખાઓનું એંધાણ જણાતું હોય તેનું નારદના મત મુજબ વીસ વર્ષનું આયુષ્ય જાણવુ જેના કપાળમાં એક જ રેખા સુંદર રીતે સ્હેલી હોય તેનું આયુષ્ય નારદના મત મુજબ સો વર્ષનું જાણવુ ૧૧૩ થી ૧૨૨

ઇતિ લલાટાધિકાર

---

कुटिलैः स्फाटितैर्रूक्षैः स्थूलैस्तु तस्करो भवेत् ॥
दुःखिता पुरुषा ज्ञेया क्षुधया परिपीडिता ॥ १२३ ॥
विरला मधुरा केशा स्निग्धा भ्रमरसन्निभा ॥
मधुवर्णाश्च ये केशास्ते नरा सुखभाजिन ॥ १२४ ॥

વાંકા, ફાટેલા, લુખ્ખા, અને જાડા વાળવાળા ચોર થાય છે અને તેવા પુરૂષો દુઃખી અને ક્ષુધાથી પીડિત ( ભૂખના સાસા પડે તેવા ) રહે છે આછા, સારા લાગતા ( નયન મનોહર ) સ્નિગ્ધ અને ભમરાના જેવા શ્યામ, અથવા મધના જેવા પીળાશ પડતા રંગના વાળવાળા માણસો સુખ ભોગવનારા થાય છે ૧૨૩-૧૨૪

नासिकानेत्रदन्तौष्ठं करकर्णांघ्रिना नरा ॥
समा समेन विज्ञेया विपमा विपमेन तु ॥ १२५ ॥
गतिस्वरास्थित्वग्मांसनेत्रश्रोत्राङ्गके नृणाम् ॥
यानमाज्ञाघनं भोगो योपित्सुखं क्रमाद्भवेत् ॥ १२६ ॥
आवर्तो दक्षिणे पुंमा स्त्रीणा वामे शुभप्रद ॥
स्पर्शन स्फुरणं लक्ष्मतिलको म ाको व्रण ॥ १२७ ॥

॥ इति सामुद्रिक पुरुषलक्षणाध्यायः द्वितीयः

જે પુરુષના નાક, નેત્ર, દાંત, હોઠ, હાથ, કાન અને પગ સરખા હોય તો સરલ અને વિષમ હોય તો વિષમ સ્વભાવનો જાણવો. જાતિ, સ્વર, કાંતિ, ચામડી, માંસ, નેત્ર, કાન તથા અંગોનાં લક્ષણો સારાં હોય તો માણસને વાહન, નોકર ચાકર, ધન, ધાન્ય, સ્ત્રી, વગેરે બાબતનું સુખ ઉત્તરોત્તર મળતું જાય છે ભમરી સ્પર્શન, સ્ફુરણ, વાળ, તલ, મસા, લસણ વગેરે પુરુષને જમણા ભાગમાં અને સ્ત્રીને ડાબા ભાગમાં હોય તો શુભ ફળ આપનાર છે ૧૨૫ થી ૧૨૭

ઇતિ પુરુષલક્ષણાધ્યાય

---

## અથ સ્ત્રી લક્ષણાધિકાર

कीदृशीं वरयेत्कन्यां कीदृशीं च विवर्जयेत् ॥
कीदृशी कुलबाला च त्वमिदं वक्तुमर्हसि ॥ १ ॥
तथा विज्ञाय यत्नेन शुभाशुभमिति स्थितम् ॥
वदन्ति च प्रशस्तं च स्त्रीणां लक्षणम् वक्ष्यामि ॥ २ ॥
वंशुलक्षणलवण्यकुलजात्यायलङ्कृताम् ॥
कन्यकां वृणुयाद्रूपवतीमव्यंगविग्रहाम् ॥ ३ ॥
अष्टमाद्वर्षतो यावद्वर्षमेकादशं भवेत् ॥
तावत्कुमारिका लोके नाप्यमुद्वाहमर्हति ॥ ४ ॥
पूर्णचन्द्रमुखी कन्या बालसूर्यसमप्रभा ॥
विशालनेत्रारक्तोष्ठी सा कन्या लभते सुखम् ॥ ५ ॥

કેવી કન્યા સાથે લગ્ન કરવું અને કેવી કન્યાનો લગ્ન ન કરવો ત્યાગ કરવા. તેમજ કુલવતી બાળા કોને કહી શકાય, તે કહેવા માટે તું યોગ્ય છે ( શિષ્યનો ગુરુ પ્રત્યે પ્રશ્ન છે ) હું હવે યત્નપૂર્વક શુભાશુભ લક્ષણોને જાણીને જેને વખાણવા લાયક લક્ષણ કહે છે તેવું સ્ત્રીઓનું શુભ લક્ષણ કહું છું વંશ સારું શુભલક્ષણ, લાવણ્ય, કુલ તથા શ્રેષ્ઠ જાતિથી યુક્ત હોય તેવી રૂપાળી અને ખોડ વગરની કન્યા સાથે લગ્ન કરવું આઠમા વર્ષથી લઇ અગિયારમું વર્ષ થાય ત્યાં સુધી જગતમાં કુમારિકા કહેવાય છે અને તે લગ્નને યોગ્ય ઉંમર છે જે કન્યા પૂર્ણચંદ્ર જેવા મુખવાળી, ઉગતા સૂર્યના જેવી લાલ રંગના મનોહર તેજવાળી, વિશાળ નેત્ર તથા લાલ હોઠવાળી હોય તે સુખ મેળવે છે ૧ થી ૫

हस्तपादौ परीक्षेत अंगुल्यश्च नखास्तथा ॥
पाणिरेखा च जङ्घा च कटिर्नाभिस्तथैव च ॥ ६ ॥
उरूचोदर पृष्ठ च स्तनौ कर्णौ भूजौ तथा ॥
वक्षःस्थलल्लाटे च शिर केशास्तथैव च ॥ ७ ॥
रोमराजीस्वरं वर्णं ग्रीवानाशादयस्तथा ॥
एतत्सर्वं परीक्षेत कन्याशास्त्रविशारद ॥ ८ ॥

કન્યાના હાથ, પગ આંગળીઓ, નખ, હાથની રેખાઓ, જંઘા, કટી, નાભિ, ઊરૂ, પેટ, પીઠ, સ્તન, કાન, હાથ, છાતી, લલાટ, માથું વાળ, રોમરાજી સ્વર રંગ, ગરદન, નાક ઈત્યાદિ બધા જ અંગોપાંગોની કન્યા શાસ્ત્રમાં ( કન્યા પરીક્ષાનું શાસ્ત્ર તેમાં ) વિશારદ પુરુષે પરીક્ષા કરવી. ૬–૭–૮

पादौ समाङ्गुलौ स्निग्धौ भूम्यां यदि प्रतिष्ठितौ ॥
यस्या सुकोमलौ रक्तौ सा कन्या गृहमण्डिनी ॥ ९ ॥
अंगुष्ठेनातिरक्तेन भर्तारं नावमन्यते ॥
अल्पवृत्ते पतिं हन्यादवहुवृते पतिवृता ॥ १० ॥
उन्नतैश्च वहुसौख्य मसृणैश्च तथैव च ॥
सुचितैः पद्मवर्णैश्च पुत्रवन्त स्त्रिय स्मृताः ॥ ११ ॥

સરખી આંગળીઓવાળા ( સરખી સંખ્યાવાળી આંગળીઓવાળા ) સ્નિગ્ધ, અને જમીન ઉપર બરાબર પડનારા, સુકોમળ તથા લાલ રંગના જેના પગ હોય તે કન્યા ગૃહમંડન ( ઘરની શોભારૂપ ) છે અંગુઠો જો ઘણો જ લાલાશ ઉપર હોય તો તે પોતાના પતિને સારી રીતે માને છે ( પતિસેવા પરાયણ રહે છે ) અંગુઠો જો સાધારણ ગોળાકાર ઉપર હોય તો પતિનો નાશ કરે છે અને ઘણો ગોળ હોય તો પતિવૃતા થાય છે આંગળીઓના નખ જો ઉન્નત હોય તો બહુ સુખી થાય. ચકચકતા હોય તો પણ સુખી થાય. સારા અને પદ્મના જેવા રંગના નખ હોય તો એઓ પુત્રવતી થાય છે ૯ થી ૧૧

चक्रं पद्मं ध्वज छत्रं स्वास्तिकं वर्धमानक ॥
यस्या पादेषु दृश्यन्ते ज्ञेयास्ता राजयोषित ॥ १२ ॥

यस्या पादतले रेखा तर्जनीं याति उर्ध्वगा ॥
भर्तारं गम्यते शीघ्र प्रिया भर्तुश्च योषितम् ॥ १३ ॥
पादे प्रदेशिनी यस्या अंगुष्ठाग्र व्यतिक्रमेत् ॥
न सा भर्तृगृहे तिष्ठेत्स्वच्छदा कामचारिणी ॥ १४ ॥
पादे मध्यमिका चैवमगूलीयमतिक्रमेत् ॥
दुःशीला दुर्भगा चैव तस्मात्तां परिवर्जयेत् ॥ १५ ॥
यस्यास्त्वनामिका ह्रस्वा तां विदु' कलहप्रियाम् ॥
भूमिं न स्पृशते यस्या खादते सा पतिद्वयम् ॥ १६ ॥
पादे कनिष्ठिका चैवं भूमिं न स्पृशते यदि ॥
भर्तारं प्रथम हत्वा द्वितीये सुप्रतिष्ठत ॥ १७ ॥
समतामूमौ सुलभं यस्याश्चरणयोस्तलम् ॥
अग्रे पुत्रान् प्रसूते सा पत्यु सन्तानवर्धनी ॥ १८ ॥

જે સ્ત્રીઓના પગમાં ચક્ર કમલ, ધ્વજ, છત્ર, સ્વસ્તિક નંદ્યાવર્ત એ ચિન્હો દેખાતાં હોય તે સ્ત્રીઓ રાજપત્નીઓ થાય છે જે સ્ત્રીના પગમાં તર્જની સુધી જનારી ઉર્ધ્વરેખા હોય તેને જલદી પતિ મળે છે અને તે પતિને પ્રિય થઈ પડે છે જેના પગની પ્રદેશિની અંગુઠાથી મોટી હોય તે સ્ત્રી પતિના ઘેર રહેતી નથી, અને સ્વચ્છંદ થઈ ફર્યા કરે છે પગની મધ્યમા જો પ્રદેશિનીની માફક અંગુઠાથી મોટી હોઈ તેનું અતિક્રમણ કરતી હોય તો પણ સ્ત્રી દુશ્ચરિત્ર અને ભાગ્યહીન થાય છે માટે તે વર્જવા યોગ્ય છે જેના પગની અનામિકા ટુંકી હોય તેને કજીઆખોર જાણવી. જે સ્ત્રીની અનામિકાનો (જમીન ઉપર સરખી રીતે પગ મુકતાં) જમીનને સ્પર્શ ન થતો હોય તે સ્ત્રી બે પતિની ભાર્યા તરીકે ભોગ ભોગવે છે જેના પગની કનિષ્ઠિકા જમીનને ન અડકતી હોય તે સ્ત્રી પહેલા પતિને મારી નાખી બીજાની સાથે રહે છે જે સ્ત્રીના પગ જમીન ઉપર સારખી રીતે રહેતા હોય (પગનું શુભ રૂપથી પડતું હોય) તે આગ પુત્રોની માતા થાય છે અને પતિના કુટુંબની સંતાનોથી વૃદ્ધિ કરે છે ૧૩ થી ૧૮

उन्नत पार्ष्णिर्दुःशीला महापार्ष्णिर्दरिद्रिता ॥
दीर्घपार्ष्ण्या परिक्लिष्टा समपार्ष्णि सुशोभना ॥ १९ ॥

विपमैरुन्नतैर्गुल्फैर्नार्य स्यु कलहप्रिया ॥
निर्गूढगुल्फा या नारी सा नित्य सुखमेधते ॥ २० ॥
काकजङ्घा स्थूलजङ्घा या च रोमशग्रन्थिका ॥
अचिरेण पतिघ्नेयं वैधव्यमुभयोस्तयो ॥ २१ ॥

જેના પગની પાર્ષ્ણિ ( પગના તળીઆનો મધ્ય ભાગ ) ઉંચી રહેતી હોય તે દુશ્ચરિત્ર, મોટી હોય તે દરિદ્ર, પહોળી હોય તે કલેશ ભોગવનારી અને સરખી (આપસરખી) હોય તે સારી સ્ત્રી હોય છે જો પગની ઘુંટીઓ ઉંચી હોય તો સ્ત્રીઓ કલહ કરનારી હોય છે જો અંદર ઘુસી ગએલી ઘુંટીઓ હોય તો સ્ત્રી સદાકાળ સુખ ભોગવે છે જે સ્ત્રી કાગડાના જેવી જાંઘવાળી અથવા જાડી જાંઘવાળી હોય તે તેમજ જેની ઘુંટી ઉપર વાળ હોય તે સ્ત્રી ઉપરોક્ત બન્ને લક્ષણોના મરણે લગ્ન પછી જલદી વિધવા થઈ જાય છે ૧૯ થી ૨૧

यस्या स्तनौ समौ शस्तौ उरू रोमविवर्जितम् ॥
ग्रीवा त्रिरेखयोपेता बिंबाकारधराधरा ॥ २२ ॥
कूर्मपृष्ठं भग यस्या कृष्ण स्निग्ध सुशोभनम् ॥
धनधान्यवती सा स्यात्तथा पुत्रवती भवेत् ॥ २३ ॥
निर्मांसं चातिदीर्घं च भग शुष्कं शिरायुतम् ॥
दारिद्र्यदु समाप्नोति दौर्भाग्यं च विनिर्दिशेत् ॥ २४ ॥
उन्नत दक्षिणे पार्श्वे स्त्रिय पुत्रप्रदायिका ॥
वामोन्नता भगा या च सा च कन्यां प्रसूयते ॥ २५ ॥
अश्वत्थदलप्रकाशं गुह्य गूढमणिस्थितम् ॥
यस्या मा सुभगा कन्या बहुपुण्येन लभ्यते ॥ २६ ॥
आवर्तास्तु भवेद्यस्या भगस्योपरि मस्तके ॥
तस्या विवर्धते पुत्रो धनधान्यसमन्वित ॥ २७ ॥
कूर्मपृष्ठा गजस्कन्धा समरोमाल्पनासिका ॥
विस्तीर्णा पद्मपत्राभा पद्मते सुभगा भगा ॥ २८ ॥

खररोमा च शुष्का दीर्घा च नासिका ॥
सक्थ्य विरला चेति षडेते मध्यमा भगा ॥ २९ ॥
गुह्यान्ते तिलको यस्या रक्तकुंकुमसन्निभ ॥
अथवा दक्षिणे भागे प्रशस्ता सा निगद्यते ॥ ३० ॥

જે સ્ત્રીના સ્તન સરખા અને સુંદર હોય, ઉરૂ (સાથળ) વાળ વગરની હોય, ગરદનમાં ત્રણ વલય પડતાં હોય, પાકા ગીલોડા જેવા અધરોષ્ઠ હોય, યોનિ પ્રદેશની પીઠની માફક ઉન્નત અને શ્યામ તથા સ્નિગ્ધ હોય તે સ્ત્રી ધનધાન્યવાળી તથા પુત્રવતી થાય છે માંસ વગરની લુખી પહોળી સુકી અને નસો દેખાય તેવી યોનિ હોય તો સ્ત્રી દરિદ્રથી દુ:ખી થાય છે અને તેથી તે ભાગ્યહીન છે એમ કહેવું જેમનાં જમણાં પડખાં ઉન્નત હોય તે સ્ત્રીઓ પુત્રોનો જન્મ આપનારી હોય છે અને જેમની યોનિનો ડાબો ભાગ ઉન્નત હોય તે સ્ત્રી કન્યાઓનો જન્મ આપે છે પીપળાના પાંદડાના જેવા આકારનું અને ટોચ મણિ અંદર સમાઈ ગયેલો હોય એવા ગુહ્યાંગ વાળી સ્ત્રી ભાગ્યવતી હોય છે અને બહુ પુત્રવાળા પુરુષોને પ્રાપ્ત થાય છે ગુહ્યાંગની ઉપરના ભાગમાં જેને ભમરીઓ હોય તેને ભાગ્યશાળી અને ધનધાન્યાદિ સંપત્તિથી યુક્ત એવા પુત્ર થાય છે જે સ્ત્રીઓને મધ્યભાગની કે હાથીની પીઠ જેવી, શીશી સરખી રૂંવાટીવાળી અને નાની ભગનાસિકાવાળી પહોળી અને કમળના પાંદડા જેવી યોનિ હોય તે સ્ત્રીઓ શ્રેષ્ઠ યોનિવાળી ગણાય છે ખરબચડાવાળી, સુકી, લાંબી ભગનાસિકાવાળી, સાંકડી તથા આંખી આ છ પ્રકારની યોનિ મધ્યમ ગણાય છે જેના ગુહ્યાંગ ઉપર લાલ કંકુના જેવા રંગનો તલ ઉપરના ભાગમાં અથવા જમણી બાજુએ હોય તે સ્ત્રી ઉત્તમ છે ૨૯ થી ૩૦

धान्यगंधा च या नारी निंबगन्धा तथैव च ॥
वर्जनिया प्रयत्नेन यदीच्छेच्छुभमात्मनः ॥ ३१ ॥
क्षीरगंधां त्यजेत्कन्यां तथैव कटुगंधिनी ॥
रक्तगंधां त्यजेत्कन्यां सा कन्या दुःखदायिनी ॥ ३२ ॥
गोमूत्रहरितकीभ्यां गंधो यस्याः प्रवर्तते ॥
दुर्गंधा तु या नारी तां नारी परिवर्जयेत् ॥ ३३ ॥
तुम्बीपुष्पसमागंधा लाक्षागंधानुगंधिका ॥
तस्या नैव भवेत्सर्ता दुःखिता चैव जायते ॥ ३४ ॥

चम्पकादिक पुष्पाणां यदि गधो भवेत्स्त्रिय ॥
सुभगा सा भजेन्नित्यं भर्तारं वशवर्तिनम् ॥ ३५ ॥
या वनसूकरीगंधा मत्स्यगंधा च या भवेत् ॥
उग्रगंधा च या नारी तां नारीं परिवर्जयेत् ॥ ३६ ॥

જે પોતાનુ કલ્યાણ ઈચ્છતા હોઈએ તો ધાન્યના જેવા સુગંધવાળી અથવા લીમડાના જેવા સુગંધવાળી સ્ત્રીનો યત્નપૂર્વક ત્યાગ કરવો દૂધના જેવા ગંધવાળી, તેમજ કડવા ગંધવાળી અને લોહીના જેવા ગંધવાળી કન્યાનો ત્યાગ કરવો, કારણ કે તે દુઃખ આપનારી છે ગોમૂત્ર યા હરડે જેવો જેનો ગંધ હોય અથવા, જેના શરીરમાંથી ખરાબ ગંધ આવતી હોય તે સ્ત્રીનો ત્યાગ કરવો. જેના શરીરમાંથી તુળસીના ફૂલ જેવી યા લાખના જેવી ગંધ આવતી હોય તે સ્ત્રીને પતિ મળતો નથી. અને તે દુઃખી થાય છે ચંપા ઈત્યાદિ પુષ્પોની સુગંધી જે સ્ત્રીમાંથી આવતી હોય તે સ્ત્રી પતિને વશ કરનારી (સુખ કરનારી) અને ભાગ્યશાળી હોય છે જે સ્ત્રી જંગલની ભૂંડણ કે માછલીના જેવી ગંધવાળી ઉગ્રવાસવાળી હોય તે સ્ત્રીનો ત્યાગ કરવો. ૩૧ થી ૩૬

नितंबबिंबमुत्तुंगं विस्तीर्णं शस्यते स्त्रिय ॥
मध्य वलीत्रयोपेत कृशं च शुभरामशम् ॥ ३७ ॥
गंभीरनाभी या नारी दक्षिणावर्तका शुभा ॥
समांमला च स्निग्धा च सा नारी सुखमेधते ॥ ३८ ॥
नाभेरधो भवेद्यस्या लाञ्छनं मशकोपमम् ॥
कुंकुमोद्भव सकाश प्रशस्ता सा निगद्यते ॥ ३९ ॥
मण्डूककुक्षी या नारी न्यग्रोधपरिमंडला ॥
एकं जनयते पुत्रं स च राजा भविष्यति ॥ ४० ॥

સ્ત્રીના નિતંબ ઉંચા અને પહોળા હોય તો વખાણવા લાયક છે પેટ ત્રણ વલ્લી પડતી હોય તેવુ કૃશ અને સુંદર રોમરાજીવાળુ હોય તે વખાણવા લાયક છે જે સ્ત્રી ગંભીર, દક્ષિણાવર્ત માંસલ તથા સ્નિગ્ધ નાભિવાળી હોય તે સુખ ભોગવે છે જે સ્ત્રીના નાભિના નીચેના ભાગમાં કંકુના બિંદુ જેવુ મસાની માફક લાંછન હોય તે સ્ત્રી વખાણવા લાયક છે દેડકાના પેટ જેવા અથવા વડની વટા જેવા દેખાતા પેટ વાળી સ્ત્રી એક જ પુત્રનો જન્મ આપે છે અને તે પુત્ર રાજા થાય છે ૩૭ થી ૪૦

स्तनौ च सदृशौ यस्या पीनोन्नतयुगौ तथा ॥
समांसलौ च स्निग्धौ च सा सौभाग्यवती भवेत् ॥ ४१ ॥
यस्या स्तनौ घनौ स्निग्धौ रोमविवर्जितौ ॥
हस्तिनाशौ च जङ्घे च सा पत्नी लभते सुखम् ॥ ४२ ॥
यस्या पयोधरे वामे ह्यसित तिलकं भवेत् ॥
कर्णे कण्ठे सुपुत्रास्या सा कन्या सुखदायिनी ॥ ४३ ॥
यस्या स्तनावसमगौ लघु च विरलौ पुन ॥
निर्मांसौ च निस्तेजौ सा प्रिया च न शोभना ॥ ४४ ॥

જેના સ્તન સરખા, પુષ્ટ ઉંચા અગ્રવાળા, માંસલ તથા સ્નિગ્ધ હોય તે સ્ત્રી સૌભાગ્યવતી થાય છે જે સ્ત્રીના સ્તન બહુ ઘાટદાર સ્નિગ્ધ અને રૂંવાટા વગરના હોય તેમજ હાથીની સૂંઢ જેવી જાંઘ હોય તે સ્ત્રી સુખ ભોગવે છે. જેના ડાબા સ્તન ઉપર, કાન તેમજ કંઠમાં મસો તલ હોય તે સ્ત્રી સારા પુત્રોની માતા બને છે, અને સુખ આપનારી છે જે સ્ત્રીના સ્તન બરાબર ન હોય, નાના કે આગળ હોય, માંસ રહિત હોય, નિસ્તેજ હોય તે સ્ત્રી સારી નથી. ૪૧ થી ૪૪

ग्रीवायां लंबया चण्डी दारिद्री ह्रस्वया तथा ॥
कुलस्य नाशिनी नारी दीर्घया भवति पुन ॥ ४५ ॥
यस्या ग्रीवा सुवृत्ता स्याद्रेखात्रयसमन्विता ॥
दक्षिणावर्तसकाशा सा सौभाग्येनाधिका भवेत् ॥ ४६ ॥
रक्तजिह्वा तु या नारी सा भवत्सुखभाजिनी ॥
नित्यं वर्धयते पुत्रै सुकुमारानुमोदिनी ॥ ४७ ॥
श्वेतायां जनयेन्मृत्युं मलिनायां धनक्षय ॥
श्यामायां कलहो नित्यं वंशच्छेदो विनिर्दिशेत् ॥ ४८ ॥

જે સ્ત્રીની ગરદન લાંબી હોય તો તે ઉગ્ર પ્રકૃતિની હોય છે બહુ ટુંકી ગરદન હોય તો દરિદ્ર થાય છે વળી લાંબી ગરદનવાળી સ્ત્રી કુળનો નાશ કરનારી થાય છે જેની ગરદન ગોળ અને ત્રણ રેખાઓથી અંકિત હોય અને દક્ષિણાવર્ત શંખ જેવી લાગતી હોય તે સ્ત્રી વધુ સૌભાગ્યશાલિની થાય છે જે સ્ત્રી લાલ જીભ

વાળી હોય તે સુખ ભોગવનારી, પુત્રોની વૃદ્ધિવાળી, સુકુમાર અને મોટા હોય છે જો ઉભા પીળો હોય તો મૃત્યુ થાય, મેલી હોય તો ધનક્ષય થાય કાળી હોય તો નિત્ય કલહ થાય, અને વંશનો ઉચ્છેદ થાય. ૪૫ થી ૪૮

श्वेतेन तालुना दासी दु:खिता कृष्णतालुना ॥
हरितेन च रूक्षेण रक्तालु सुशोभना ॥ ४९ ॥
विषमा दशना यस्या विरला स्थौल्य भाजिन ॥
सा तु क्लेशमवाप्नोति लघुश्वेता समा शुभा ॥ ५० ॥
रोमशो चातिलंबौ च यस्या ओष्ठपुटौ पुन ॥
विषमौ चातिस्थूलौ च पतिघ्नी वनिता भवेत् ॥ ५१ ॥
यस्या औष्ठद्वयं रक्तं श्यामरक्तं सम पुन
सरसं सदलं शुष्कं सा भर्तु सुखदायिनी ॥ ५२ ॥

શ્વેત તાળવાથી દાસી થાય, કાળા તાળવાથી દુ:ખી થાય. લીલા તાળવાવાળી કઠોર થાય છે અને લાલ તાળવાવાળી સારી સ્ત્રી હોય છે જેના દાંત વિષમ, આછા, અને જાડા હોય તે સ્ત્રી ક્લેશ ભોગવે છે નાના, ધોળા, અને સરખા દાંત હોય તો તે શુભ છે જેના હોઠ રૂંવાટાવાળા, ઘણા લાંબા, વિષમ અને જાડા હોય તે સ્ત્રી પતિનો નાશ કરનારી થાય છે જેના બન્ને હોઠ રાતા અથવા ઘેરા લાલ સરખા, સરસ દેખાતા, બે ભાગ પડી જતા દેખાય તેવા અને સુકા હોય તે સ્ત્રી પતિને સુખ આપનારી છે ૪૯ થી ૫૨

दीर्घेण नासिकाग्रेण नारी भवति कोपिनी ॥
ह्रस्वेन च भवेद्दासी परकर्मकरी स्मृता ॥ ५३ ॥
चिपटा नासिका यस्या वैधव्य मा च गच्छति ॥
नातिदीर्घा न विस्तीर्णा सरला सुखकारिणी ॥ ५४ ॥

લાંબા નાસિકાગ્રથી સ્ત્રી ક્રોધી થાય છે ટુંકા નાકવાળી દાસી અને પારકાનું કામ કરનારી થાય છે જે સ્ત્રીની નાસિકા ચપટી હોય તે સ્ત્રી વૈધવ્ય પ્રાપ્ત કરે છે જે નાસિકા બહુ લાંબી નહિ તેમજ બહુ ટુંકી નહિ, પરંતુ માપસરની હોય અને સીધી હોય તો સુખ આપનારી છે ૫૩-૫૪

पिंगनेत्रा भवेन्नारी अप्रिया सा च भामिनी ॥
दुःशीला सा च विज्ञेया वैधव्यं भजनेऽचिरम् ॥ ५५ ॥

नयने पेक्करे यस्या दृश्यते चाति चञ्चले ॥
कुल्टा सापि विख्याता नारी लक्षणवेदिभिः ॥ ५६ ॥
यस्यास्तु हसमानाया गण्डे भवति कूपिका ॥
न सा भर्तृगृहे तिष्ठत्स्वच्छन्दा कामचारिणी ॥ ५७ ॥
द्वितीयाचन्द्रसंकाशा भ्रूयुगा समनासिका ॥
पल्लवांगुलीप्रीतिकरी पत्युः सपत्करी तथा ॥ ५८ ॥

જે સ્ત્રીની આંખો પીળાશવાળી હોય તે સ્ત્રી અપ્રિય થઈ પડે છે તેમજ દુશ્ચરિત્ર હોઈ જલદી વિધવા થાય છે જે સ્ત્રીની આંખો ચપળ તથા બહુ ચમકતી દેખાતી હોય તેને સ્ત્રી સામુદ્રિકના જાણનારાઓએ કુલટા કહી છે જે સ્ત્રીને હસતાં ગાલમાં ખાડા પડતા હોય તે સ્ત્રી સ્વચ્છંદી, મનસ્વી હોય છે અને પતિના ઘેર ટકીને રહેતી નથી. જેની ભ્રમરો બીજના ચંદ્રના જેવી વાંકી હોય અને નાકના ઉપલા ભાગે સરખા અંતરે આવેલી હોય તેમજ જેની આંગળીઓ એક બીજા સાથે ભળેલી હોય તે સ્ત્રી પતિની સંપત્તિને વધારનાર તથા પ્રીતિની વૃદ્ધિ કરનાર હોય છે ૫૫ થી ૫૮

पूर्णिमा चन्द्रसंकाशं सुपुष्टं परिमण्डलम् ॥
यस्या मुखं सुदीर्सं च सा च लक्ष्मीरिवा परा ॥ ५९ ॥
यथा मुखं तथा गुह्यं यथा वक्षस्तथा भगः ॥
यथा हस्तो तथा पादौ बाहू जङ्घे तथैव च ॥ ६० ॥

જે સ્ત્રીનું મુખ ચંદ્ર જેવું સારી રીતે ખીલેલું ગોળ અને તેજસ્વી હોય તે સ્ત્રી બીજી લક્ષ્મી જેવી છે. જેવું મુખ હોય તેવું ગુહ્યાંગ હોય છે જેવું વક્ષસ્થલ હોય તેવી યોનિ હોય છે જેવા હાથ હોય તેવા પગ હોય છે જેવા બાહુ હોય છે. તેવી જંઘાઓ હોય છે અર્થાત્ આ અવયવોનાં બંધારણમાં સામ્ય હોય છે. ૫૯-૬૦

ललाटे त्र्यंगुलं यस्याः शरीरं रोमवर्जितम् ॥
निर्मलं मृदुलं देहमायु सौख्यधनप्रदम् ॥ ६१ ॥
यस्यास्त्रीणि प्रलम्बानि ललाटमुदरं भगः ॥
त्रीणि सा हन्यते नारी देवरं श्वशुरं पतिम् ॥ ६२ ॥
ललाटे श्वशुरं हन्ति उदरे देवरं तथा ॥
भर्तारं च भगे हन्यात्सा कन्या परिवर्जयेत् ॥ ६३ ॥

स्थूलकेशा पतिघ्नी स्याद्दीर्घकेशा धनप्रदा ॥
परूपैः कपिलैः क्रूरा स्कंधकेशा च शोभना ॥ ६४ ॥

જે સ્ત્રીનું કપાળ ત્રણ આંગળનું હોય અને શરીર ઉપર વાળ બીલકુલ નહિ હોવાથી જે નિર્મલ અને કોમળ હોય તે સ્ત્રી સુખ તથા ધન આપનારી છે જે સ્ત્રીનું કપાળ, પેટ અને યોનિ એ ત્રણ મોટાં હોય તે સ્ત્રી અનુક્રમે દીયેર, સસરો તથા પતિનો નાશ કરનારી જાણવી. અર્થાત્ મોટા કપાળવાળી સસરાનો નાશ કરનાર, મોટા પેટવાળી દીયેરનો નાશ કરનાર તથા મોટી યોનિવાળી પતિનો નાશ કરનારી જાણવી. જાડા વાળવાળી સ્ત્રી પતિને દુઃખ આપનારી, લાંબા વાળવાળી ધનની વૃદ્ધિ કરનારી, ભૂખરા વાળવાળી ક્રૂર સ્વભાવવાળી તથા ખભા પર વાળવાળી સ્ત્રી શોભાની વૃદ્ધિ કરનારી જાણવી. ૬૧ થી ૬૪

हंसस्वरा क्रौंचस्वरा नारी मधुपकोकिला ॥
चक्रवाकस्वरा या सा हेम धान्याविवर्धिनी ॥ ६५ ॥
तीक्ष्णस्वरातिगंभीरस्वरातिमधुरस्वरा ॥
अष्टौ सा जनयेत्पुत्रान्धनधान्यसमन्विता ॥ ६६ ॥
आयतौ श्रवणौ यस्या समौ च सुकुमारकौ ॥
भ्रुवौ चन्द्रायुधाकारौ सा कन्या सुखभोगिनी ॥ ६७ ॥
कटिपावर्ते वरा नारी नाभ्यावर्ते मृतात्मजा ॥
पृष्ठावर्ते पतिघ्नी स्यात्तस्मादेतां विवर्जयेत् ॥ ६८ ॥

હંસ, ક્રૌંચ (સારસ) ભ્રમર, કોયલ તથા ચક્રવાકના જેવા સ્વરવાળી સ્ત્રી સુવર્ણ તથા ધાન્યની વૃદ્ધિ કરનારી છે તીક્ષ્ણ સ્વરવાળી, અતિગંભીર સ્વરવાળી અથવા અતિમધુર સ્વરવાળી સ્ત્રી આઠ પુત્રોની માતા થાય છે અને ધનધાન્યથી સુખી રહે છે લાંબા, સરખા, સુકોમળ કાન, હોય અને ચંદ્રના જેવી ભ્રમરો હોય તે કન્યા સુખ ભોગવનારી હોય છે જેની કમરમાં ભમરી હોય તે સ્ત્રી શ્રેષ્ઠ છે નાભિમાં ભમરી હોય તે મૃત પ્રજ હોય છે અને જેની પીઠ ઉપર ભમરો હોય તે પતિનો નાશ કરનારી છે. માટે તેનો ત્યાગ કરવો. ૬૫ થી ૬૮

वृत्ता पाष्ठिस्तथावर्तो यस्या भवति निश्चितम् ॥
बहुन्नमते पुरुषान् दुःस्थितान् कुरुते पुनः ॥ ६९ ॥

यस्या रोमाणि जङ्घायां मुखं च विकृतं भवेत् ॥
रोमभिस्त्रिरावर्तैः शीघ्रं भक्षयते पतिम् ॥ ७० ॥
उद्धतपिण्डिका या तु वाराहलसरोमका ॥
अपि राजकुले जाता दासीत्वमुपगच्छति ॥ ७१ ॥

જેની પીંડી મોટી તથા ભમરાવાળી હોય તે સ્ત્રી ઘણા પુરુષો સાથે સંબંધ રાખે છે અને તે દરેકને નિરાશ કરે છે જેની જાંઘ ઉપર વાળ હોય મોં વિકૃત હોય અને કપાળ ઉપર ત્રણ રૂંવાટાંથી બનેલી ભમરીઓ હોય તે સ્ત્રી જલદી પતિને ખાઈ જાય છે અર્થાત્ ટુંક મુદતમાં વિધવા બની જાય છે જેની પીંડીઓ ઉપસેલી હોય તે સ્ત્રી રાજકુળમાં જન્મી હોય તો પણ દાસી થાય છે ૬૯ થી ૭૧

यस्यास्तु हृदये नार्या रक्तं तु तिलकं भवेत् ॥
लाञ्छनं भवति रक्ताभं सा नारी शोभना भवेत् ॥ ७२ ॥
लभते वित्तसंपन्नं पतिं च वशवर्तिनम् ॥
पुत्रत्रयं प्रसूते सा तथा कन्या चतुष्टयम् ॥७३ ॥
स्तने वामे च कृष्णाभं लाञ्छनं मशकोपमम् ॥
क्षिप्रं वैधव्यमाप्नोति जायते सातिदुःखिता ॥ ७४ ॥
यस्या गमागमे वै भूमिकंप प्रजायते ॥
सर्वातिवैरजननी समुद्रवचनं यथा ॥ ७५ ॥

જે સ્ત્રીના વક્ષસ્થળમાં રાતા રંગનો તલ હોય અથવા લાલ લાખુ હોય તો તે સ્ત્રી ઘણી સારી હોય છે. અને તે ધનવાન અને વશમાં રહેનાર પતિને પ્રાપ્ત કરે છે. ત્રણ પુત્રો તેમજ ચાર પુત્રીઓની માતા બને છે જેના ડાબા સ્તન ઉપર મચ્છર જેવું લાંછન હોય તે સ્ત્રી જલદી વિધવા થાય છે અને ઘણું દુઃખ ભોગવે છે જેના હાલતાં ચાલતાં પૃથ્વી કંપે છે તે બધા સાથે વેર કરનારી છે એમ સમુદ્રનું કથન છે ૭૨ થી ૭૫

मृगाङ्गी मृगजङ्घाच मृगाक्षी च मृगोदरी ॥
हंसगत्या समा नारी राजपत्नी भविष्यति ॥ ७६ ॥
कृष्णा श्यामा च या नारी गौरी चम्पक सुप्रभा ॥
स्निग्धांगी स्निग्धवदना सा नारी लभते सुखम् ॥७७॥

ललाटे यस्य दृश्यन्ते कृष्णं तिलकमुत्तमम् ॥
पंच सा जनयते पुत्रान् धनधान्यसमाकुलान् ॥ ७८ ॥
यस्याश्च हसमानाया ललाटे स्वस्तिको भवेत् ॥
वाहनानां सहस्रस्य चाधिपत्य विनिर्दिशेत् ॥ ७९ ॥

કોમળ અંગ, મૃગ જેવી જાંઘ, મૃગ જેવી આંખ અને મૃગ જેવું પેટ તથા હંસના જેવી ગતિવાળી સ્ત્રી રાજપત્ની થાય છે કાળી, શ્યામ અથવા ચંપાના જેવા ગોર રંગવાળી, સ્નિગ્ધ અવયવો અને સ્નિગ્ધ મુખવાળી સ્ત્રી સુખ ભોગવે છે જેના લલાટમાં કાળો તલ દેખાય છે તે પાંચ પુત્રોનો જન્મ આપે છે અને તે પાંચે પુત્રો ધનધાન્યથી ભરપુર રહે છે જેને હસતા કપાળમાં સ્વસ્તિકના જેવું ચિન્હ થતું હોય તે સ્ત્રી હજાર વાહનોની માલિક થાય છે ૭૬ થી ૭૯

पीनोरु पीनगण्डा समसितदशना पद्मपत्रायताक्षी ।
बिम्बोष्ठी तुङ्गनाशा गजगतिगमना दक्षिणावर्तनाभी ॥
स्निग्धाङ्गी चारुवेषा मृदुपृथुजघना सुस्वरा चारुकेशा ।
भर्ता तस्या क्षितीशो भवति च सुभगा पुत्रयुक्ता च नारी ॥८०॥
उरूस्तनौ करिकरप्रतिमावरो पावश्वत्थपत्रसदृशं विपुलं च गुह्यम् ॥
श्रोणिललाटमुरुकूर्मसमुन्नतं च गूढोमणिश्च विपुलां श्रियमातनोति ॥८१॥
पिङ्गाक्षी कूपगण्डा खरपरुषरवा स्थूलजङ्घोर्ध्वकेशी ॥
रूक्षाक्षीवक्रनासा प्रविरलदशना कृष्णवालोष्ठजिह्वा ॥
शुष्काङ्गी सगतभ्रू कुचयुगविषमा वामना चातिदीर्घा
कन्यैषा वर्जनीया सुखघनरहिता दुष्टशीला च नित्यम् ॥ ८२ ॥

જાડા સાથળ, ગાલ (ભરાવદાર) ઉમદા, સરખા અને પીળા દાંત કમળની પાંખડી જેવી અને લાંબી આંખો, બીંબફળ જેવા લાલ હોઠ, ઉન્નત નાસિકા, ગજ ગતિ, દક્ષિણાવર્ત નાભિ, સ્નિગ્ધ અવયવો સુંદર વેશભૂષા, કોમળ અને પુષ્ટ સાથળ, મધુર સ્વર, સુંદર વાળ આવાં લક્ષણોવાળી સ્ત્રીનો પતિ રાજા થાય છે અને તે સ્ત્રી ભાગ્યવાળી તેમજ પુત્રવતી થાય છે સાથળ અને સ્તન હાથીની સૂંઢ અને અશ્વત્થ જેવા, તેમજ વાળ રહિત હોય, પીંપળાના પાંદડા જેવું પહોળું ગુહ્યાંગ હોય, પેડુ, કપાળ, સાથળ કમઠાની પીઠની માફક ઉંચા હોય તેમજ ગુહ્યસ્થાન મણિ ગૂઢ

(અંદર સમાઈ જતો) હોય તે સ્ત્રી ઘણી લક્ષ્મી મેળવે છે. પીળી આંખ, પાતળા પડતા કપોલ, ગપૈયાના જેવો જાડો અવાજ ભારી ઘાવ ઊભા વાળ, લુખી આંખો, વાંકુ નાક, આછા આછા દાંત, ઊંચા તેમજ રૂંવાટીવાળા હોઠ અને મોટી છાતી, સુક્ક અંગ, ઘણી ઉંચી નાભિ, વિષમ સ્તન (એક બીજા સાથે સરખા નહિ તેવા) (ઊંચાઈ) વાળી આંખ કુરૂપતાવાળી કન્યા સુખ અને ધન રહિત તેમજ દુઃખિત હોય છે માટે તેનો ત્યાગ કરવો. ૮૦ થી ૮૨

यस्या पाणितले रेखा प्राकारस्तोरणं तथा ॥
अपि दासकुले जाता नरेन्द्रं लभते पतिम् ॥ ८३ ॥

यस्या करतले रेखा मयूरछत्रमिष्यते ॥
राजपत्नीत्वमाप्नोति ऐश्वर्यमपि वर्धयेत् ॥ ८४ ॥

मण्डलं चक्रपद्मे च पूर्णकुम्भं च तोरणम् ॥
यस्याः करतले छत्रं राजपत्नीत्वमाप्नुयात् ॥ ८५ ॥

वृत्ता च मेखला यस्या नाभिदेशोऽपि वर्तुलः ॥
सा स्त्री भवति कल्याणी पतिं नृपतिमाप्नुयात् ॥ ८६ ॥

अन्तर्भ्रुवो ललाटे च मशकेन समन्विता ॥
राज्ञी चापि कपोले च रामा मिष्टान्नभोगिनी भवेत् ॥ ८७ ॥

જેના હાથમાં દુર્ગ અથવા તોરણના આકારની રેખાઓ હોય તે દાસકુળમાં જન્મી હોય છતાં રાજપત્ની થાય છે. જેના હાથમાં મોર અથવા છત્રનો આકાર બનાવતી રેખાઓ હોય તે સ્ત્રી રાજપત્ની બને છે અને ઐશ્વર્યની વૃદ્ધિ કરે છે. વર્તુલ, ચક્ર, પદ્મ, પૂર્ણકુંભ, તોરણ અને છત્રના ચિન્હવાળી સ્ત્રી રાજપત્ની થાય છે. જેની કમરની મેખલા ગોળ હોય, અને નાભિ પણ ગોળાકાર હોય તે સ્ત્રી કલ્યાણ કરનારી તેમજ રાજપત્ની થાય છે. ભ્રમરોના મધ્યમાં કે લલાટમાં યા કપોલ (ગાલ સ્થલ)માં જેને મસા હોય તે સ્ત્રી રાણી થાય છે અને મિષ્ટ ભોજન કરનારી તથા બુદ્ધિમતી હોય છે. ૮૩ થી ૮૭

रोमैः कनकवर्णैश्च नाभौ च त्रिवलिर्युता ॥
नरेन्द्रस्य च सा भार्या भवतीह न संशयः ॥ ८८ ॥

हृद्रोमनखकेशेषु दन्तेषु नयनेषु च ॥
स्नेहोऽत्र विद्यते यासां तासां तच्छुभकारणम् ॥८९॥
अल्पस्वेदा चाल्परोमा निद्राभोजनदुर्बला ॥
गात्रेभ्यो न च रोमाणि नारीणां लक्षण शुभम् ॥९०॥
रक्तजिह्वा मृगाक्षी च या नारी दीर्घलोचना ॥
कृशोदरी गजगती स्त्रीणां लक्षणमुत्तमम् ॥९१॥

જેનાં રૂંવાટાં સોનેરી હોય, નાભિ ઉપર ત્રિવલ્લી પડતી હોય તે રાજપત્ની થાય છે, એમાં સંદેહ નથી. સ્ત્રીઓને હૃદય, રોમ, નખ, વાળ, દાંત તથા નયનમાં સ્નેહ હોય તો તે તેમના માટે શુભ લક્ષણ છે. થોડો પરસેવો, થોડા રોમ, થોડી નિદ્રા, થોડું ભોજન અને ગાત્રો ઉપર વાળ ન હોય આ લક્ષણો સ્ત્રીઓ માટે શુભ ફળ આપનારાં છે. લાલ જીભ, મૃગ જેવી આંખ, દીર્ઘ લોચન, કૃશ ઉદર અને હાથીના જેવી ગતિ એ શુભ લક્ષણો છે ૮૮ થી ૯૧

परानुकूलां परपाकप्राक्तिनीं विवादशीलां स्वयमर्थ चोरिणीम् ॥
आक्रंदिनीसप्तगृहप्रवेशिनी त्यजेच्च भार्यां दशपुत्रपुत्रिणीम् ॥९२॥
अतिदीर्घा च ह्रस्वा च अतिस्थूला कृशा तथा ॥
अतिकृष्णा च रौद्रा च तादृशी वैरकारिणी ॥९३॥
विकृतांगुलिर्या नारी छिद्रपादा च या भवेत् ॥
सा स्त्री वैरकारीनि समुद्रस्य वचो यथा ॥९४॥
कृष्णजिह्वा विलम्बोष्ठी पिङ्गाक्षी घर्घरस्वरा ॥
दशमासे पतिं हन्ति सा कन्या परिवर्जयेत् ॥९५॥
यस्याश्च रोमशौ जङ्घे रोमशौ च पयोधरौ ॥
ओष्ठोपरिचरोमाणि शीघ्रंवैधव्यमाप्नुयात् ॥९६॥
मातुलिङ्गसमौ हस्तौ लम्बमान स्तनद्वयम् ॥
यदा सदा न संदेहो द्वितीयं कुरुते पतिम् ॥९७॥

महांगुली महानागा महामुखी महास्तनी ॥
महानखी तु या नारी सदैव दुःखिनी भवत् ॥ ९८ ॥
आवर्तास्त्रयो दृश्यन्ते ललाटे उदरे भगे ॥
भक्षयेत्तल्लक्षणान्नूनं देवरं श्वसुरं पतिम् ॥ ९९ ॥
लम्बोदरी स्थूलशिरा रक्ताक्षी पिङ्गलोचना ॥
पतिनोपार्जितं द्रव्यमन्येन सह भक्षयत् ॥ १०० ॥

જે સ્ત્રી પારકાને અનુકૂળ રહેવી, પારકાની ચાકરી કરનારી, વિવાદ કરનારી, પોતે જ પૈસા ખોરનારી, આક્રંદ (આત્મક્લેશ રૂદન ઇત્યાદિ) કરનારી, ઘાત ગર્ભ પ્રવેશ કરનારી (બહુ ઘર ભાખનારી, વારંવાર પતિ બદલનારી) તથા જેને પુત્રપુત્રી મળી કંઈ સંતાન થયાં હોય તે સ્ત્રીનો ત્યાગ કરવો. વળી ઉંચી યા વળી નીચી, વળી જાડી યા વળી પાતળી તેમજ વળી કાળી એમ સ્વભાવવાળી સ્ત્રી વેર કરનારી હોય છે. જે સ્ત્રીની આંગળીઓ ખરાબ હોય તેમજ પગનું જમીન ઉપર બરાબર ન પડતું હોય તે સ્ત્રી વેર કરનારી હોય છે એમ સમુદ્રનું વચન છે. કાળી છબ, લાંબા હોઠ, પીળી આંખ તથા વગર અવાજવાળી સ્ત્રી છ મહીનામાં પતિનો નાશ કરે છે. માટે તેવી સ્ત્રીનો ત્યાગ કરવો. જેની જાંઘ રૂવાંટાંવાળી હોય, તેમજ સ્તન પણ રૂવાંટાવાળો હોય અને હોઠ પણ રૂવાંટાવાળા હોય તે જલદી વૈધવ્યને પ્રાપ્ત થાય છે. જ્યારે સ્ત્રીના હાથ ઓબેલના જેટલા લાંબા (અર્થાત્ ટુંકા) હોય, સ્તન યુગલ વાંકું હોય, ત્યારે સમજવું કે તે નિઃસંશય તેવી સ્ત્રી પુનર્લગ્ન કરશે. મોટી આંગળીઓવાળી, મોટી નાસિકાવાળી, મોટા મુખવાળી મોટા નખવાળી જે સ્ત્રી હોય તે સદૈવ દુઃખી થાય છે. જે સ્ત્રીના લલાટ, ઉદર તથા યોનિ ઉપર ત્રણ વળ આવ-ળીઓ હોય તો તે પોતાના દીયર, શ્વસુર તથા પતિને ખાય જાય છે. અર્થાત્ એ ત્રણેનો નાશ થઈ જાય છે. લાંબા પેટવાળી, જાડી નસોવાળી અને લાલ કે પીળાશ આંખોવાળી સ્ત્રી પોતાના પતિનું પેદા કરેલું ધન જાર પુરુષ સાથે ભોગવે છે. ૯૨ થી ૧

अतिदीर्घा भृशं ह्रस्वा अतिस्थूला भृशं कृशा ॥
अतिकृष्णा भृशं गौरी षडेता दुर्भगा मता ॥ १०१ ॥
यस्या न स्पृशते भूमिं कनिष्ठा च चतुर्थिका ॥
कुमारी रमते जारं यौवनेऽपि न संशय ॥ १०२ ।

नदीनामा च या नारी या नारी फलनामिका ॥
देवीनामा च या नारी स्वय भक्षयते पतिम् ॥ १०३ ॥
तीर्थनामा च या कन्या सा कन्या भृत्यवर्जिता ॥
वृक्षनामा च या कन्या तन्मुखं नावलोकयेत् ॥ १०४ ॥
अदत्ता वर्णज्येष्ठाय लक्षणै परिवर्जिता ॥
न परिणयेत्सा नारी समुद्रवचनं यथा ॥ १०५ ॥
मातर पितरं वापि भ्रातर देवरं पतिम् ॥
हन्यात्कुलक्षणैरेभिस्तस्माल्लक्षणमीक्षते ॥ १०६ ॥

ઘણી ઉંચી યા ઘણી નીચી, ઘણી જાડી યા ઘણી પાતળી, ઘણી કાળી યા ઘણી ગોરી આ છએ પ્રકારની સ્ત્રીઓ ખરાબ મનાય છે જે સ્ત્રીને ચાલતા પગની ચાંચી (અંગુઠા સહિત અગુઠાં) આગળી અને ટચલી આંગળી જમીનને ન અડકતી હોય તો તે કુમારાવસ્થામાં તેમજ યૌવનાવસ્થામાં નિ.સંશય વ્યભિચાર કરે છે નદીના ફલના કે દેવીના નામવાળી સ્ત્રી પતિનુ ભક્ષણ કરી જાય છે અર્થાત્ વિધવા બને છે તીર્થના નામવાળી નોકરચાકર પરિવારથી રહિત હોય છે વૃક્ષના નામવાળી કન્યાનુ મુખ પણ ન જોવું અર્થાત્ તે ઘણી દુર્ભાગિણી હોય છે ઉત્તમ કુળમા ન અપાતી હોય અને શુભ લક્ષણોથી રહિત હોય તેવી કન્યા સાથે લગ્ન ન કરવું એમ સમુદ્રનુ કથન છે કુલક્ષણો (ઉપર ગણાવ્યા છે તેવા)થી કન્યા પોતાનાં માતા પિતા, ભાઇ દીયર તથા પતિનો નાશ કરે છે માટે લક્ષણો જોવાં જોઇએ. ૧૦૧થી૧ ૬

दक्षा तुष्टा प्रियालापा पतिचित्तानुगामिनी ॥
कालौचित्यादयकरी या सा लक्ष्मीरिवापरा ॥ १०७ ॥
बाला खेलनके काले दत्ते दिव्यफलाशने ॥
मोदते यौवनस्था तु वस्त्रालङ्करणादिभि ॥ १०८ ॥
दृष्येन् मध्यवया मोदरतिक्रीडासु कौशलैः ॥
वृद्धा तु मधुरालापैर्गौरवेण च रज्यते ॥ १०९ ॥
षोडशाब्दा भवेद्बाला त्रिंशताद्भूतयौवना ॥
पञ्चपञ्चाशता प्रौढा वृद्धा स्त्री तदनन्तरा ॥ ११० ॥

જે સ્ત્રી ચતુર, પ્રસન્ન, પ્રિય લાગે તેવી વાતચિત કરનારી, પતિની ઇચ્છા મુજબ કરનારી, તેમજ સમય જોઈ ઉચિત કામ કરનારી હોય તે સ્ત્રી બીજી લક્ષ્મી જેવી છે બાલા સમય ઉપર આપેલાં રમકડાં, તેમજ ઉત્તમ મેવા મીઠાઈઓથી પ્રસન્ન થાય છે જ્યારે યુવા સ્ત્રી વસ્ત્ર અને અલંકારથી પ્રસન્ન થાય છે મધ્યમા ( પ્રૌઢ નાયિકા) લજ્જા તથા કોમલ કરેલી સુરત ક્રીડાથી પ્રસન્ન થાય છે તેમજ વૃદ્ધ સ્ત્રી આદર સન્માન અને મધુર વાર્તાલાપથી પ્રસન્ન થાય છે સોળ વર્ષની ઉંમર સુધી સ્ત્રી બાલા કહેવાય છે સોળથી ત્રીસ સુધીની યુવા, ત્રીસથી પચાવન વર્ષ સુધીની પ્રૌઢા (મધ્યા) અને ત્યાર પછીની વૃદ્ધ કહેવાય છે ૧ ૭ થી ૧૧૦

पद्मिनी चित्रिणी चैव शंखिनी हस्तिनी तथा ॥
तत्तदिष्ट विधानेनानुकूल्या स्त्री विचक्षणैः ॥ १११ ॥
पद्मिनी मृदुकेशा च स्वल्पकेशा च हस्तिनी ॥
शंखिनी दीर्घकेशा च वक्रकेशा च चित्रिणी ॥ ११२॥
चक्रस्तनौ च पद्मिन्या चक्रस्तनी च हस्तिनी ॥
दीर्घस्तनौ च शंखिन्याश्चित्रिणी च समस्तनी ॥ ११३ ॥
पद्मिनी दन्तशोभा च दन्तोन्नता च हस्तिनी ॥
शंखिनी दीर्घदन्ता च समदन्ता च चित्रिणी ॥ ११४ ॥
पद्मिनी पद्मगंधा च मधुगंधा च हस्तिनी ॥
शंखिनी क्षारगंधा च मत्स्यगंधा च चित्रिणी ॥ ११५॥
हंसस्वरश्च पद्मिन्या गर्दशब्दा च हस्तिनी ॥
रूक्ष शब्दश्च शंखिन्या काकशब्दा च चित्रिणी ॥११६॥
पङ्कजासनलग्नेन पद्मिनी वेणु दारितपदेन शंखिनी ॥
स्कंधपादयुगलेन हस्तिनी नागरेण रमयंति चित्रिणी ॥ ११७॥
पद्मिन्या मुखसौरम्य उर सौरम्यहस्तिनी ॥
चित्रिणी कटिसौभाग्या पदसौभाग्यशंखिनी ॥ ११८ ॥
पद्मिनी सरलकेशा उर्ध्वकेशा च हस्तिनी ॥
चित्रिणी लम्बकेशा च स्थूलकेशा च शंखिनी ॥ ११९ ॥

पद्मिनी प्रेम वाञ्छन्ति द्रव्यं वाञ्छन्ति हस्तिनी ॥
चित्रिणी मानमिच्छन्ती कलहमिच्छेच्च शंखिनी ॥ १२० ॥
ज्ञातव्य विबुधै स्त्रीणां लक्षण वाप्यलक्षणम् ॥
कुलवृद्धिर्यशोवृद्धिर्लक्ष्मीवृद्धिर्भवेद्यत ॥ १२१ ॥

॥ इति समाप्तं सामुद्रिकशास्त्रम् ॥

સ્ત્રીઓના પદ્મિની, ચિત્રિણી, હસ્તિની અને શંખિની એમ ચાર ભેદ હોય છે સ્ત્રીઓને તેમના ભેદ મુજબના વિધાનો વડે ચતુર પુરુષોએ પોતાને અનુકૂળ કરી લેવી. જેને ઘણા વાળ હોય તે પદ્મિની, ઓછા વાળવાળી હસ્તિની, લાંબા વાળવાળી શંખિની અને વાંકડીઆ વાળવાળી ચિત્રિણી કહેવાય. પદ્મિનીના સ્તન ગોળ હોય છે હસ્તિનીના સ્તન વાંકા હોય છે શંખિનીના સ્તન મોટા હોય છે અને ચિત્રિણીના સ્તન સરખા (માપસરના) હોય છે પદ્મિનીના દાંતની શોભા મનોહર હોય છે હસ્તિનીના દાંત ઉંચા ઘણેજ માલુમ પડે તેવા હોય છે શંખિનીના દાંત મોટા હોય છે અને ચિત્રિણીના દાંત સરખી રીતના હોય છે પદ્મિનીના શરીરમાંથી કમળના ફૂલ જેવી સુગંધી આવે છે હસ્તિનીના શરીરમાંથી મદ જેવી સુગંધ આવે છે શંખિનીના શરીરમાંથી ખારના જેવી સુગંધી આવે છે અને ચિત્રિણીના શરીરમાંથી માછલા જેવી સુગંધી આવે છે પદ્મિની હંસના જેવા સ્વરવાળી હોય છે હસ્તિનીનો સ્વર ગંભીર હોય છે શંખિનીનો સ્વર કર્કશ લાગે છે જ્યારે ચિત્રિણી મયૂરના જેવા સ્વરવાળી હોય છે પદ્મિની પદ્માસનની ખુબીથી સુરત કરે છે કાકડા વામની માફક પગ રાખી શંખિની ક્રીડા કરે છે સ્કંધ પાદાસનથી (નાયકના પગ પોતાના સ્કંધ ઉપર અને પોતાના પગ નાયકના સ્કંધ ઉપર રાખી) હસ્તિની ક્રીડા કરે છે જ્યારે ચિત્રિણી સુખાસનથી સુરત કરે છે પદ્મિનીના મુખમાં સૌરભ હોય છે હસ્તિનીનું ઉરસ્થલ સુંદર (સુગંધીવાળું અર્થાત્ મનોહર) હોય છે ચિત્રિણીની કમર સારી હોય છે જ્યારે શંખિનીના પગ સારા હોય છે પદ્મિનીના વાળ સરલ હોય છે હસ્તિનીના વિખરાવાળ હોય છે ચિત્રિણીના વાળ લાંબા હોય છે અને શંખિનીના વાળ જાડા હોય છે પદ્મિની પ્રેમની ઇચ્છા રાખે છે હસ્તિની દ્રવ્યની આકાંક્ષાવાળી હોય છે ચિત્રિણી માન ચાહે છે જ્યારે શંખિની કલહ પ્રિય હોય છે આ પ્રમાણે પંડિત પુરુષોએ સ્ત્રીઓના સુલક્ષણ અને કુલક્ષણ જાણવા જોઈએ કારણ કે સુલક્ષણાથી જ કુળ, યશ અને લક્ષ્મીની વૃદ્ધિ થાય છે અર્થાત્ સુલક્ષણ પુરુષ સુલક્ષણી સ્ત્રી સાથે લગ્ન કરી કુળ યશ તથા લક્ષ્મીની વૃદ્ધિ કરે છે ૧૧૧ થી ૧૨૧

# अथ हस्तकाण्डः

वर्धमानं जिनं नत्वा ज्ञानं केवलिभाषितम् ॥
सुबोधं सर्वजन्तूनां सद्यः प्रत्ययकारकम् ॥ १ ॥
पूर्वाचार्यैर्यथा चोक्तमनुभूतं यथा स्वयम् ॥
सस्मृत्यै सांप्रतं वक्ष्येऽन्यस्मै वाऽदृष्टभक्तये ॥ २ ॥

## હસ્તકાંડ

શ્રી વર્ધમાનસ્વામીને નમસ્કાર કરીને કેવળી ભગવાને કહેલું જ્ઞાન કે જે સર્વ પ્રાણીઓને સારી રીતે સમજમાં આવે તેમ છે તથા જલદી વિશ્વાસ પમાડનારૂં છે અને જેને પૂર્વાચાર્યોએ કહ્યું છે તેમજ મેં પોતે અનુભવ્યું છે તે બીજાઓને નસીબ ઉપર શ્રદ્ધા બેસે તેથી તેમજ સ્મૃતિ રહે એટલા માટે કહું છું ૧-૨

लाभालाभं सुखं दुःखं जीवितं मरणं तथा ॥
जयं पराजयं चैव भूमङ्गमथ चिन्तितम् ॥ ३ ॥
वर्णधर्मदशाभेदा दिनादिकालनिर्णयम् ॥
अर्घकाण्डं तथा स्त्रीणां गर्भापत्यस्य लक्षणम् ॥ ४ ॥
गमनागमनं वृष्टिं शल्योद्धारं तथैव च ॥
प्रश्ना वयोऽन्ते मय्यस्याः स्वानुभूताश्च नान्यथा ॥ ५ ॥

લાભ-હાનિ, સુખદુઃખ, જીવિત અને મરણ, જય-પરાજય, જમીન (શલ્ય)નું પતન, મનોગત વિચાર વર્ણ ધર્મ તથા દશાભેદ, દિવસ આદિ સમયાદિનો નિર્ણય, અર્ઘકાંડ, સ્ત્રીઓના ગર્ભમાં રહેલા બાળકનો (પુત્ર કે પુત્રી તે સંબંધી) નિર્ણય, ગમાગમ, વૃષ્ટિ તથા શલ્યનો ઉદ્ધાર વગેરે પ્રશ્નો કે જે મેં મારી પાછલી ઉમર સુધીમાં સારી રીતે અનુભવ્યા છે અને જે સત્ય માલુમ પડ્યા છે, (તે જ્ઞાન હું કહું છું) ૩-૪-૫

अचतया उत्तरा वर्गाः कटपशा अधराः स्मृताः ॥
द्वादशानां स्वराणां तु ह्रस्वा उत्तरसंज्ञकाः ॥ ६ ॥
दीर्घाः सुरधराः सर्वे व्यञ्जनेष्वपि कथ्यते ॥
आदिमास्तृतीया वर्गा उत्तराश्चोत्तरोत्तराः ॥ ७ ॥



शंखिनी Shankhun

उत्तरा उत्तरे वर्गे द्वितुर्यावधराधरे ॥
आलिङ्गितास्तृतीयाद्या अ इ ए ओ स्वरास्तथा ॥ ८ ॥
आ ई ऐ औ स्वरैर्युक्ता द्वितीयाश्चाभिधूमिता ॥
उ ऊ अं अः स्वरैर्युक्ताश्चतुर्था दग्धसंज्ञका ॥ ९ ॥

કવર્ગ, ચવર્ગ તવર્ગ તથા યવર્ગ એ ઉત્તરસંજ્ઞક વર્ગો છે ટવર્ગ, ટવર્ગ, પવર્ગ તથા શવર્ગ એ અધર સંજ્ઞક વર્ગો છે અ, આ, ઇ, ઈ, ઉ ઊ, એ, ઐ, ઓ, ઔ, અં, અઃ એ બાર સ્વરો પૈકી જેટલા હ્રસ્વ સ્વરો છે, તે ઉત્તરસંજ્ઞક છે દીર્ઘસ્વરો અધરસંજ્ઞક છે વ્યજનોની અંદર પણ વર્ગોના પહેલા અને ત્રીજા વર્ણો ઉત્તરસંજ્ઞક છે ઉત્તર વર્ગોની અંદર ઉત્તરસંજ્ઞક વર્ણો ઉત્તરોત્તર સંજ્ઞક બને છે બીજા અને ચોથા વર્ણો અધરસંજ્ઞક છે (અધરસંજ્ઞક વર્ગની અંદર અધરસંજ્ઞક વર્ણ અધરાધર ગણાય.) વર્ગો માંહેના પહેલા અને ત્રીજા અક્ષરો તથા અ, ઈ ઉ, એ અને ઓ આલિંગિત કહેવાય છે આ, ઈ, ઐ અને ઔ એ સ્વરો તથા વર્ગોના બીજા નંબરના વર્ણો અભિધુમિત કહેવાય છે તથા ઉ, ઊ, અં, અઃ એ સ્વરો તથા વર્ગોના ચોથા વર્ણો દગ્ધસંજ્ઞક છે ૬ થી ૯

पञ्चमा मध्यमा प्रोक्ता उत्तरालिङ्गितादिषु ॥
व्यञ्जनस्वरसंयुक्तान् प्रश्ने देया स्वरात्फलम् ॥ १० ॥
अकारात्केवलाद्दीर्यं तद्युक्त व्यञ्जनादपि ॥

॥ इति वस्त्राभरणपरिभाषा प्रकरणम् ॥

વર્ગોના પાંચમા વર્ણો મધ્યમ કહેવાય છે પ્રશ્નમાં ઉત્તર આલિંગિત ઇત્યાદિ સંજ્ઞાની અંદર સ્વર યુક્ત વ્યજન હોય તો સ્વર પ્રમાણે સંજ્ઞા આપો ફલ કહેવુ પરંતુ અકાર જ્યાં એકલો જ હોય ત્યારે તેની સ્વર પ્રમાણે સંજ્ઞા આપવી, અન્યથા વ્યજન સાથે હોય ત્યારે વ્યજનની જે થતી હોય તે સંજ્ઞા આપવી. (કારણ અકાર દરેક વ્યજનમાં યુક્ત થાય તે જ તે વ્યજન સંપૂર્ણ બની ઉચ્ચારને લાયક બને છે એટલે અકાર વગર કોઈ વ્યજન હોતો નથી). ૧૦

ઇતિ પરિભાષા પ્રકરણ

---

निरन्तर्योत्तरा प्रश्ना मनोवाञ्छित लाभदाः ॥
अधरैर्मिश्रितास्तेऽपि स्तोकलाभा प्रकीर्तिताः ॥ ११ ॥

उत्तरा आदिमध्यान्ते चारुमध्याल्पलाभदाः ॥
आदिस्थे उत्तरे शीघ्रं मध्यस्थे स्याद्विलंबत ॥ १२ ॥
अन्तस्थे चिरकालेन कालेऽप्येव नियुज्यते ॥
अच त येषु वर्गेषु तथा कटपगेषु च ॥ १३ ॥
स्थानेऽन्यत्र विज्ञेया यथासस्यक्रमात्तथा ॥
अत वर्गे गृहे स्वीये चय वर्गेऽन्यतस्तथा ॥ १४ ॥
कप वर्गे च देशे तु ट श वर्गेऽन्यदशत ॥
स्वरोत्तरे विशिष्टः स्यान्मध्यमो मिश्रके तथा ॥ १५ ॥
प्रश्ना सूक्ष्माक्षरैर्ग्राह्या सर्वमात्रा समन्विता ॥
ध्रुवकं प्रक्षिपेद्राशौ चत्वारिंशद्विरुत्तरम् ॥ १६ ॥
त्रिभिर्विहृत्य वै भाज्य शेषांकेन फलं दिशेत् ॥
एकेन विद्यते वस्तु द्वाभ्यां लभ्यं न शून्यतः ॥ १७ ॥

॥ इति [illegible]प्रकरणम् ॥

જે પ્રશ્નો ઉત્તર સંજ્ઞક વર્ણોમાં બનેલા હોય છે તે નિરંતર મનોવાંછિત ફળનો લાભ કરે છે અધરસંજ્ઞક ઉત્તરસંજ્ઞક વર્ણોથી યુક્ત હોય તો પણ મોડું વહેલો લાભ આપે છે જ પ્રશ્નના આદિ, મધ્ય કે અંતભાગમાં જે ઉત્તરસંજ્ઞક વર્ણો હોય તો ઉત્તમ, મધ્યમ અને અલ્પ ફળ આપનારા બને છે જો પ્રશ્નના આદિ ભાગમાં ઉત્તરસંજ્ઞક વર્ણો હોય તો શીઘ્ર કાર્યસિદ્ધિ થાય છે મધ્યમાં હોય તો વિલંબથી કાર્યસિદ્ધિ થાય છે અને અંતમાં હોય તો ઘણા લાંબા કાળે કાર્યસિદ્ધિ થાય છે આ પ્રમાણે ફળ નિર્ણય થઈ શકે છે અ, ચ, ત, ય એ વર્ગો તથા ક, ટ, પ, શ એ વર્ગો ઉપરથી પોતાના સ્થાનમાં યા બીજે કાર્યસિદ્ધિ થશે તેનો નિર્ણય જાણવો. જો અવર્ગ કે તવર્ગ હોય તો પોતાના સ્થાનમાં, ચવર્ગ અને યવર્ગ હોય તો બીજી જગ્યાએ કાર્યસિદ્ધિ થાય છે કવર્ગ અને પવર્ગ હોય તો દેશમાં અને ટવર્ગ તથા શવર્ગ હોય તો પરદેશમાં કાર્યસિદ્ધિ થશે ઉત્તરસંજ્ઞક સ્વર વિશિષ્ટ ફળ આપનાર છે અને મિશ્ર વર્ણોમાં તે મધ્યમ ફળ આપે છે પ્રશ્નના દરેક અક્ષરોની સૂક્ષ્મ શોધ માત્રાઓ સાથે ગણતરી કરવી. પછી તે અંક સંખ્યામાં ૪૨નો આંક ઉમેરો કરી

ઉમેરવો. અને ત્રણથી ભાગ આપવો. તથા શેષ પ્રમાણે ફળ કહેવું એક શેષ વધે તો વસ્તુ વિદ્યમાન છે, બે વધે તો મળશે, અને શૂન્ય વધે તો નહિ મળે એમ જાણવું ૧૧ થી ૧૭

ઇતિ લાભાલાભપ્રકરણ

---

सुखदुःखमतो वाच्यमुत्तरैः पृच्छतः सुखम् ॥
अधरैर्दुःखमाप्नोति गणित्वा निर्णयेत्पुनः ॥ १८ ॥
प्रश्ना सूक्ष्मास्वरैर्ग्राह्या श्चत्वारिंशत्समन्विता ॥
त्रिभिर्भागेन प्रश्नस्य शेषांकेन फलं दिशेत् ॥ १९ ॥
एकेन स्यान्महासौख्यं द्वाभ्यां चैव तु मध्यमम् ॥
शून्ये शून्यं विजानीयाद्दिनसंख्या तु वर्गतः ॥ २० ॥

॥ इति सुखदुःखप्रकरणम् ॥

સુખદુઃખના પ્રશ્નમાં જો ઉત્તરસંજ્ઞક વર્ણોવાળો પ્રશ્ન હોય તો સુખ, અને અધરસંજ્ઞક વર્ણોવાળો પ્રશ્ન હોય તો દુઃખ પામશે એમ નિર્ણય કરવો. પ્રશ્નના અક્ષરોની સંખ્યાનો યોગ કરવો. અને તેમાં ૪૦ ઉમેરવા પછી ત્રણથી ભાગ આપવો. એક શેષ વધે તો મહાસુખ કહેવું બે શેષ વધે તો મધ્યમ સુખ કહેવું અને શૂન્ય વધે તો શૂન્ય સમજવું અને વર્ગની સંખ્યા પ્રમાણે દિવસની સંખ્યા સમજવી ૧૮ થી ૨૦

ઇતિ સુખદુઃખપ્રકરણ

---

निरन्तरोत्तराः प्रश्ना अ अः स्वरविवर्जिताः ॥
इ वर्णेन युता सर्वे पञ्चमा मृत्युकारकाः ॥ २१ ॥
कटपशा इ मिश्रास्तु उत्तरैश्च युता मृताः ॥
उत्तरैर्व्यंजनाद्यैः स्युर्मिश्रिता उत्तराः स्वराः ॥ २२ ॥
विशेषेण शुभा ज्ञेया कालसंख्या च कथ्यते ॥
दिनान्यालिंगिते प्रश्ने मासाः स्युरभिधूमिते ॥
वदेद्वर्षाणि दग्धे तु कालस्याप्येष निर्णयः ॥ २३ ॥

प्रश्नाः सूक्ष्माक्षरैर्ग्राह्याः सर्वमात्रासमन्विताः ॥
ध्रुवकं प्रक्षिपेद्राशौ त्रिविंशतिसमसस्यकः ॥ ३० ॥
गुणैर्भागः प्रदातव्य एकेन जयमादिशेत् ॥
द्वाभ्यां साम्यं द्वयोर्ज्ञेयं शून्ये शून्यं पराजयः ॥ ३१ ॥

॥ इति जयपराजयप्रकरणम् ॥

હવે શકાઓને મુખ આપનાર જય-પરાજય વિષે કહું છું. પ્રશ્નમાં ઉત્તરસંજ્ઞક વર્ણો હોય તો ઉભેથી જય થાય છે ને ઉત્તરોત્તરવર્ણ હોય તો ખાસ કરીને જય મળે છે ઉત્તરસંજ્ઞક વર્ણો આદિ, મધ્ય કે અન્તમાં થતા હોય તો અનુક્રમે આદિ, મધ્ય અને અન્તમાં જય મળે છે ઉભવર્ણોથી મિશ્રિત પ્રથમવર્ણોથી પણ તેવીજ રીતે જય (સાધારણ) મળે છે અધરવર્ણોથી તેમજ ઉ ઊ અ અને અ. એ સ્વરોથી, ત અને શ વર્ગથી નક્કી પરાજય મળે છે આ બધું સમજીને નિર્ણય કરવો. પ્રશ્નના સૂક્ષ્માક્ષરોની માત્રા સહિત ગણના કરવી. અને તેમાં ૧૦નો ધ્રુવક ઉમેરવો. ગણથી ભાગ આપવો એક વધે તો જય, બે વધે તો સંધિ અને શૂન્ય વધે તો પરાજય સમજવો. ૨૭થી૩૧

ઇતિ જયપરાજયપ્રકરણ

---

भूच्छत्रयोस्तथा वक्ष्ये भङ्गाभङ्गं समासतः ॥
अधरैर्भङ्ग एव स्यादभङ्गश्चोत्तरैः सदा ॥ ३२ ॥
मिश्रकैः सन्धिरेव स्याद्भिन्नसंख्या च वर्गतः ॥ ३३ ॥

॥ इति भूच्छत्रभङ्गप्रकरणम् ॥

ભૂ (જમીન) તથા છત્રના ભગાભગ સંબંધી હવે સંક્ષેપમાં કહું છું જો પ્રશ્નમાં અધરસંજ્ઞક વર્ણો હોય તો નક્કી ભગ થાય છે ઉત્તરસંજ્ઞકવર્ણોથી ભગ થતો નથી અને મિશ્રવર્ણોથી સંધિ થાય છે. કણ ક્યારે મળે તે વર્ગની સંખ્યા ઉપરથી જાણવું ૩૨-૩૩

ઇતિ ભૂચ્છત્રભંગાભંગપ્રકરણ

---

अतः परं प्रवक्ष्यामि चिन्ताप्रकरणं शुभम् ॥
ऊर्ध्वदृष्टिर्भवेज्जीवो अधोदृष्टिश्च मूलके ॥ ३४ ॥
सममालोकने धातौ प्रश्नभेदस्ततः परम् ॥ ३५ ॥

अकारोर्ध्वविकारश्च ए उ अः स्वरसंयुताः ॥
कचटादिचतुष्कं च यश हा जीवसंज्ञकाः ॥ ३६ ॥
ऊऋ अ स्वरसंयुक्तास्तपा आदिचतुष्ककम् ॥
वसाभ्यां सहिता वर्गा धातोरक्षा त्रयोदश ॥ ३७ ॥
ई ऐ औ स्वरसंयुक्ता वर्गाणां पञ्चमाक्षराः ॥
यस्याधिक्यं भवत्प्रश्ने स योनिः संशयं विना ॥ ३८ ॥
जीवाक्षरैर्भवेज्जीवो धातुर्धात्वक्षरैः सदा ॥
मूलं मूलाक्षरैर्ज्ञेयं मिश्रकैर्मिश्रकं भवेत् ॥ ३९ ॥
स्वरोत्तरैर्भवेज्जीवो धातुः स्यादधरैः स्वरैः ॥
स्वरोत्तराधरौ योगे मूलमेव न संशयः ॥ ४० ॥

આના પછી હું ધાતુ મૂળ જીવ ચિંતા પ્રકારને કહું છું. ઉત્તરસંજ્ઞક વર્ણો પ્રશ્ન હોય તો જીવ. અધરસંજ્ઞક વર્ણો હોય તો મૂળ અને મિશ્રસંજ્ઞક વર્ણો હોય તો ધાતુ એમ પ્રશ્નનો ભેદ સમજવો. અ, આ, ઇ, એ, ઉ અને અઃ એ સ્વરો તથા ક, ચ તથા ટ વર્ગના પહેલા ચાર વર્ણો, ય, શ તેમજ હ એ જીવસંજ્ઞક છે. ઊ ઋ અને અ એ સ્વર, ત વર્ગ તથા પ વર્ગના પહેલા ચાર વર્ણો, વકાર અને સકાર એ પ્રમાણે તેર અક્ષરો ધાતુસંજ્ઞક છે. ઈ ઐ ઓ એ સ્વર તથા વર્ગોના પાંચમા અક્ષરો રકાર તથા ષકાર એમ દસ વર્ણો મૂલસંજ્ઞક છે. પ્રશ્નમાં જેનું આધિક્ય હોય તેની જાતિ (ધાતુ મૂળ કે જીવ) નિઃસંશય હોય છે. જીવસંજ્ઞક અક્ષરો હોય તો જીવ, ધાતુસંજ્ઞક અક્ષરો હોય તો ધાતુ અને મૂલસંજ્ઞક અક્ષરો હોય તો મૂળ તથા મિશ્ર વર્ણો હોય તો મિશ્રજાતિ થાય છે. ઉત્તરસંજ્ઞક સ્વર જીવસંજ્ઞક છે. અધરસંજ્ઞક સ્વર ધાતુ છે અને ઉત્તર તથા અધરસ્વરના મિશ્રણમાં નિઃસંશય મૂળ થાય છે. ૩૬થી૪૦

प्रश्ने सूक्ष्माक्षरैर्प्राश्च सवमात्रासमन्वितम् ॥
त्रिभिर्भागे प्रदत्ते स्याद्यच्छेषं तत्तु चिन्तयेत् ॥ ४१ ॥
एकद्विशून्यशेषाः स्युर्जीवं मूलं च धातवः ॥
जीवमूलक्रमात्सूनो व्यक्तिर्न्नेपोपदेशतः ॥ ४२ ॥
उत्तरेरक्षरैरेषामुत्तमं चिन्तितं विदुः ॥
उत्तमे च परिज्ञाते व्यक्तिः स्यादभिमानतः ॥ ४३ ॥

ह्रस्वैर्नरोऽबला दीर्घैर्द्वयोर्योगे नपुंसकः ॥
प्रश्न सूक्ष्माक्षरैर्ग्राह्यः सर्वमात्रासमन्वितः ॥ ४४ ॥
त्रिभिर्भागं प्रदातव्य एकशेषे भवेन्नरः ॥
द्वाभ्यां नारी तथा शून्ये निश्चितं स्यान्नपुंसकम् ॥ ४५ ॥
बालो युवा तथा वृद्धा एकद्विशून्य शेषत ॥
एव वर्णस्तथा ज्ञेयो गौर श्यामश्च मिश्रितः ॥ ४६ ॥

પ્રશ્નોના સૂક્ષ્માક્ષરો માત્રાસહિત ત્રણગુણા અને ત્રણથી ભાગ આપવો. જે શેષ રહે તેના ઉપરથી વિચાર કરવો. એક શેષ રહે તો જીવ, બે રહે તો મૂળ અને શૂન્ય રહે તો ધાતુ સમજવી. આ પ્રમાણે જીવ, મૂળ અને ધાતુનું સ્પષ્ટિકરણ જાણવું. જો ઉત્તરસંજ્ઞક વર્ણો હોય તો તેમની ઉત્તમ પ્રકારની સ્થિતિ જાણવી. જો ઉત્તમ છે, એમ સિદ્ધ થાય તો તેના નામ ઉપરથી તેનું સ્પષ્ટિકરણ સમજી લેવું. જો હ્રસ્વવર્ણો હોય તો પુરુષ, દીર્ઘ હોય તો સ્ત્રી અને હ્રસ્વ તથા દીર્ઘનો યોગ હોય તો નપુંસક જાણવો. પ્રશ્નના સૂક્ષ્માક્ષરોનો માત્રા સાથે યોગ કરવો. પછી તેમાં ત્રણથી ભાગ આપવો, જો એક શેષ રહે તો પુરુષ, બે રહે તો સ્ત્રી તથા શૂન્ય રહે તો નપુંસક સમજવો. એક, બે અને શૂન્ય વડે અનુક્રમે બાલ, યુવા તથા વૃદ્ધ એમ સમજવું, અને તેવીજ રીતે અનુક્રમે ગોર, શ્યામ તથા મિશ્ર રંગ સમજવો. ૪૪થી૪૬

प्रश्नाक्षरसमं नाम प्रायेण सर्ववस्तुन ॥
उत्तरैरक्षरैः प्रश्ने नाम स्यादधराक्षरम् ॥ ४७ ॥
अधरैरुत्तरं नाम मिश्रैर्मिश्रकं विदुः ॥
प्रश्नमेकाक्षरं द्वौ वा चिन्तिते पतितं ध्रुवम् ॥ ४८ ॥
अकाराद्यक्षरैर्ग्राह्यः संकटो विकटोऽपरः ॥
संयुक्तं स्यादसंयुक्तमाद्यद्वितीयमक्षरम् ॥ ४९ ॥
संकटे प्रवरं वस्तु दीर्घाकारं विनिर्दिशेत् ॥
अछिद्रं विकटैस्तु द्वयोर्योगेऽस्ति वर्तुलम् ॥ ५० ॥
दशभिर्मिश्रितं राशिं गुणयेद्द्वादशैस्ततः ॥
सप्तभिर्द्द्यमागेस्यात्लब्धाङ्के वर्गनिश्चय ॥ ५१ ॥

तन्निश्चये यथासंख्यमक्षरस्यापि निश्चयः ॥
मूलराशेश्च शेषेण वर्गः स्यादंकसंख्यया ॥५२॥
संयुक्ताक्षर प्रश्ने च तद्वर्गव्यञ्जनद्वयम् ॥
सबुध्यान्वेष्य यत्नेन चिन्तित्र लक्षयेत्पुनः ॥ ५३ ॥
प्रच्छको दिशि यस्य स्याद्दिग् प्रच्छकस्य चिन्तने ॥
यच जीवादिकं पश्येच्चि-ता तस्य विनिर्दिशेत् ॥ ५४ ॥
अङ्गादिक स्पर्शयेद्यप्रमाणं तत्र वस्तुनः ॥ ५५ ॥

इति चिन्ताप्रकरणम्

પ્રશ્નના અક્ષરો પ્રમાણે પ્રશ્ન કરેલ વસ્તુનું નામ હોય છે ઉત્તરસંજ્ઞક વર્ણો હોય તો અધરાક્ષરનું નામ હોય છે અને અધરસંજ્ઞક વર્ણો હોય તો ઉત્તરસંજ્ઞક વર્ણોવાળું નામ હોય છે, મિશ્રવર્ણોથી મિશ્ર નામ હોય છે એકાક્ષર વા બે અક્ષરવાળા પ્રશ્ને તેટલા અક્ષરોવાળો પ્રશ્ન હોય તો પણ તેને અકારાદિ અક્ષરોના ક્રમથી ચાદિ ચિંતાદિ રીતે નિશ્ચિત કરવો. જો પ્રશ્નમાં પ્રથમ અથવા દ્વિતીયાક્ષર જોડાક્ષર હોય તો સંકટ, અને જોડાક્ષર ન હોય તો વિકટ નામની સંજ્ઞા સમજવી. સંકટ પ્રશ્ન હોય તો મોટી તેમજ દીર્ઘાકાર વસ્તુ સમજવી. વિકટસંજ્ઞક પ્રશ્ન હોય તો છિદ્ર વગરની વસ્તુ સમજવી. જો સંકટ અને વિકટનું એકીભવનું થયું હોય તો ગોળ વસ્તુ સમજવી. પ્રશ્નાક્ષરોના માત્રા સહિતના મેળને છથી ગુણ્ય કરી, બારથી ગુણવા, અને સાતથી ભાગ આપવો. જે શેષ રહે તે વર્ગ સમજવો. વર્ગની સંખ્યા પ્રમાણે, તેમજ પ્રશ્નાક્ષરની સંખ્યા પ્રમાણે, તેમજ પ્રશ્નાક્ષરની સંખ્યા પ્રમાણે વસ્તુની સંખ્યાનો નિર્ણય કરવો. મૂલરાશિ (સંખ્યા)ની શેષ પ્રમાણે વર્ગના અક્ષરની સંખ્યા સમજવી. સંયુક્તાક્ષર પ્રશ્નમાં તે વર્ગના બે વ્યંજન જાણવા. આ પ્રમાણે બુદ્ધિપૂર્વક મૂક પ્રશ્નનો (ચિંતા કઈ વસ્તુ સંબંધી છે ? આનો પ્રશ્ન છે, તેનો) નિર્ણય કરવો. કઈ દિશાનો પ્રશ્ન છે ? તેના નિર્ણય માટે પૂછનાર જે દિશામાં હોય તે દિશાનો પ્રશ્ન સમજવો. તેમજ જે જીવાદિ વસ્તુને જુએ તે સંબંધી પ્રશ્ન છે, એમ સમજવું અને જે અંગાદિને સ્પર્શ કરે તે અંક મુજબની વસ્તુઓની સંખ્યા સમજવી. ૪૭ થી ૫૫

ઇતિ ચિંતાપ્રકરણ

---

वर्णिषमों मनेवर्गे उत्तरो विघ्नवर्जितः ॥
विघ्नंस्यादधरैर्वर्गैर्मिश्रकेर्मध्यमो भवेत् ॥५६॥

कटनजवप्रा वर्णा उ ऊ अं अ स्वरैर्युताः ॥
एभि स्वरैस्तया मिश्रा पञ्चमा वर्णिमोगदाः ॥ ५७ ॥
खठघफरला वर्णा सशौ च प्रश्नमच्यत ॥
इवर्ण मिश्रिताश्चेत्स्युस्तपोभङ्गकरास्तदादिशेत् ॥ ५८ ॥
वर्गैर्मोक्षादिकं सौख्य वर्चस्वमुत्तरोत्तरै ॥ ५९ ॥

॥ इति वर्णिधर्मप्रकरणम् ॥

જો પ્રશ્નમાં ઉત્તરસંજ્ઞક વર્ણો હોય તો સંન્યાસીનો ધર્મ વિઘ્ન રહિત રહે છે અધરસંજ્ઞક વર્ણો હોય તો વિઘ્ન યુક્ત રહે છે અને જો મિશ્રવર્ણો હોય તો મધ્યમ પ્રકારથી ( સાધારણ વિઘ્ન યુક્ત) રહે છે ક ટ ન જ, પ અને વ એ વ્યંજનો ઉ ઊ અ અને આ એ સ્વરોથી યુક્ત હોય અથવા ઉ ઉ અ અને આ એ સ્વરોથી યુક્ત મિશ્રસંજ્ઞક વ્યંજનો તથા વર્ગોના પાંચમા વ્યંજનો વર્ણિ-(સંન્યાસી, બ્રહ્મચારી)ને મોક્ષ આપનાર છે ખ, ઠ, ધ, ફ, ર લ તથા સ અને શ એ ઇથી યુક્ત થઈ પ્રશ્નમાં પ્રથમ હોય તો તે વર્ણિના તપનો ભંગ કરનાર થાય છે વર્ગની ઉત્તરાધર સંજ્ઞા પ્રમાણે મોક્ષાદિક સમજવી. અને ઉત્તરોત્તર સંજ્ઞક જો પ્રશ્ન હોય તો વર્ણિને વર્ચસ્વ તથા સુખ મળે છે તેમ જાણવું ૫૬ થી ૫૯

ઇતિ વર્ણિધર્મપ્રકરણ

---

अकारादिषु वर्गेषु पूर्वतः दिशः क्रमात् ॥
अमीषामपि वर्गाणामधरस्वरविवर्जिता ॥ ६० ॥
वर्णाङ्कसहिता स्युश्चेत्सदा पूर्वादिशं वदेत् ॥
तथैकामेकवर्गस्य स्वराधरविवर्जिता ॥ ६१ ॥
वर्णाः स्युश्चेत्तदा नूनं पश्चिमाशां विनिर्दिशेत् ॥
स्वरव्यंजनविदग्धे स्यात्संहतेर्दक्षिणा सदा ॥ ६२ ॥
अधरैरेव वर्णैश्च निश्चितैरुत्तरा भवेत् ॥
प्रश्ना सूक्ष्मासंयोगाद्याः सर्वमात्रासमन्विताः ॥ ६३ ॥
ध्रुवकं प्रक्षिपेद्राशौ त्रिदशैर्मिश्रितं तत ॥
भागोदेयोऽष्टभि पश्चाच्छेषांकेन दिशं वदेत् ॥ ६४ ॥

लब्धांकेन प्रमाणं स्याच्छून्यशेषं यदाभवेत् ॥
तदोर्ध्वादिग्विनिर्देश्या वाधो भागं विनिर्दिशेत् ॥ ६५ ॥

॥ इति दिक्प्रकरणम् ॥

અકારાદિ આઠ વર્ગોનો અનુક્રમે પૂર્વાદિ દિશાઓ છે. આ વર્ગો પૈકી પણ અક્ષરસંજ્ઞક સ્વરોથી રહિત વ્યંજનો હોય તો પૂર્વદિશા કહેવી. તેમજ અવર્ગના અક્ષરસંજ્ઞાથી રહિત સ્વરમાત્ર હોય તો પશ્ચિમદિશા કહેવી સ્વર અને વ્યંજનો બેઉ હોય તો દક્ષિણ દિશા કહેવી. અક્ષરસંજ્ઞક સ્વરોથી નહીં ઉત્તર દિશાજ જાણવી. પ્રશ્નના સૂક્ષ્માક્ષરોનો માત્રાઓ સહિત યોગ કરવો અને તેમાં તેર મુળાંક તરીકે ઉમેરવા. પછી આઠથી ભાગ આપવો. અને શેષ રહે તે પ્રમાણે પૂર્વાદિ દિશાઓ જાણવી. શૂન્ય શેષ વધે ત્યારે ઉર્ધ્વ કે અધોભાગ પણ કહેવો. ૬૦ થી ૬૫

ઇતિ દિક્પ્રકરણ

---

यादृग्दिनादि कालोऽयं पृच्छातो वदति ततः ॥
प्रश्ने कालप्रमाणं तत् संख्याकालक्रमेण च ॥ ६६ ॥
पक्षो मासो दिनं वर्षं पक्षआद्ये वदेत्तथा ॥
दिनान्यादि तृतीये च, वर्णे ज्ञेया द्वितीयके ॥ ६७ ॥
मासा वर्षाणि तुर्ये तु वर्षमासौ च पञ्चमे ॥
मिश्रके मिश्रकं वाच्यं गणित्वा निर्णयेत्पुनः ॥ ६८ ॥
प्रश्नं सूक्ष्माक्षरैर्योगं दशपञ्चयुतं ततः ॥
कालैर्भागः प्रदातव्यस्त्रिशेषे सुधि वासराः ॥ ६९ ॥
समशेषे तथा मासा वर्षाणि शून्यशेषतः ॥ ७० ॥

॥ इति कालप्रकरणम् ॥

એવી રીતે પ્રશ્ન ઉપર સમય નિર્ણય થાય છે, તેથીજ રીતે સંખ્યાના ક્રમથી હું પણ કાળનું પ્રમાણ કહું છું પક્ષ, માસ, દિવસો અને વર્ષ એ પ્રમાણે કાળ કહેલ છે. જો પ્રથમ આવવર્ગો હોય તો પક્ષ, તૃતીયવર્ગો હોય તો દિન, બીજાવર્ગો હોય તો માસ, ચોથા વર્ગો હોય તો વર્ષ અને પાંચમા વર્ગો હોય તો વર્ષ તથા માસનું મિશ્રિત કહેવું જો મિશ્રસંજ્ઞ વર્ગો હોય તો મિશ્રકાળ કહેવો. પ્રશ્નના સૂક્ષ્માક્ષરોનો યોગ કરી તેમાં પુરક તરીકે પંદર ઉમેરવા અને ત્રણથી ભાગ આપવો. જે વધુ શેષ

રહે તો દિવસ, બે શેષ રહે તો માસ ( એક શેષ રહે તો પક્ષ ) અને શૂન્ય શેષ રહે તો વર્ષ સમજવાં. ૬૬ થી ૭૦

ઇતિ અક્ષપ્રકરણ

---

अर्घकाण्डमतो वक्ष्ये वणिजां हितकाम्यया ॥
समर्घमुत्तरैर्धान्यं महर्घमधरैर्भवेत् ॥ ७१ ॥
पृच्छकः स्यात्त्वय श्रेष्ठि' मान' प्रयाणक तया ॥
तयोर्नामाक्षरप्रश्ने गण्यन्ते व्यंजन स्वरा' ॥ ७२ ॥
गणित्वा पृच्छकस्थाने तत्संख्यांकं लिखेत्तत' ॥
द्वयोः राश्योर्हरेद्भागं प्रश्नसंख्ये स्वरैस्तदा ॥ ७३ ॥
व्यञ्जनानां भवेद्राशौ शेषाधिक्ये समर्घता ॥
द्वयो राश्यो' समे भपे साम्य शून्ये महर्घता ॥७४॥

॥ इत्यर्घप्रकरणम् ॥

હવે હું વેપારીઓના હિતની ઇચ્છાથી અર્ઘકાંડ કહું છું. પ્રશ્નમાં જો ઉત્તર સ્વરાક્ષરો હોય તો સમર્ઘ અને અધરસ્વરાક્ષર હોય તો મહર્ઘ થાય છે. પૂછનાર શેઠ છે અને પ્રશ્ન વેચવાની વસ્તુ છે. આ બંનેના નામના સ્વર અને વ્યંજનોની જુદી જુદી ગણના કરવી. પછી પ્રશ્નોની સંખ્યા મુજબના ભાગો સ્વર તથા વ્યંજનોની સંખ્યામાં ભાગ આપવો. જો સ્વર કરતાં વ્યંજનોની સંખ્યાની વધારે શેષ વધે તો સમર્ઘ થશે. જો સ્વર અને વ્યંજન બંનેની સરખી શેષ વધે તો ભાવ સરખા રહેશે. અને બંનેની શેષ શૂન્ય રહે તો મહર્ઘતા થશે (એમ કહેવું) ૭૧ થી ૭૪

ઇતિ અર્ઘપ્રકરણ

---

वर्णोत्तरे भवेद्गर्भो वध्या गर्भाधरैः सदा ॥
आदि मध्यावसानस्थो गर्भ स्यादुत्तरै' क्रमात् ॥ ७५ ॥
उत्तरैः पुत्र एव स्यात्स्त्रीणां गर्भे सुताधरैः ॥
पर्ध्दं स्यात्पञ्चमे वर्णे उत्तरेधोत्तरोत्तरैः ॥ ७६ ॥

प्रश्नं सूक्ष्माक्षरैर्योज्यं एकादशयुतं ततः ॥
त्र्यांशे भागे प्रदत्ते स्याच्छेषाङ्के गर्भसम्भव ॥७७॥
शून्ये शून्यं विजानीयात् स्त्रीणां नामाक्षराणि च ॥
द्विगुणानि प्रकुर्वीत तिथिवाराक्षरैर्युतः ॥७८॥
त्र्यांशे भागे प्रदत्ते स्यादेकशेषे भवेन्नरः ॥
शून्ये नारी सदा ज्ञेया शेषमप्युपदेशतः ॥७९॥

॥ इति गर्भप्रकरणम् ॥

જે પ્રશ્નમાં ઉત્તરસંજ્ઞક વર્ણો હોય તો તો ગર્ભ છે એમ સમજવું. અધર સંજ્ઞક વર્ણો હોય તો વંધ્યત્વ (વાંઝણી) છે એમ જાણવું. ઉત્તરસંજ્ઞક વર્ણો આદિ, મધ્ય કે અંતમાં રહેલા હોય તો પહેલો બીજો કે ત્રીજો ગર્ભ ક્રમ મુજબ સમજી લેવો. સ્ત્રીઓના ગર્ભ પ્રશ્નમાં જો ઉત્તરસંજ્ઞક વર્ણો હોય તો પુત્રજ હોય, અને અધરસંજ્ઞક વર્ણો હોય તો પુત્રી હોય, અને જો ઉત્તરોત્તરસંજ્ઞક વર્ણો પ્રશ્નના અંતમાં હોય, અને પ્રશ્નમાં વર્ગોના પંચમવર્ણો હોય તો નપુંસક હોય એમ સમજવું. પ્રશ્નના સૂક્ષ્માક્ષરોની સંખ્યા કરી સરવાળામાં પૂર્વોક્ત રીતે અગિયાર ઉમેરી ત્રણથી ભાગ આપવો. જો શેષ વધે તો ગર્ભ છે એમ સમજવું અને શેષ ન વધે તો શૂન્ય છે (ગર્ભ નથી) એમ સમજવું. સ્ત્રીના નામાક્ષરોના યોગને દ્વિગુણિત કરવો. તેમાં તિથિ વારના અક્ષરો જોડી દેવા. પછી ત્રણથી ભાગ આપવો. એક શેષ વધે તો પુત્ર અને શૂન્ય વધે તો પુત્રી સમજવી. આમ ગુરૂપદેશથી ગર્ભ પ્રશ્ન સંબંધી સમજવા યોગ્ય શેષ બીનાઓ પણ જાણી લેવી. ૭૪ થી ૭૯

ઇતિ ગર્ભપ્રકરણ

---

उत्तरैरागमो वर्गैरधरैः स्यादनागमः ॥
अधरः स्वरसंयुक्ते प्रथम तृतीये सदा ॥८०॥
शीघ्रमागमनं ज्ञेयाद्यशवर्ग विवर्जितैः ॥
उत्तरस्वरसंयुक्ते विलम्बो नागमोऽधरैः ॥८१॥
प्रश्नं सूक्ष्माक्षरं प्राह्यं त्रिदशोत्तरशतं ततः ॥
दत्ते भागेऽष्टमि शेषे विषमाङ्के शीघ्रमागमः ॥८२॥

समाक्षेन विलम्बेन शून्ये नैवागमो भवेत् ॥
दिनैः अचत वर्गेषु पक्षेण कप वर्गयो ॥८३॥
चट वर्गेण मासैस्तु शवर्गेणेति वर्षतः ॥
इदमागमने प्रोक्तं गमने तु तथा वदेत् ॥८४॥

॥ इति गमागमप्रकरणम् ॥

પ્રશ્નમાં ઉત્તરસંજ્ઞક વર્ગો હોય તો (પરદેશ ગયેલા માણસનું) આગમન થશે અને અધરસંજ્ઞક વર્ગો હોય તો આગમન નહિ થાય. અધરસંજ્ઞક સ્વરોથી યુક્ત વર્ગોના પ્રથમ અને તૃતીય વર્ણ હોય તો શીઘ્રાગમન થશે, એમ કહેવું. અને ઉત્તર સંજ્ઞક સ્વરોથી યુક્ત યવર્ગ અને શવર્ગ રહિત વર્ગોના શેષ વર્ણો હોય તો વિલંબથી આગમન થશે એમ જાણવું. જો અધરસંજ્ઞક સ્વરથી અધરસંજ્ઞક વર્ણો યુક્ત હોય તો આગમન નહિ થાય એમ સમજવું. પ્રશ્નના સૂક્ષ્માક્ષરોનો યોગ કરવો. અને તેમાં ૧૧૩ ઉમેરવા, આઠથી ભાગ આપવો. જો વિસમાંક શેષ રહે તો જલદી આગમન થશે, અને સમશેષ રહે તો વિલંબ થશે એમ જાણવું. જો શૂન્ય વધે તો આગમન નહિ થાય. પ્રશ્નમાં જો અવર્ગ, ચવર્ગ તથા તવર્ગના વર્ણો હોય તો દિવસોમાં, કવર્ગ અને પવર્ગ હોય તો પક્ષમાં, ચવર્ગ અને ટવર્ગ હોય તો મહિનાઓમાં અને શવર્ગ હોય હોય તો વર્ષમાં (પરદેશ ગયેલ માણસ) આવશે. આ જે આગમન સંબંધી કહ્યું તેમ ગમન (જવામાં) પણ સમજવું. ૮૦ થી ૮૪

ઇતિ ગમાગમપ્રકરણ

---

प्रथमे तृतीये वर्गे प्रभूतां वृष्टिमादिशेत् ॥
पञ्चमेत्वति वृष्टिः स्यादनावृष्टिश्च मध्यमा ॥८५॥
मिश्रके द्विचतुर्थेतु स्वल्पावृष्टिश्च कथ्यते ॥८६॥

॥ इति वर्षाप्रकरणम् ॥

જો પ્રશ્નમાં પહેલો અને ત્રીજો વર્ગ હોય તો સારી વર્ષા આવશે એમ કહેવું પાંચમો વર્ગ હોય તો અતિવૃષ્ટિ થશે, અથવા અનાવૃષ્ટિ થશે. જો મિશ્રવર્ગ હોય તો મધ્યમવૃષ્ટિ સમજવી. અને જો બીજો કે ચોથો વર્ગ હોય તો અલ્પવૃષ્ટિ કહેવી. ૮૫–૮૬

ઇતિ વર્ષાપ્રકરણ

---

उत्तरैर्नैव शल्यं स्यादधरैः शल्यमादिशेत् ॥
अधरेश्चतु शिल्पं शल्यं गणित्वा वर्णयोः पुनः ॥८७॥

प्रश्नं सूक्ष्माक्षरैर्योज्यं दशसंख्यापि मिश्रिता ॥
द्वादशैर्गुणितैर्वर्णै सप्तभिर्भागमाहरेत् ॥ ८८ ॥
समशेषे भवेद्द्रव्यं विषमे शल्यमादिशेत् ॥ ८९ ॥

॥ इति शल्योद्धार प्रकरणम् ॥

જો પ્રશ્નમાં ઉત્તરસંજ્ઞક વર્ણો હોય તો શલ્ય નથી હોતું અધરસંજ્ઞક હોય તો હોય છે અધરસંજ્ઞક વર્ણોથી સિવાય ( પત્થરનું ) શલ્ય હોય છે પ્રશ્નના સૂક્ષ્માક્ષરોનો યોગ કરી બારથી ગુણી તેમાં દશનો ગુણાક ઉમેરવો પછી સાતથી ભાગ આપવો જો સમશેષ રહે તો દ્રવ્ય છે એમ જાણવું અને વિષમ શેષ રહે તો શલ્ય છે, એમ જાણવું ૮૮ થી ૮૯

ઇતિ શલ્યોદ્ધાર પ્રકરણમ્

---

छ ससितद्वयं गुणमूयं भूयदुग्गं सोजिपवए चक्करो ॥
पविइ ससी इयं गाणं णा पच्छवागरणो ॥ ९० ॥
दो तिन्नि पंच अठ्ठ पंच अठाइ दो तिन्नि ॥
चउरिका ससछक्का सत्तय छकाय चउरिका ॥ ९१ ॥

॥ इति चौरचिन्तागाथाप्रकरणम् ॥

* અને ૯૧ મી ગાથા ચોર પ્રશ્નની છે પણ તે બરાબર ન સમજી શકવાના કારણે ભાષાન્તર કર્યું નથી

ઇતિ ચોરચિંતાગાથાપ્રકરણમ્

---

स्वस्थ सुखसमासीनो दैवज्ञः पृच्छकेन तु ॥
शुभदिने मुहूर्ते च शकुनोत्साहसयुते ॥ ९२ ॥
मध्याह्ने चार्धरात्रे च संध्या कुदिनं त्यजेत् ॥
बालस्त्रीमूर्खतो प्रायाः गत्वाप्यन्यप्रदेशत ॥ ९३ ॥
पृच्छकादपि गृह्णीयादन्यप्रश्नविवर्जितः ॥
वाक्याद्यतो विरत्यन्तं सुस्पष्टप्रश्नमादिशेत् ॥ ९४ ॥

इडाप्रवाह शून्य स्यात्तया शान्ता दिश शुभा ॥
यावश्च वहते नासा वामिका वाथ दक्षिणा ॥९५॥
तामेव दिशमाश्रित्य पृच्छतः शुभमादिशेत् ॥
नाशाप्रवाहदिग्भागे गर्भाद्या यदि पृच्छति ॥९६॥
तद्दिश्या पुत्र एवश्च शून्यभागे वरांगना ॥
यस्या नाड्या प्रवाहे तु सपादोत्क्षिप्य गच्छति ॥९७॥
शोधयेदवनीं सर्वां किं पुन स्वल्पमीप्सितम् ॥
म्लेच्छस्त्रीबालवार्तोक्त श्रुत्वा वाचोथकस्मिकाम् ॥ ॥९८॥
तत्स्वरूपेण विज्ञेय प्रश्नवर्ज्यं स्फुटन्त्विदम् ॥९९॥
श्रीचन्द्राचार्यशिष्येण पार्श्वचन्द्रेण धीमता ॥
उद्धृत्यानेकशास्त्राणि हस्तकाण्ड विनिर्मितम् ॥१००॥

॥ इति हस्तकाण्डः समाप्तः ॥

સ્વસ્થ અને સુખપૂર્વક બેઠેલા દેવરૂ પૃચ્છક (પ્રશ્ન કરનાર) પાસેથી શુભ અશુભ અને ઉત્સાહવાળા મુનિએ સુમુહૂર્તે પ્રશ્ન ગ્રહણ કરવો. મધ્યાહ્ન મધ્યરાત્રી, સંધ્યા તથા કુવેળા (કાળ ચોઘડીયાદિ ખરાબ સમય)માં પ્રશ્ન લેવો નહિ. પ્રશ્ન બાળક, સ્ત્રી અથવા મૂર્ખ માણસદ્વારા કહેવરાવવો (હેતુપૂર્વક છળ કરવા માટેનો પ્રશ્ન નહોવો જોઇએ. સ્ત્રી, બાળક અને મૂર્ખદ્વારા પ્રશ્ન એટલા માટે લેવાનો છે, કે જે નિર્દોષ રીતે પ્રશ્ન કરે) અથવા પૂછનાર માણસના પોતાના મુખથી બીજી ત્રીજી વાતોનો ત્યાગ કરાવી પ્રશ્ન લેવો. વાક્યનો આરંભ થાય, ત્યાંથી જ્યાં પ્રશ્ન કરનાર અટકે ત્યાં સુધીનો પ્રશ્ન સમજવો. અને તેનુ ફળ કહેવું. જ્યારે ઇડા (જમણી) નાસિકાનો સ્વર બંધ હોય ત્યારે અને દિશાઓ શાંત હોય ત્યારે પ્રશ્ન ગ્રહણ કરવો. અને જ્યાં સુધી ડાબી નાસિકાનો સ્વર ચાલતો રહે ત્યાં સુધીમા પ્રશ્ન લેવો. અથવા જો જમણી નાસિકાનો સ્વર ચાલતો હોય અને પ્રશ્ન લેવો પડે તો પૂછનારથી દક્ષિણ દિશામાં બેસી પ્રશ્ન લેવો. જે નાકનો સ્વર ચાલતો હોય તે દિશામાં પૂછનાર બેસીને પ્રશ્ન કરતો હોય તો ગર્ભમાં પુત્ર છે એમ સમજવું. અને જો બીજી દિશામાં બેસી પૂછે તો પુત્રી છે, એમ સમજવું. જે નાસિકાનો સ્વર ચાલતો હોય તે બાજુનો પગ ઉપાડી જો પૂછનાર જતો હોય તો તે જગ્યા બધી જ ચોખી થાએલી લેવી (તેમાંથી

મન મળવી જેમ સુના વખતનું થાય છે ) તો પછી જે નાસિકાનો સ્વર ચાલતો હોય તે દિશામાં બેસી પૂછનાર પૂછે તો તેની ધારણાઓ કેમ સફળ ન થાય ? થાય જ મ્લેચ્છ સ્ત્રી અને બાળકોની વાતો ( જે નિરોધપણે કહેવાએલી હોય ) સાંભળીને, અથવા પ્રશ્નકાલે આકસ્મિક કોઈ બોલી જાય તેની વાણી સાંભળીને તેના સ્વરૂપ ઉપરથી પણ પ્રશ્ન સિવાય પણ પૂછનારને શુભાશુભ કહી શકાય છે શ્રી મા દ્રાચાર્યના બુદ્ધિમાન શિષ્ય શ્રી પાર્શ્વચંદ્રજીએ અનેક શાસ્ત્રોમાંથી શોધન કરી આ હસ્તકાંડ નામના ગ્રંથની રચના કરી છે ૯૨ થી ૧૦૦

ઇતિ હસ્તકાંડ સમાપ્ત

---

श्री भद्रबाहुस्वामि विरचितः

## ॥ श्री अर्हच्चूडामणि सार ॥

नमिऊण जिण सुरगण चूडामणिकिरणसोहि पयजुगलं ॥
इय चूडामणिसारं कहिय मए जाणदीवक्खं ॥ १ ॥

पढम तईय सत्तम रथसर पढम तईयवग्गवण्णाई ॥
आलिंगियाहिं सुहया उत्तरसकडअ णामाई ॥ २ ॥

छ्चुजुगवसुदिससरआ बीय चउत्थाई वग्गवण्णाई ॥
अहिधूमिआई मज्झा ते उण अहराई वियडाई ॥ ३ ॥

सर रिउ रुद्दिवाअर सराइ वग्गाण पंचमा वण्णा ॥
उड्ढा वियड संकड अहराहर असुह णामाइ ॥ ४ ॥

દેવગણોના મુકુટના કિરણોથી જેમના ચરણકમલ શોભી રહ્યા છે એવા જિન ભગવાનને નમસ્કાર કરીને જ્ઞાનદીપ નામનો ચૂડામણિશાસ્ત્રનો સાર આગળથી કહેવાય છે. પહેલો, ત્રીજો, સાતમો, નવમો એ ચાર સ્વર તથા વર્ગો પૈકી દરેક વર્ગના પહેલા અને ત્રીજા વર્ણો આલિંગિત, સુભગ, ઉત્તર તથા સંકટ એ નામના છે. બીજો, ચોથો, આઠમો તથા દશમો એ ચાર સ્વર, અને વર્ગો પૈકી બીજા ચોથા એ વર્ણો અભિધૂમિત, મધ્ય, અધર તથા વિકટ કહેવાય છે. પાંચમો, છઠ્ઠો, અગિયારમો તથા બારમો એ સ્વર અને વર્ગો પૈકી પાંચમો વર્ણ, એ દગ્ધ, વિકટ, સંકટ, અધરાધર તથા અશુભ નામના છે.

સમજુતી—અ આ ઇ ઈ ઉ ઊ એ ઐ ઓ ઔ અં અઃ એ બાર સ્વરો તથા ક્રમસર કખગઘઙ, ચછજઝઞ, ટઠડઢણ, તથદધન, પફબભમ, યરલવ, શષસહ એ વ્યંજનોની આલિંગિત અભિધૂમિત અને દગ્ધ એવી સંજ્ઞાઓ કરી તે ઉપરથી પ્રશ્નાક્ષર ૨ સંજ્ઞાના ભેદ તે મુજબનું ફલ કહેવાનું છે. અહીં સ્વરો પૈકી ઋ ૠ ઌ ૡ એ સ્વરોની ગણના કરવામાં આવી નથી. આ સ્વરો તથા વર્ગો આલિંગિત અભિધૂમિત તથા દગ્ધ છે તે નીચેના કોઠા ઉપરથી સ્પષ્ટ સમજાશે. ૧ થી ૪

દગ્ધસંજ્ઞક વ્યંજનો અધરાધરતમ બને છે અને તે અધમાધમ કાર્યોને અનિ ક્રમે સિદ્ધ કરે છે દગ્ધસ્વરોથી યુક્ત દગ્ધવર્ણો દગ્ધતમ થાય છે અને તે કાર્યનો નાશ કરે છે ૫ થી ૮

आलिंगिएहिं पुरिसेहिं महिला अहिधूमिएहिं सघेहिं ॥
दड्ढेहिं होइ संढो जाणिज्जइ पन्ह वलिएहिं ॥ ९ ॥

जइ वग्गाणय वण्णा पढम वीय तीय चउय पंचमया ॥
तह विप्परायवीसा सुद्दो विय सकराइ सयलाई ॥ १० ॥
एएहि वण्णे हि कमेण वालो कुमार उ तरुणो ॥
मज्झिमवयो वि थविरो जाणिज्जइ पन्ह पढिएहिं ॥ ११ ॥
आलिंगिएहिं विद्दी मज्झा अहिधूमिएहि सा होइ ॥
दड्ढेहि णत्थि विद्दी जिणवयणं सघयं जाण ॥ १२ ॥

પ્રશ્નાક્ષરો જો આલિંગિત હોય તો પુરુષ, અભિધૂમિત હોય તો સ્ત્રી અને દગ્ધ હોય તો ષંઢ એટલે નપુંસક જાણવો. કચટતપયશ એ વર્ગોના પહેલા, બીજા, ત્રીજા, ચોથા અને પાંચમા વર્ણો અનુક્રમે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અને વર્ણસંકર સંજ્ઞક છે એજ ક્રમ મુજબ તે વર્ણો બાલ, કુમાર તરુણ ( યુવા ) મધ્યમ વય તથા વૃદ્ધ સંજ્ઞક છે આલિંગિત હોય તો વૃદ્ધિ, અભિધૂમિતથી મધ્યમ વૃદ્ધિ તથા દગ્ધથી વૃદ્ધિ નથી એમ જે જિનવચન છે તે સત્ય જાણ ૯ થી ૧૨

अइ उप्पज्जइ मस्सं पन्हे आलिंगिएहिं वण्णेहिं ॥
अहिधूमिएहिं किंचिण णासइ दड्ढेहिं णो चित्त ॥ १३ ॥

सपदि आलं पन्हे वण्णो आलिंगिउं पयासेइ ॥
अहिधूमिओवि भूअ दड्ढो उण भाविय णूणं ॥ १४ ॥

तह पढम वीय तईआ वण्णा वुर्वति तिण्णिकालाइ ॥
मा इत्यकरह मंती जह मंतं मयलवग्गाण ॥ १५ ॥
आलिंगिएहिं सुपड वाहि आहिधूमिएहिं णहुस्साई ॥
अहवा चिरेण कट्ठं डड्ढो मरणं पयासेइ ॥ १६ ॥

विपमा दाहिणपासे वामे वयणं समाय पयर्डति ॥
वण्णा पन्ह पहिया पंचम आ ववियासंमि ॥ १७ ॥

પ્રશ્નમાં આલિંગિત વર્ણો હોય તો અનાજની ઘણી સારી ઉત્પત્તિ થાય છે અભિધૂમિત હોય તો થોડા અનાજની ઉત્પત્તિ થાય છે અને દગ્ધ હોય તો સંપૂર્ણ નાશ થાય છે પ્રશ્નમાં જો આલિંગિત વર્ણું હોય તો વર્તમાનકાળ જાણવો. અભિધૂમિત હોય તો ભૂતકાળ અને દગ્ધ હોય તો ભવિષ્યકાળ જાણવો. પ્રથમવર્ગ દ્વિતીયવર્ગ અને તૃતીયવર્ગ અનુક્રમે વર્તમાન ભૂત અને ભવિષ્યકાળ કહે છે આ પ્રશ્નમાં પ્રીતિ કરવી નહિ. આલિંગિતથી વ્યાધિ મુક્ત છે (રોગ મટે છે) અભિધૂમિતથી નથી મટતો, અથવા લાંબા કાળે કરીને મટે છે પરંતુ દગ્ધથી મરણુ જ થાય છે વર્ગો પૈકી પહેલા અને ત્રીજા (આલિંગિત સંજ્ઞક વ્યંજનો) જમણા પડખે, બીજા અને ચોથા (અભિધૂમિત વર્ણો) ડાબી બાજુ તથા પાંચમા (દગ્ધસંજ્ઞક વ્યંજનો) ઉત્તર બાજુ ઉપરની બાજુમાં ગમ કરે છે ૧૬ થી ૧૭

अट्ठवग्गा सिरो णिक्कणे हिययेकहि ऊरुजाणु च चरणजयलेहिं ॥
पन्हविल्हावग्गा वण्णाइं दर्सिति जहासंसं ॥ १८ ॥
अणिलय पित्तय सेफअ मंसम्गयहा हियायं रोगं ॥
पयर्डति पंचवग्गा जहसर्ल पदम उदिट्ठ ॥ १९ ॥
अइमंदमज्झदारुण पीडाइं दिंति पण्हपसिआइं ॥
आलिंगियाहिंधूमिय दड्ढावण्णा जहासस ॥ २० ॥
आलिंगिएहिं संघीण हु संधीविग्गहण अहरेहिं ॥
अहराहरेहिं कहिओ ममरो सुहडाण णासयरा ॥ २१ ॥
विजयं उत्तरवण्णो ण जयं ण पराजयं अहरा ॥
अहराहरा पयासइ पराजय णत्यि संदेहो ॥ २२ ॥

પ્રશ્નમાં રહેલા આઠ વર્ગો અનુક્રમે શિર, લલાટ, વદન, હૃદય કટી, ઊરુ, જાનુ તથા ચરણ એ અંગોમાં વર્ણુંનુ નિદર્શન કરે છે કાદિવર્ગો માંહેના પાંચ અક્ષરો અનુક્રમે, વાયુ, પિત્ત, કફ સન્નિપાત તથા અતિસાર જન્ય રોગનું સૂચન કરે છે પ્રશ્નમાં આલિંગિત અભિધૂમિત તથા દગ્ધવર્ણો અનુક્રમે અતિમંદ (અલ્પ) મધ્યમ તથા દારુણ પીડાનુ સૂચન કરે છે આલિંગિતથી સંધિ થાય છે અભિધૂમિતથી સંધિ કે વિગ્રહ કશું બનું નથી, જ્યારે દગ્ધવર્ણોથી સંગ્રામ થાય છે અને ચોથા

ઓનો નાશ થાય છે ઉત્તર વર્ણોથી વિજય થાય છે અધર વર્ણોથી જયપરાજય કંઈ થતુ નથી પરંતુ અધરાધર વર્ણોથી પરાજય થાય છે, તેમાં સંદેહ નથી. ૧૮ થી ૨૨

जइ पढमक्खरमहरं अवसाणे उत्तरक्खरं पण्हा ॥
ता उत्तरो सुवलियं विवरीय ताण विवरीय ॥ २३ ॥
पढम सरेणययुत्ता पन्हे मत्ता विवज्जिया वण्णा ॥
अणमिहदिण्णाम आदे पअहंतिय जीवचिंताइ ॥ २४ ॥
सासितिअ पंचम सत्तम नवममरा कृदसम्वसरसहिया ॥
कचय पचमहीणा सहिया यमहेहिं जीवक्खा ॥ २५ ॥
धीयं छट्ठो सरउं सविसग्गा तहवि वसस्वगेपेय ॥
तह उण पंचमहीणा तपवग्गा धाउणामाउ ॥ २६ ॥
ईएऔमरजुत्ता यरलवगपसा स्त्रणनमाई ॥
एआरहमूलम्वा पयासिया जिणवरिंदेण ॥ २७ ॥

જ્યા પ્રશ્નમા પહેલો અક્ષર અધરસંજ્ઞક હોય અને છેલ્લો અક્ષર ઉત્તર સંજ્ઞક હોય ત્યારે ઉત્તર અક્ષર બળવાન બને છે આનાથી ઉલટુ હોય તો ઉલટુ થાય છે અર્થાત પાછલોવર્ણ બળવાન છે કેવળ પ્રથમ સ્વર અકારથી યુક્ત થયેલા વર્ણો જ પ્રશ્નમા હોય બીજા કોઈ સ્વરથી યુક્ત નહોય, તે વર્ણો અનભિહિત નામના થાય છે અને તે અનભિહિતનુ પ્રકાશન કરે છે અ, ઇ ઉ, એ, ઓ અને અં એ સ્વરો તથા કચટતપ, ગજડદબ, યલસ એ વર્ણો જીવસંજ્ઞક છે આ, ઊ, ઋ, ખ, છ તથઠથ, પાભશ એટલા વર્ણો ધાતુ નામક છે ઈ ઐ, ઔ, એ સ્વર તથા ઘરઢધભ, ઙ ઞણનમ એ અન્તિમાર અક્ષરો મૂળસંજ્ઞક છે એમ જિનવરોએ પ્રકાશ્યું છે ૨૩ થી ૨૭

मुट्ठो जीवक्खरए मूल जीवपि मूलक्खरण धाउं ॥
उण जाणिज्जह धाउक्खरेण विं माज्ज ॥ २८ ॥
यह पग्मवग्गवण्णा अह बहुविंदु विमज्ज मजुत्ता ॥
बहु अरवाहुवन्ना तह पन्हे ता मुत्ते मुट्ठिचिंताइं ॥ २९ ॥

મુષ્ટિ પ્રશ્નમાં જે જીવાક્ષર હોય તો મૂળ મૂળાક્ષર હોય તો જીવ અને ધાત્વક્ષર હોય તો ધાતુ છે એમ કહેવું. જ્યારે મુષ્ટિ પ્રશ્નમાં ઘણા વર્ગો પ્રથમ વર્ગના હોય, અથવા બિંદુ વિસર્ગ યુક્ત હોય કે પછી બેથી સાથે વધુ પ્રશ્નો હોય ત્યારે મુષ્ટિમાં કંઈ નથી એમ જાણવું. ૨૮–૨૯

विषमासरा उआरा वग्गाणं पढमतईय वण्णाइ ॥
दुप्पअ णराण एसाए आद्यारण दु न होइ ॥ ३० ॥
बीऊ दसमो सरओ वग्गाण वीयवण्णया सयला ॥
दिसंति जइअ पन्हे तामुणह चउप्पयं जीवं ॥ ३१ ॥
जई वग्गाणय वण्णा पचमया हुंति पन्ह पढियाई ॥
तासुणह णिस्अ वासिआ भूअ पिसाचाई सवाइ ॥ ३२ ॥
मत्ता तपचवग्गेहिं यशवग्गेहिं हुति सउणाओ ॥
सिद्धा सरहिं भणिया देवा उण षचटवग्गेहिं ॥ ३३ ॥
चवइकवग्गो पन्हे लद्धोयलचारियं विहंगमय ॥
भिम अइपद्याण तवग्गाउ णरयिसंदेहो ॥ ३४ ॥
जइअ षवग्गो लद्धो तह पक्खी होइ जलयरो णूण ॥
तंपि टवग्गो सिह्न वधइ पवग्गो स अधमं ॥ ३५ ॥
पन्हे कवग्गवण्णा कालोरयसिगिणो पयासंति ॥
राजीव सप्पजाई च वग्गा ताह दतरयं ॥ ३६ ॥
गोणाससप्पजाई तवग्गवण्णा फुडं पयासति ॥
लहुअ विसाण जाई दिट्ठी होसई तवग्ग वण्णेहिं ॥ ॥ ३७ ॥
विसम छद्दाहिं दुंदुहिकीड विसेसाई किं बुज्ज ॥
जयविलद्धो पण्हे पवग्गं तु पन्ह चउरेण ॥ ३८ ॥
ससिजलमाणमुनिग्गह रुद्दसरावज्ज आण दुतीयवण्णाई ॥
मुर्णति धम्मघाउ अपमतियसे सत्तवग्गाण ॥ ३९ ॥

रविरुद्दपक्खसर पचमहीणा क्तग्गवण्णाइ ॥
कणयं च वत्ति तार मसमो वग्गो मुणिंदु सराणुणे ॥ ४० ॥
तंबं च तइउ सरओ पत्रमहीणो चउत्यओ वग्गो ॥
लोह दसमो सरओ अट्टम वग्गोतह मकारोय ॥ ४१ ॥
वग्गं तइओ वग्गो पचमहीणो क्तग्गपचमओ ॥
अट्टम पत्रम सरओ पन्दे लद्धो पयासेइ ॥ ४२ ॥
छट्ठासारा एक्तो पचमवणो अ तईय वग्गस्स ॥
जइयाविज्जइ पन्दे ता णूण सीसअं मुणह ॥ ४३ ॥
नपफमाउवण्ण पन्दे लद्धा कुणति पित्तल्यं ॥
णतपदधाइआ कस णहु अत्थि सदेहो ॥ ४४ ॥
कग अक्खर पयासइ मरगयमाणिक पहुइ रयणाइ ॥
मुत्ताहीरयएह तारस्सरं अण सदेहो ॥ ४५ ॥
क्करतालय पहुवदिवलक्खरय भणइ णोचित ॥
लोहक्खरेहिं जाणह रयणाइ इंदनीलपहुदीणि ॥ ४६ ॥
कमक्खर पयासइ रयणपसेमाइ काचपहुदीणि ॥
मेरुं मीसअपहुदीं पित्तलमीमाइ अक्खरयं ॥ ४७ ॥
उत्तरपत्रपहाण पन्दे गदिय पयासिए णिम ॥
घाउम गन्धिअं अहरं अक्खरयम्म भणइ मम च ॥ ४८ ॥
आलिंगिएहिं जाणह मंक्कगकेऊर पहुदियाहरणं ॥
अहरक्खरेहिं गन्धिअं कमोल्लयपहुनि माअगय ॥ ४९ ॥

પહેલો, ત્રીજો, પાંચમો, સાતમો નવમો, અગિયારમો એમ ત્રિમ સુખના સ્વરો, બાર તથા વ ાના પહેલા અને ત્રીજા વર્ગો એ દ્વિપદ પેશે પુખરાજ છ ચાંદનાના હોવા નથી ત્રીજો તથા/દશમો સ્વર અને વર્ગો હેશે ત્રીજા વર્ગો એ ચતુષ્પદ સૂચક છ એ મ તથા વર્ગ હેશે પદમ અક્ષરો હોય તો નરકથી તથા ભૂત પિશાચનુ સૂચન કરે છ તથા પાંચ તથા સાત મનુષ્ય છ વગર, છઠ્ઠે એ તિર્યંચ ( પશુપક્ષિ ) છ સ્વર સિદ્ધ છ કંચન, પદમ અને દસમે દેવગતિના

છે પ્રશ્નમાં ક વર્ગ આવે તો સ્થલચારી, ( જમીન ઉપર ફરનારાં પક્ષી )નું સૂચન કરે છે અને કેવલ તવર્ગ મયૂરાદિ સ્થલચારી મુખ્ય પક્ષીઓનું સૂચન કરે છે જ્યારે ચવર્ગની પ્રાપ્તિ થાય ત્યારે જલચર પક્ષી હોય છે જો ટવર્ગ હોય તો જલચર પક્ષીઓ પૈકી ઉત્તમ જાતિનાં હંસાદિ પક્ષીનું સૂચન કરે છે પવર્ગ અધમ જાતિનાં પક્ષી ( ઘૂવડ ઇત્યાદિ )નું સૂચન કરે છે પ્રશ્નમાં કહેલા કવર્ગના વર્ણો ફણા સર્પો તથા શિંગડાંવાળાં પ્રાણીઓનું સૂચન કરે છે જ્યારે ચવર્ગના વર્ણો રાજીલ ઇત્યાદિ સર્પ જાતિનું અને દાંતવાળાં પ્રાણી ( હાથી ઇત્યાદિ )નું સૂચન કરે છે તવર્ગના વર્ણો ગોનસ નામની સાપની જાતનું પ્રકાશન કરે છે ( સ્પષ્ટ કથન કરે છે ) તેમજ તે તવર્ગના વર્ણો નાનાં નાનાં ઝેરી પ્રાણીઓનું પણ સૂચન કરે છે એની સાથે આઠ પ્રશ્ન હોય,અથવા તો પવર્ગના વર્ણો હોય, ત્યારે વિષમ પદ ( ઘણા પગવાળાં જંતુ ) પ્રાણીઓ, મગરમચ્છ આદિનું સૂચન કરે છે પહેલો, ત્રીજો, પાંચમો, સાતમો, નવમો અને અગિયારમો એ સ્વર તથા વર્ગોના ત્રીજા વર્ણો એ ધાન્ય ( અહીંમાં વપરાયેલી ) ધાતુનું સૂચન કરે છે બીજો, અગિયારમો તથા બારમો એ સ્વર અને પાંચમા અક્ષર વગરના કવર્ગના અક્ષરો સુવર્ણનું સૂચન કરે છે સાતમો તથા પહેલો સ્વર અને સાતમો વર્ગ રૂપાનું સૂચન કરે છે ત્રીજો સ્વર તથા પાંચમા અક્ષર વગરનો ચોથો વર્ગ ( તવર્ગ ) તાંબાનું સૂચન કરે છે પાંચમો સ્વર આઠમો વર્ગ અને મગર લોઢાનું સૂચન કરે છે પાંચમા અક્ષર વગરનો ત્રીજો વર્ગ અને કવર્ગનો પાંચમો અક્ષર, આઠમો તથા પાંચમો સ્વર એ બે પ્રશ્નમાં આવતા હોય તો કાંસાનું સૂચન કરે છે બારમો છઠ્ઠો સ્વર તથા ત્રીજા વર્ગનો પાંચમો અક્ષર જો પ્રશ્નમાં આવ્યા હોય તો નક્કી સીસું છે એમ કહે છે ન, પ, ક, મ તથા ક એ બે પ્રશ્નમાં હોય તો પિત્તળનું સૂચન કરે છે ક, વ, પ, ક, મ અને ઈ એ કંસાનું સૂચન કરે છે એમાં સંદેહ નથી સુવર્ણદ્યોતકવર્ણ મરકત, માણેક વગેરે રત્નોનું સૂચન કરે છે તેમજ રૌપ્ય વાચક વર્ણ મોતી, હીરા વગેરે રત્નોનું દ્યોતન કરે છે તામ્રદ્યોતક વર્ણ પ્રવાલ ઇત્યાદિ રત્નોનું સૂચન કરે છે જ્યારે લોહ દ્યોતક વર્ણથી ઇન્દ્રનીલમણિ વગેરે રત્નો સમજવાં. કંસાનો દ્યોતક વર્ણ કાચ ઇત્યાદિ રત્નો ( બનાવટી રત્ન )નું સૂચન કરે છે પિત્તળ અને સીસાના વર્ણો ઉત્તમ પ્રકારનાં કામનાં રત્નોનું સૂચન કરે છે ક્રમમાં ઉત્તરસંજ્ઞક વર્ણો હોય તો ધાતુદ્યોતક ક્રમમાં ઘડેલી ધાતુ કહેવી. અને જો અધરસંજ્ઞક વર્ણો હોય તો વગર ઘડેલી ધાતુ છે એમ જાણવું ક્રમમાં ઘડેલાં આભૂષણોની પ્રાપ્તિ થતી હોય, અને જો આલિંગિત વર્ણો હોય તો કડાં, કેયૂર ઇત્યાદિ આભૂષણો જાણવાં. જો અધરસંજ્ઞક વર્ણો હોય, તો મોજડા ઇત્યાદિ વાસણો સમજવાં ૩૦ થી ૪૯

उत्तरवण्णपहाणं पन्हे दरिसेइ अहिणवाहरणं ॥

अहरक्खर अपहाणं अहुमुत्तं णत्थि संदेहो ॥ ५० ॥

सघो उत्तरवण्णो भवति सुरलोअ लोअणाहरण ॥
अहरक्खराइ णूण मानवलोक्स्स जतूण ॥ ५१ ॥
दुप्पयवण्णा पण्हे दुप्पअ जतूण जुवइ आहरण ॥
सोघिणराणणघाण विहगाण विहगवण्णोयं ॥ ५२ ॥
जइ चतुप्पअवण्णा पन्हे लन्धाइ हुति पउराइं ॥
मा करइ इत्य मति जाणिज्जह ता चतुप्पआहरण ॥ ५३ ॥
दिमकुचवेअअट्ठमआ सरमा दरसति अढेआहरण ॥
ससिनीअगहमत्तमआ मज्जिअग मत्ताघराहरण ॥ ५४ ॥
आहरणाणतवण्णा समिद्धा हुति जइअ ते पउरा ॥
तातयणाणिविद्ध भायण अत्ताण वण्णा हिं ॥ ५५ ॥

આભૂષણ છે એમ નક્કી થયા પછી કેવા આભૂષણ છે? જો પ્રશ્નમાં જો ઉત્તર સંજ્ઞક વર્ણો હોય તો નવા ઘરેણાં છે એમ કહેવું અને જો અધરસંજ્ઞક વર્ણો હોય તો વાપરેલા ઘરેણાં છે એમ કહેવું આમાં જરા પણ સંદેહ નથી. જો ઉત્તરસંજ્ઞક વર્ણો હોય તો દેવતાના નામવાળા અને અધરસંજ્ઞક વર્ણ હોય તો મનુષ્યોના નામવાળા, તેમજ ચતુષ્પદ જંતુ આદિ નામવાળા આભૂષણ છે એમ કહેવું જો દ્વિપદ અક્ષર હોય તો બે પગવાળા જંતુઓના નામવાળા આભૂષણ સમજવા અને પક્ષી સંજ્ઞક વર્ણો હોય તો પક્ષીઓના નામવાળા આભૂષણ સમજવા. જો પ્રશ્નમાં ચતુષ્પદ વર્ણો વધારે હોય તો ચતુષ્પદ સંજ્ઞક આભૂષણ છે, તેમાં કોઈ જાતની શંકા કરવી નહિ જો પ્રશ્નમાં પહેલા, બીજો, ચોથો કે આઠમો જો સ્વરો હોય તો શરીરના ઉપરના ભાગનાં આભૂષણો છે એમ સમજવું અને જો પહેલા, ત્રીજો, સાતમા અને નવમા એ સ્વર હોય તો નીચેના ભાગના આભૂષણ છે એમ સમજવું જો આભૂષણ પ્રશ્નમાં વધારે પડતા વર્ણો જોડાએલા હોય તો રત્નજડિત આભૂષણ છે એમ કહેવું અને જો વધારે છે એમ નક્કી થતું હોય અને તેમાં વર્ણનું વિશેષ પ્રમાણ હોય તો તે વાસ્તવ રત્નજડિત છે એમ જાણવું ૫૧ થી ૫૫

इयउ गुरुट्ठ तारयण सुद्ध जाइय मुणह ॥
त अहरक्खरट्ठ कित्तिमअं मीमिपामिस्स ॥ ५६॥
उत्तममज्झिम अवमाई हुंति अणाणाई ॥
तहजहामस्स आलिंगियादिवूमियरदूपत्तेहिं पण्णहिं ॥५७॥

જે પ્રશ્નમાં ઉત્તર અને અધરસંજ્ઞક વર્ણો હોય તેમાં ઉત્તરસંજ્ઞક વધારે હોય તો શુભ જાણવું અને અધરસંજ્ઞક વધારે હોય તો વાસ્તવિક શું છે, તે સમજવું કઠિન છે જે નાણાં સંબંધી પ્રશ્ન હોય તો આલિંગિત વર્ણો ઉત્તમ પ્રકારનાં, અભિધૂમિત મધ્યમ પ્રકારનાં અને દગ્ધ અધમ પ્રકારનાં નાણાંનું સૂચન કરે છે ૫૬-૫૭

पढमं तरुणा वण्णा तहसासिगहसंमित सरचेवा ॥
कच्चग दुआणवण्णा दसम उज्जो सरोवेवि ॥ ५८ ॥

रिठवाणरुअ सरउ पंचमवणाई तिण्णाई ॥
जपति से सदुइज्जा वण्णावलिं वग्गाण चत्तारी ॥ ५९ ॥

अट्ठम चउअ तिसरा चतुत्य वण्णेण आइ आतिणि ॥
जपति सळडजाई विसेसाई गुम्माई ॥ ६० ॥

गजडे हिं होति अलआ सालादि सत्तम सरेहिं गहिणइं ॥
दक्लासहिवण्णा पहुदीनी जाणेहा ॥ ६१ ॥

जलसाहारण जंगलदेसपमूअं पर्वति मूरुहअं ॥
आलिंगिआहिधूमिअदड्ढवण्णा जहासंसं ॥ ६२ ॥

सव्वो हूंति असोया साणिहि आतुत्तरहि वण्णेहि ॥
अधरस्वरे हि अधमा ण्हाय्य डड्ढेहि दूरहा ॥ ६३ ॥

सञुत्ता अमञुत्ता जहाकमं लद्ध वण्णेहि ॥
फलिया फलिया तरुणो केवली जणेण भासंति ॥ ६४ ॥

કકારાદિ સાત વર્ગો પૈકી દરેકના પ્રથમ વર્ણ તથા પહેલો અને નવમો સ્વર એ વડનાંઝાડનું સૂચન કરે છે કવર્ગ અવર્ગ તથા ટવર્ગના બીજા અક્ષરો અને બીજો તથા દશમો સ્વર એ વેલીઓનું સૂચન કરે છે છઠ્ઠો, પાંચમો અને અગિયારમો એ સ્વર અને કકારાદિ સાતે વર્ગોના પાંચમા અક્ષરો તૃણ (ઘાસ)નું સૂચન કરે છે વર્ગોના ચોથા અક્ષરો નાની વેલીઓ (ઘાસની જાતની)નું સૂચન કરે છે આઠમો ચોથો, અને ત્રીજા સ્વરો તથા કકારાદિ વર્ગોના ચોથા અક્ષરો તેમજ ચ છ અને ક ન અક્ષરો દ્રુમોના ગુચ્છાવાળી વેલીઓનું સૂચન કરે છે ગ, જ અને ડ એ અક્ષરો

શાલ (દેવદારૂ) ઇત્યાદિ વૃક્ષોનું સૂચન કરે છે સાતમો સ્વર પણ તેવું સૂચવે છે આલિંગિત, અભિધૂમિત તથા દગ્ધ વર્ણો અનુક્રમે સાધારણ જલના આધારે થનારા, પાણીકીનારાના તથા જલમાં થનારાં વૃક્ષોનું સૂચન કરે છે ઉત્તરસંજ્ઞક વર્ણો અશોક ઇત્યાદિ ઉત્તમકોટીનાં વૃક્ષોનું અધરસંજ્ઞક વર્ણો હલકી કોટીનાં વૃક્ષોનું અને દગ્ધ વર્ણો ક્રૂર પ્રદેશના વૃક્ષોનું સૂચન કરે છે પ્રથમમાં રહેલા સંયુક્ત વર્ણો ફળેલા વૃક્ષનું અને અસંયુક્ત વર્ણો ફળ વગરના વૃક્ષનું સૂચન કરે છે એમ કેવલી પુરુષોએ કહ્યું છે ૫૮ થી ૬૪

तद्दिय महसा सपक्ख अपुणो विमास्स वित्तहयवत्सरए ॥
जहसंखं लहसुहं एसु असलेसु वग्गेसु ॥ ६५॥
उत्तर वण्ण पहाणे उत्तरमअण पयासए पन्हे ॥
अधराखर पहाण दक्खिण मअणं ण सदेहो ॥ ६६ ॥
पढमक्खरेण मसिरो महुउ तहा नीअएण वग्गेण ॥
तीअक्खरेण गम्हे चउथेणय पाउसा होइ ॥ ६७ ॥
सत्तम स्वरे हि सरओ कहिओ अणुण्णामि हेमंतो ॥
अंअइतुतु अक्खर पयासिय जिणवरिंदेण ॥ ६८ ॥

પ્રથમમાં રહેલા કકારાદિ વર્ગોના પાંચે વર્ણો અનુક્રમે તરત જ (તે દિવસે જ) એક મહીને, ચાર મહીને, બે મહીને અને એક વર્ષે કાર્યની સિદ્ધિ થાય, એમ સૂચવે છે જો પ્રથમમાં ઉત્તરસંજ્ઞક વર્ણ હોય તો ઉત્તરાયણ અને અધરસંજ્ઞક વર્ણ હોય તો દક્ષિણાયનનું સૂચન કરે છે એમાં સંદેહ નથી. કકારાદિ વર્ગોના પ્રથમ વર્ણથી શિશિર બીજાથી વસંત ત્રીજાથી ગ્રીષ્મ અને ચોથાથી વર્ષા ઋતુનું સૂચન થાય છે સાતમો સ્વર શરદ્ ઋતુ કહે છે અનુનાસિક (કકારાદિ વર્ગના પાંચમા અક્ષર) હેમંત ઋતુનું સૂચન કરે છે એમ જિનવરે પ્રકાશિત કર્યું છે ૬૫ થી ૬૮

होइ चेटहिं चित्तो वेमाहो होइ गजडे हि वण्णेहि ॥
जिठे विदवलसेहि ईउढयगदेहि आमाग ॥ ६९ ॥
णहुहाहद भवहेहि सरिरिउ मरह्यणेहि भजवउए ॥
विंदुविसग्गा अमेसय पचमवण्णेहिं आसिण तु ॥ ७० ॥
तहतपक्त्तिक्मामो क्हितु पदमेहिं दोहि वण्गेहिं ॥
पावण्णे हिं वि दोहि मिअमग्गामोअ मामोअ ॥ ७१ ॥

